# LORD CHESTERFIELD'S
## ADVICE TO HIS SON.

**With Choice Selections**

FROM

## COLTON'S LACON.

TRANSLATED INTO GUJARÂTI

BY

HARIDÂS VIHÂRIDÂS DÊSÂI,

AND

G. V. DÊSÂI AND M. N. DVIVEDÎ.

BOMBAY:

PRINTED AT THE NIRNAYA-SÂGARA PRESS.

1890.

*Price 12 Annas.*

# પ્રસ્તાવના.

શ્રી વિક્રમ સંવત્ ૧૯૨૪-ઈસવી સન ૧૮૬૮-ના બુદ્ધિવર્ધકગ્રંથના અંક ૧-૨ માં "ચેસ્ટર્ફીલ્ડનો પોતાના પુત્રને ઉપદેશ" એ નામથી મૂલ ઇંગ્રેજી પુસ્તક-Lord Chesterfield's Advice to His Son-તેનું ભાષાન્તર પ્રસિદ્ધ થવામાં આરંભ થયો હતો. અને પછી બહુ અંકોમાં તે ભાષાન્તરનું મુદ્રાંકિત થવું ચાલતું રહ્યું હતું. એ ભાષાન્તરના આદિમાં જે સંક્ષિપ્ત પ્રવેશક વા ઉપોદ્ઘાત બુદ્ધિવર્ધકગ્રંથના તંત્રીની વતી તે સમયે લખવામાં આવ્યો હતો તે આ લખનારે જ બહુભાગે નીચેપ્રમાણે લખ્યો હતો.

"શ્રીસરસ્વતી અને શ્રીલક્ષ્મીનો જ્યાં સંગમ થાયછે ત્યાં અદ્ભુત સુખશોભા થાયછે. એ સંયોગ દેશના ઉદયનું સુચિહ્ન અને સૂચિપત્ર છે.

એ સરસ્વતી અને લક્ષ્મીનો સંગમ પોતાના દેશમાં જોયેથી દૂરદર્શી દેશાભિમાનીઓને જે આનન્દ થાયછે એથી અધિક બીજા કશાથી થતો નથી.

## ગીતિ.*

'અન્યોન્ય વિરોધીનિનો એકાશ્રય દુર્લભ બનવો જ કદા'
'શ્રી-સરસ્વતી બેનો પણ સંગમ સાધુહિતર્થે થાવ સદા.'

એ મહાકવિ કાલિદાસે વિક્રમોર્વશીય ત્રોટકમાં પુરૂરવા રાજાપાસે ભરતદ્વારા કરાવેલી યાચના છે, તે યથાર્થ છે. હાલ આપણા રાજ્યકર્તા ઇંગ્રેજોનો જે મહાન્ પ્રતાપ છે, તે, એ સંગમ થયાને લીધે જ થયો છે. એટલે હવે એ વિષયનો નિર્ણય કરવા અનુમાનપ્રમાણની અપેક્ષા રહે એવું નથી.

ઉપરની વાર્ત્તા અત્રે લખવાનો પ્રસંગ અમને નીચેના કારણથી આવ્યો છે.

લાર્ડ ચેસ્ટર્ફીલ્ડ એક પ્રતાપી પુરુષ હતો.—એટલે કે તે બલવાન્, બુદ્ધિમાન્, ધનવાન્ અને રાજ્યશક્તિમાન્ હતો. સન ૧૬૯૪ માં લંડનનગરમાં તે જન્મ્યો હતો.

કેમ્બ્રીજ પાઠશાલામાં તેણે વિદ્યાભ્યાસ કર્યો. પછી સન ૧૭૧૪માં યૂરોપખંડઉપર પ્રવાસ કરવાને તે ગયો. તે સન્ધિમાં તેના કાકા જનરલ સ્ટાન્હોપને પ્રથમ જીયાર્જના મંત્રીનું પદ મળતાં ચેસ્ટર્ફીલ્ડને સ્વદેશ તેડાવ્યો.

---

* परस्परविरोधिन्योरेकसंश्रयदुर्लभम् ।
संगतं श्रीसरस्वत्योर्भूतयेस्तु सदा सताम् ॥

યૌવનદશા પ્રાપ્ત થતા પહેલાં તો તે ઇંગ્રેજી રાજ્યસભા (Parliament) માં એક સભાસદરૂપે વરાયો. તેનામાં ભાષણ કરવાની શક્તિ બહુ સારી હતી. તેના પક્ષના પ્રતિપક્ષીઓને તો તેની એટલી ભીતિ લાગી કે કંઈક મિષે સભામાંથી તે દૂર થાય, એવો લાગ તે ખોલતા. સન ૧૭૨૬ માં તેના પિતાનું મરણ થતાં ચેસ્ટર્ફીલ્ડને તેનું સ્થાન તથા સારો ગ્રાસ મલ્યાં. તેમ થતાં તેને રાજ્યસભાના ઉપરિસ્થ ગૃહ (Upper House of Parliament) માં જવું પડ્યું. બીજા જીયાર્જના સમયમાં તેને રાજ્યાધિકાર મળવા માંડ્યા. અન્તે સન ૧૭૪૫માં તે આયર્લન્ડનો લાર્ડ લેફ્ટિનન્ટ (રાજપ્રતિનિધિ) થયો. ત્યાં તેણે સમતા તથા મર્યાદાથી લોકપ્રીતિ સંપાદન કરી એવી સારી રીત્યા રાજ્ય ચલાવ્યું છે કે, ત્યાંના લોકો ઉપકાર માની તેને હજી સંભારેછે. સન ૧૭૪૬માં તેને રાજ્યના મંત્રી (Secretary of State) નું પદ આપવામાં આવ્યું. જે તેણે મંદપ્રકૃતિને લીધે તથા કંઇક અન્ય કારણથી બે વર્ષમાં છોડી દીધું.

એ પ્રમાણે ધનની તથા અધિકારની અનુકૂલતા હતી તોપણ, તે લખવાના યશસ્વિ કાર્યમાં પશ્ચાત્ ન હતો. The World (જગત્) આદિ અનેક પત્રોમાં તે અનેક વિષયો લખી પ્રસિદ્ધ કરાવતો. તે એવા તો સરસ

લખાતા કે વિદ્વાન્ ડાક્ટર જાહ્નસન જેવા પણ તેનાં વખાણ કરતા. સન ૧૭૭૩ માં ૭૯ વર્ષના વયે તે મરણ પામ્યો.

એ કુલીન પુરુષ, મહાવિવેકી, અનુભવી અને બહુ પ્રકારે પૂર્ણ હતો. તેણે પોતાના પુત્રોને પત્ર લખ્યા હતા તે તેની પ્રપંચદક્ષતાસાર હજી પણ પ્રસિદ્ધ છે. તેના ગ્રંથોમાં તેનો 'પોતાના પુત્રપ્રતિ ઉપદેશ' નામનો ગ્રંથ એક મુખ્ય ગણાય છે. તેમાં સંસારવ્યવહારોપયોગી અનેક વિષયોપર પોતાના અનુભવેલા વિચાર સંક્ષેપમાં લખ્યાછે. તે આ ગ્રંથના વાંચનારના વાંચ્યામાં આવશેજ; એટલે તે વિષયે અત્ર વિવેચન કરવાની અગત્ય નથી.

એવા એક ભારે સમૃદ્ધિમાન્, પ્રતાપી, અનુભવી, કુલીન પુરુષના વિચારનું ભાષાન્તર, આપણા દેશનો એક પ્રતાપી, કુલીન યુવક કરે, એ બહુ સન્તોષદાયક છે. પૂર્વોક્ત ગ્રંથનું ભાષાન્તર એક ધનવાન્, વિદ્વાન્ યુવકે કરવા માંડ્યુંછે. તેણે કૃપા કરી અમારા માસિકપત્રદ્વારાએ પ્રસિદ્ધ થવા મોકલ્યું છે તે બહુ ખુશી સાથે માન્ય કરિયે છિયે. આ પ્રસંગે અમારા બીજા ધનવન્ત ગૃહસ્થોને સૂચના કરિયે છિયે કે—લોકકલ્યાણાર્થે લખવાનું કાર્ય સર્વ કરતાં ઉત્તમ અને કીર્ત્તિદાયક છે. ઈશ્વરકૃપાથી એ શુભ કાર્ય કરવાની જેનામાં શક્તિ હોય તેણે એ લાભ-

દાયક કાર્ય કરવાનો અવસર જવા દેવો નહિ. લખનારની પંક્તિમાં નામ લખાય એ સમાન બીજું થોડું છે. ગ્રંથકારની પંક્તિમાં નામ આવે એ કેટલું મૂલ્યવત છે તે આપણાં મહારાણી વિક્ટોરિયાજેવાં ગ્રંથકારની પંક્તિમાં નામ લખાવવા યત્ન કરેછે તે ઉપરથી જ સ્પષ્ટ જણાઈ આવશે.”

પૂર્વોક્ત—‘આપણા દેશનો એક પ્રતાપી કુલીન યુવક’ -ભાષાન્તરકર્ત્તા, જેનું નામ તે સમયે આપવામાં આવ્યું નથી, તે કોણ છે, તેનું તો આ પુસ્તકનું મુખપત્ર જ હવે પ્રકાશન કરેછે કે, તે,-નડીઆદના બહુ પ્રસિદ્ધ દેશાઈકુલના જ્યેષ્ઠ, અને સૌરાષ્ટ્રરાજ્યના પ્રધાન-રાજમાન્ય રાજ્યશ્રીયુત હરિદાસ વિહારિદાસ છે. તેમણે ભાષાન્તર કરતાં જે ભાગ શેષ હતો તેનું ભાષાન્તર તેમના જ કનિષ્ઠ બાંધવ રા. રા. ગોપાલદાસ વિહારિદાસ દેશાઇ, તથા સાક્ષર રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી એઓએ પૂર્ણ કર્યું છે.

લાર્ડ ચેસ્ટર્ફીલ્ડનામાં પ્રાપંચિકબુદ્ધિ વિશેષ હતી. અન્તરંગસાધન-**પ્રકૃતિથી** જગત્‌ને આકર્ષ્યા કરતાં, બહિરંગસાધન-**આકૃતિથી** જગત્‌ને મોહપાશમાં નાખવા, તેનો પ્રયત્ન અધિક હતો, એમ તેના ચરિત તથા લેખથી જણાય છે. અન્તરના સ્થાયીભાવવિષયમાં તેનું ય-

થેચ્છ લક્ષ દેખાતું નથી. બહિર્‌ના અનુભાવઉપર તે પોતે બહુ લક્ષ રાખતો; અને તેના પુત્રપ્રતિ ઉપદેશમાં પણ તેજ તરી આવેછે. બાહ્યવિનય તથા બાહ્ય શિષ્ટાચારમાં જ વ્યવહારકુશલતા વસે છે એમ માની તે પ્રમાણે તે વર્ત્યો જણાયછે. કાચા રંગની પેઠે તુરત તો, ગુણાભાસ, યુક્તિ, વિનય, સભ્યાચારાદિ ચાતુર્ય, સામાન્ય લોકને આકર્ષેછે, પણ અન્તે તે ચાતુર્ય ફીકું પડી ઉડી જઈ, તે ધારણકરનારને, હાનિ નહિ તો, લાભ તો નથી જ કરતું. સત્ય જ નિત્ય છે. અન્તર્‌ની વિશુદ્ધિ વા સદ્‌ગુણો જ સદા પ્રકાશી રહી સ્વ-પરને લાભપ્રદ તથા સુખપ્રદ થાયછે. સામાન્યરીત્યા તો ગમે તેમ જોવામાં આવે, પરન્તુ સમજુ મનુષ્યો તો આભાસથી ન છેતરાતાં ગુણની પરીક્ષા કરી તદનુસાર જ તેનું મૂલ્ય આંકે છે. બાહ્યની સભ્યતા કરતાં અન્તર્‌ના સમભાવથી (sympathy) તેઓ અધિક પ્રસન્ન થાયછે. રાજ્યાધિકાર, ધનાઢ્યતા, કે એવીજ કોઈક ચંચલ સંપત્તિને લીધે ગુણાભાસોથી લોકોને છેતરવા કેટલાંક મનુષ્યો સમર્થ થાયછે, પણ તે સ્વભાવે ક્ષણભંગુર સંપત્તિથી ચલતાં, જે ધારણાથી છલ કરવામાં આવ્યું હોયછે તેથી વિપરીત જ ફલ થાયછે, એમ બહુ પ્રસંગે જોવામાં આવેછે.

સભ્ય લાર્ડ ચેસ્ટર્ફીલ્ડ અને વિદ્વાન્ ડાક્ટર જાહ-

સનના સંબંધનો એક પ્રખ્યાત પ્રસંગ અત્ર નીચે ઉતાર્યોછે તેઉપરથી બહુ વિચાર સૂઝવાનો સંભવ છે.

તે સમયે ઇંગ્લંડમાં કેવી સ્થિતિ હતી, રાજ્યાધિકારીનો અને વિદ્યાધિકારીનો પરસ્પર કેવો સંબંધ રહેતો, અધિકારવાન્, ધનવાન્, આદિ અન્યવાન્ કરતાં સ્વાશ્રયી વિદ્યાવાન્ અધિક સમયસુધી કેટલું ઉચ્ચ પદ ભોગવેછે, એ આદિ આ પ્રસંગથી સહજ જણાઈ આવેછે.

લાર્ડ ચેસ્ટર્ફીલ્ડ એક જાતિની બુદ્ધિથી યુક્ત તો હતો જ. તેની સ્વાર્થદૃષ્ટિએ પણ તેને દેખાડ્યું હતું કે વિદ્વાનોનો વ્યાસંગ બહુ ઉપયોગી અને લાભકારક છે. તેથી વિદ્વાનોને આકર્ષવા તે પ્રયત્ન કરતો હતો. ડાક્ટર જાહ્નસને ઇંગ્રેજી કોષ રચવાનો સંકલ્પ કર્યો છે જાણી, ચેસ્ટર્ફીલ્ડે, તેની પ્રશંસાદ્વારાએ, એ શુભ કાર્ય સાથે સંબંધ કરવા ઇચ્છ્યું. પરસ્પરના સ્નેહિસંબંધીઓદ્વારા તેમ અનુસંધાન પણ થયું. કોષની રચના વિષયનું પ્રથમ પત્ર લાર્ડ ચેસ્ટર્ફીલ્ડને સંબોધાયું. ચેસ્ટર્ફીલ્ડે પોતાના ગૃહમાં તેડાવી ડાક્ટર જાહ્નસનની આગતાસ્વાગતા કરવા માંડી અને સભ્યતા તથા વિવેકાભાસ પૂર્ણ દેખાડ્યાં. બાહ્યાન્તર્માં ભેદ હતો તે ડાક્ટર જાહ્નસનના જાણવામાં તે વેળા ન આવ્યું. પરન્તુ

अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति,

કેહેવાયછે, તે અતિ પરિચય ન રાખ્યા છતાં પણ ડાક્ટર જાહ્નસનની અવજ્ઞા થવા માંડી. એક દિવસ મલવા જતાં બહુવારસુધી બહિર્ બેશી રહેવું પડચું. અને તેમ થયાનું અવજ્ઞાવિના બીજું કારણ ન જણાયાથી ડા. જાહ્નસને ચેસ્ટર્ફીલ્ડને ત્યાં જવું મૂકી દીધું. ચેસ્ટર્ફીલ્ડનાં ઉપેક્ષા અને અનાદર જોઈ પછી જાહ્નસને પણ તેપ્રતિનાં અપેક્ષા, આદર તથા સ્નેહ મમતા છોડી દીધાં.

ઇ. સન ૧૭૫૫માં ડાક્ટર જાહ્નસનનો કોષ પ્રસિદ્ધ થવાનો સમય આવ્યો. ચેસ્ટર્ફીલ્ડ એમ આશા રાખતો કે તે કોષ પોતાને અર્પણ થાય. વચ્ચે ઉપેક્ષા દર્શાવેલી તેની કટુતા કહાડી નાંખવા ચેસ્ટર્ફીલ્ડે The World જગત્ નામના પત્રમાં અંક ૧૦૦+૧૦૧ ના વિષયો લખી કોષકર્ત્તાની અને કોષની પ્રશંસા લખી. પરોક્ષ રીત્યા તે વાર્ત્તા ડાક્ટર જાહ્નસનને જણાવી પણ ખરી. પરન્તુ એ સામ[1] ઉપાયની યુક્તિ નિષ્ફલ ગઈ. અન્તર્ ભાવવિનાના મુખમધુર શબ્દથી હવે જાહ્નસન છેતરાય એમ ન હતું. આ પ્રસંગે ડાક્ટર જાહ્નસને લાર્ડ ચેસ્ટર્ફીલ્ડને એક પત્ર લખ્યું છે તે હજી પણ પ્રખ્યાત છે, પરન્તુ તે વેળા તો તે બહુજ ઉદ્દીપક ગણાઈ બહુ

---

૧ પ્રિય વાકયો બોલી સાન્ત્વન કરવું તે.

જનની ચર્ચાનો વિષય થયું હતું. તે પત્ર નીચે પ્રમાણે હતું.

*February 7th, 1755.*

To,

THE RIGHT HONOURABLE,

THE EARL OF CHESTERFIELD.

MY LORD,—I have been lately informed, by the proprietor of the *World*, that two papers, in which my Dictionary is recommended to the public, were written by Your Lordship. To be so distinguished, is an honour, which, being very little accustomed to favour from the great, I know not well how to receive, or in what terms to acknowledge.

When, upon some slight encouragement, I first visited Your Lordship, I was over-powered, like the rest of mankind, by the enchantment of Your address, and could not forbear to wish that I might boast myself *le vainqueur du vainqueur de la terre;* that I might obtain that regard for which I saw the world contending; but I found my attendance so little encouraged, that neither pride nor modesty would suffer me to continue it. When I had once addressed Your Lordship in public, I had exhausted all the art of pleasing which a retired and uncourtly

scholar can possess. I had done all that I could; and no man is well pleased to have his all neglected, be it ever so little.

Seven years, my Lord, have now past since I waited in your outward rooms, or was repulsed from your door; during which time I have been pushing on my work through difficulties, of which it is useless to complain, and have brought it, at last, to the verge of publication, without one act of assistance, one word of encouragement, or one smile of favour. Such treatment I did not expect, for I never had a patron before.

The shepherd in Virgil grew at last acquainted with Love, and found him a native of the rocks.

Is not a patron, my Lord, one who looks with unconcern on a man struggling for life in the water, and, when he has reached ground, encumbers him with help? The notice which you have been pleased to take of my labours, had it been early, had been kind; but it has been delayed till I am indifferent, and cannot enjoy it; till I am solitary, and cannot impart it; till I am known, and do not want it. I hope it is no very cynical asperity, not to confess obligations where no benefit has been received, or to be unwilling that the public should consider me

as owing that to a patron, which Providence has enabled me to do for myself.

Having carried on my work thus far with so little obligation to any favourer of learning, I shall not be disappointed though I should conclude it, if less be possible, with less; for I have long been wakened from that dream of hope, in which I once boasted myself with so much exultation.

My Lord,

Your Lordship's most humble and

Most obedient servant,

SAM. JOHNSON.

એ પ્રસંગ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સ્વાશ્રયી પુરુષો કોઈની અપેક્ષા રાખ્યાવિના પણ મહાકાર્યો કરી શકેછે. જગતની સામાન્યદૃષ્ટિમાં કોઈ ગમે તેવો મ્હોટો ગણાતો હોય પણ નિસ્પૃહીને તે તૃણવત્ છે.

ગુણાભાસ દર્શાવવામાં ચેસ્ટર્ફીલ્ડ બહુ ચતુર છતાં પણ તેને તેમાંથી કશો સ્થાયી લાભ થયો નથી. અન્તે તેને પોતાને પણ તેનો મોહ નષ્ટ થઇ ગયો હતો અને ઉત્તરાવસ્થામાં તે પશ્ચાત્તાપસહિત મનભંગ અને દુઃખી થયો હોય એમ તેનાજ એક વાક્ય ઉપરથી અનુમનાય છે. એક પ્રસંગે તેણે કહ્યું છે કેઃ—

"Lord Tyrawly and I have been dead these two years; but we do not choose to have it known."

"લાર્ડ ટયરાલી અને હું બે વર્ષથી મુવા છિયે પણ તે જાણવા દેવું અમને રુચતું નથી."

લોકમાં તેનું એવું વિસ્મરણ અને એવી અવજ્ઞા થઈ હતી કે તેના જેવા કુશલ મનુષ્યને ભાવવિનાના અનુભાવથી અન્તે થતી હાનિનું ભાન થયાવિના રહેજ નહિ.

તેણે જે ગમરકર વિદ્યાનો આશ્રય લીધો હતો અને પ્રસ્તુત "પુત્રપ્રતિ ઉપદેશ" આદિ જે લખાણ કર્યાં હતાં તેને લીધે જ, બહુ જનનાં મન આકર્ષી કીર્તિ સંપાદન કરવાની તેના અન્તઃકરણની બલવત્તરા ઈચ્છા હતી તે, કંઇક અંશે સિદ્ધા થઇછે.

સામાન્ય લોકમાં બાહ્યોપચારનું તાત્કાલિક બલ જેવામાં આવેછે તેથી તે કેટલેક અંશે ઉપયોગી છે. પરન્તુ તેનાં મૂલ અન્તર્‌ના સદ્ગુણમાં હોય તો તેનું સૌંદર્ય કંઇક અપર જ થાયછે. વસ્ત્રની સુંદરતા સાથે શરીરની સુંદરતા પણ હોય તો તેનો પ્રતાપ અસાધારણ થાયછે.

દૃશ્યનીતિ-રીતિનાં મૂલ, ગુપ્ત વા અગોચર અન્તર્‌ના સદ્ગુણોમાં હોય તો તેનું બલ તો બહુ જ છે. એ ઉભયનો સંયોગ સર્વને અવશ્ય સુખપ્રદ થાયછે. એક સ્વાભાવિક સુંદર વાટિકા હોય તેમાં અનેક સફુલ્લફલ

વૃક્ષ, વનસ્પતિ, વલ્લિ આદિ હોયછે તે, તેના સંબંધીઓનાં મનને રંજન તથા હરણ કરી તેમને સુગંધ અને સુસ્વાદ પણ આપેછે. પરન્તુ કોઈ વૃક્ષાદિની પુષ્પફલવાળી શાખાઓ કાપીલાવી કૃત્રિમ વાટિકા રચી હોય તે, તુરત તો કદાપિ મનોહર લાગે, પણ તેનાં મૂલ અન્તર્માં ન હોવાથી, પછી વેળા વીતતાં તે કરમાઈ સૂકાઇ બગડે છે, અને અન્તે તે નિર્જીવ વસ્તુ દૂર કરવા યોગ્ય જ થાયછે. તેજ પ્રકારનો-અન્તર્‌ના **વિશુદ્ધભાવરૂપી** મૂલસહિતના બહિર્‌ના સજીવ વિવેક વિનયાદિ **અનુભાવમાં**, અને નિર્જીવ કૃત્રિમ અનુભાવમાં-અન્તર છે

અને તેમ છે એ કારણથી આ લાર્ડ ચેસ્ટર્ફીલ્ડના "પુત્રપ્રતિ ઉપદેશ" સાથે મૂલ પુસ્તકના આધુનિક પ્રસિદ્ધ કર્તાએ, ધી રેવરેન્ડ કોલ્ટૉન નામના ધર્માધિકારિકૃત Lacon 'સંક્ષિપ્ત સુવાક્ય'માંનો કેટલોક ભાગ તેજ પુસ્તકમાં આપ્યો છે એમ અનુમનાય છે. અને એવાજ કારણથી-બાહ્યાન્તરગુણ પરસ્પર સહકારી થયે બહુ ઉપકારી થાયછે તેથી-તે ઉભયદર્શક બંને ગ્રંથનું ભાષાન્તર અત્ર આપ્યું છે.

બાહ્યોપચાર સંબંધમાં આપણા દેશમાં એવો વિચાર છે કે:—

"उपचारः कर्तव्यो यावदनुत्पन्नसौहृदाः पुरुषाः।
उत्पन्नसौहृदानामुपचारः कैतवं भवति" ॥

જ્યાંસુધી પુરુષોમાં સ્નેહ—બાંધવતા—ઉત્પન્ન નથી થયાં ત્યાંસુધી ઉપચાર કરવો યોગ્ય છે, પરન્તુ સ્નેહ-બાંધવતા ઉત્પન્ન જેમનામાં થયાંછે એવા પુરુષોને ઉપચાર છે તે કપટરૂપ થાયછે.

મનુષ્યો પરસ્પર સંબંધમાં આવેછે તેના મુખ્ય ત્રણ પ્રકાર છે,—કાયિક, વાચિક તથા માનસિક. પરસ્પરનાં દર્શનમાત્રથી જે મનઉપર છાયા પડેછે તે કાયિક આચારથી પડેછે. તે તન્નિષ્ઠ સ્વરૂપથી, વસ્ત્રથી, તથા અભિનય, ચેષ્ટા, હાવ આદિથી જણાયછે. ભાષણ થયાથી મનઉપર જે ચિહ્ન થાયછે તે વાચિક ઉપચારથી થાયછે. તે તન્નિષ્ઠ પ્રિય, અનુકૂલ, સવિનય ભાષણથી જણાય છે. મુખ્યત્વે આ બે વિષય—જેનો ઉપયોગમાત્ર પ્રત્યક્ષ સંબંધમાં આવનારવિષે જ થઈ શકે છે—તે લાર્ડ ચેસ્ટર્ફીલ્ડે 'પોતાના પુત્રપ્રતિ ઉપદેશ'માં વર્ણ્યો છે.

તૃતીય પ્રકાર માનસિક વિચારનો છે. તે બહુકરી પ્રત્યક્ષ નથી દીસતો, પરંતુ પરિણામ અથવા કાર્યથી અનુમાન કરવા યોગ્ય છે. માનસિક વિચારથી મનઉપર જે મુદ્રા પડેછે તે બલવતી હોયછે, અને બહુ વેલાસુધી

રહેછે. તે બહુ કરી અપરોક્ષ હોયછે અને ફલ થયાથી જણાય છે. અને કોઈ કોઇ સંબંધમાં તો તેના સ્વરૂપનો બાહ્ય પ્રકાશ નથી પણ જણાતો. પરંતુ તે જ સર્વોપરી છે. અને તેના ઉપયોગનો પણ પ્રત્યક્ષ પરોક્ષ બહુ જ વિસ્તર છે. આ ત્રિજો પ્રકાર Lacon 'સંક્ષિપ્ત સુવાક્ય' જેવા લેખોમાંથી ગ્રહણ કરવાનો છે.

એ રીતે આચાર-ઉપચાર-તથા વિચારની કંઇક વ્યવસ્થા છે. એ ત્રણેનું મેલન યથેચ્છ પ્રકારે જેનામાં હોયછે તેનાં પ્રતાપ તથા સામર્થ્ય અસાધારણ હોયછે. પરન્તુ એકત્ર એવું યથેચ્છ મિશ્રણ દુર્લભ છે. એ ત્રણમાં વિચાર એ જીવન જેવો મુખ્ય છે, માટે કોઈ જન સંબંધી કંઇ પણ અભિપ્રાય બાંધવો હોય તો તેનો મુખ્ય આધાર વિચાર ઉપર જ રાખવો યોગ્ય છે.

આશા છે કે આ દેશના સત્ત્વગુણપ્રિય લોક-રજોગુણનાં પરિણામ જે બાહ્યના આચાર-ઉપચાર, તેના કરતાં-અન્તરના વિચાર તથા વિશુદ્ધિઉપર વિશેષ પ્રીતિ અને વિશ્વાસ રાખશે. ઈશ્વર સર્વને સુમાર્ગે પ્રેરે એમ પ્રાર્થનાપૂર્વક આ પ્રસ્તાવના સમાપ્ત થાયછે.

**મુંબઇ**, ગિરગામ, સંવત્ ૧૯૪૬ ના વૈશાખ સુદિ ૨. } **મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.**

# અનુક્રમણિકા.

# સંક્ષિપ્ત સુવાક્ય.

# લોર્ડ ચેસ્ટરફીલ્ડનો પોતાના પુત્રપ્રતિ ઉપદેશ.



## અસાવધ મન.

બહુ કરીને અસાવધ માણસ ઘણો મંદ બુદ્ધિવાળો અથવા ઢોંગી હોયછે, અને તેથી પોતાના સમાગમવાળા લોકોને ઘણો અણગમતો થઇ પડેછે. સભ્યતાની સાધારણ રીતોમાં તે અપૂર્ણ હોયછે. તે પોતે સામાન્ય ચાલની વાતચીતમાં ભાગ લેતો નથી, પણ જાણે સ્વપ્નામાંથી ઉઠ્યો હોય તેમ, પોતાની આગલી જ વાત કાહાડી વારે વારે ચાલતી વાતમાં વચ્ચે બોલી ઉઠેછે. વિચારમાં ગરક થઈ ગએલો માલમ પડેછે, પણ વાસ્તવિક કશા વિચારમાં હોતો નથી. પોતાના પક્કા ઓળખીતાઓને પણ નજર નાંખતાં વાર જ તે ઓળખી શકતો નથી, અગર ભોગજોગે તેમ બન્યું તો પોતે બીજા કામમાં ગુંથાયલો હોય તેવી રીતે તેમની જોડે વાતચીત કરેછે. તે પોતાની હમેશ પહેરવાની તથા વાપરવાની વસ્તુઓની બીલકુલ સંભાળ રાખતો નથી. એક વસ્તુ અ-

હિંયાં તો બીજી ત્યાં એવી રીતે અથડાતી મૂકેછે. આવી રીતની વર્તણુક તે, ગમેતો એક કાલે એક કામથી વધારે કામ ન કરી શકે એવા છેક અસાવધ મનની, અથવા કોઈ મહાભારત અને અગત્યના કામમાં પૂર્ણ રોકાઈ ગયેલું ધરાય, એવા ઢોંગી મનની, ખરી નિશાની છે. સૃષ્ટિની ઉત્પત્તિ પછી આજ સુધીમાં સર આઇસાકન્યુટન, મિસ્ટર લોક, અને કદાચિત્ બીજા પાંચ છ મહાન્ત પુરુષોએ અસાવધપણું રાખ્યું હોયતો ઘટારત કહેવાય, કેમકે તેઓએ જે શોધો કર્યાછે, તેને માટે એવું એકાગ્ર ચિત્ત રાખવાની અગત્ય હતી. પણ આવું મન રાખવાની છૂટ બીજા કોઈ પુરુષોને લેવાનો હક નથી. તેમ તેમને તેવી છૂટ અપાય પણ નહિ.

જે વિષય ચાલતો હોય પછી તે ગમે તે પ્રકારનો હોય પણ તેનાઉપર જે માણુસ પોતાનું ધ્યાન આપી શકતો નથી, તે કોઇ પણ દરજ્જે કામ કરવાને અથવા વાતચિત કરવાને યોગ્ય નથી. જ્યારે લક્ષ નહિ આપનાર માણુસને હું જોઉંછું, ત્યારે તેનાથી દૂર જતું રહેવું મને ઠીક લાગેછે; કેમકે અનવધાન અને અસભ્યતા હું સહન કરી શકતો નથી તેથી જે જગાએ એવા પ્રકારનું માણુસ હોય ત્યાં મારે રહેવું પણ છેક અશકય થઇ પડેછે.

અસાવધ માણસની પાસે રહેવા કરતાં મુરદાની પાસે રહેવું મને ઠીક લાગે, કેમકે મુરદાથી કાંઇ ગમત ન થાયતો ખેર, પણ તે મારો તિરસ્કાર તો નથી જ કરતું. અને અસાવધ માણસ ગુહ્ય રીતે પણ સ્પષ્ટ બતાવેછે કે મારી તરફ લક્ષ આપવું જોઇએ એવો હું એના મનમાં યોગ્ય નથી. વળી તે કોઈ દહાડો પોતાના સોબતીઓની વર્તણુક, રીતભાત, વિગેરેનું અવલોકન કરી શકતો નથી. જો સુજ્ઞ પુરુષો તેને પોતાની ટોલીમાં દાખલ કરે તો તે તેમની સોબતમાં આખી જીંદગાની કાઢે તથાપિ તે તેવોને તેવોજ રહેવાનો. બહેરા માણસ અને અસાવધ માણસ જોડે વાત કરવી તેમાં તફાવત નથી. કોઇ માણસ આપણી વાતને સમજતો નથી, સાંભળતો નથી, અને તેની દરકાર રાખતો નથી, એવું આપણને સાફ માલમ પડ્યા છતાં તેની સાથે વાત કરવી એ ઉઘાડી ભૂલજ છે.

---

## ધ્યાન.

કેટલાએક માણસો ચાલતા કામ ઉપર પૂરૂં ધ્યાન આપી શકતા નથી કે આપતા નથી, અને તે કામ કરતી વેલા બીજાં બધાં કામ પોતાના વિચારથી દૂર રાખી શકતા નથી. એવા માણસો કામ કરવાને અને સુખ

ભોગવવાને યોગ્ય થતા નથી. કોઇ સભામાં કે જમણુ-વારમાં અગર બેઠકમાં જઇને ત્યાં આગળ કોઇ માણસ પોતાના મનમાં ભૂમિતિના સિદ્ધાંત સિદ્ધ કરતો હોયતો, તે સોબતી શા કામનો? અને વળી જે સુખને માટે તે ગયેલો તે સુખ તેનાથી ભોગવાવાનું નહિ. વળી એકાંતે બેસીને સિદ્ધાંત શિખતો હોય તે વેળા ગમતનો વિ-ચાર કરે, તો મને લાગેછે કે તે કોઈ દહાડો ગણિત-શાસ્ત્રમાં કુશલ થવાનો નહિ.

જો એક વેલામાં માત્ર એક કામ કરશો તો આખા દહાડામાં દરેક કામ કરવાને તમને પૂરતો વખત મ-ળશે; પણ જો એક વખતે બે કામ લઇ બેસશો તો બધું વર્ષ પણ પહોંચી નહિ વળે.

ઉતાવલ, ગરબડાટ, અને ગભરાટ એ જેમ નબળાં અને હલકા મનનાં નિઃસંશય ચિહ્ન છે, તેમજ જાગ્રુ અને એકાગ્ર લક્ષ એ પણ એક ઉમદા બુદ્ધિની નિ-શાની છે.

ખરેખાત લક્ષ આપ્યા વગર કશું બનતું નથી. કાંઇ પણ કાર્યમાં એક ચિત્ત ન રાખી શકે તેવાં મનુષ્યો ખરેખરૂં જોતાં તો વિચાર શક્તિવગરનાં છે, અને તેથી તે બેવકુફ અને ઘેલા ગણાયછે. તમારે દરેક વસ્તુ ઉપર નજર રાખવી જોઇએ એટલુંજ નહિ પણ તે નજર

એવી ત્વરાથી કરવી જોઇએ કે એકદમ સભામાં બેઠેલા બધા લોકો, તેમની હાલચાલ, તેઓની મુખમુદ્રા અને તેઓના શબ્દ તમારા ધ્યાનમાં આવી જાય. અને તે પણ વળી ધારીને એકી નજરે જોયા વગર અને તમે ચિકિત્સા જોનાર છો એમ જણાવા દીધા વગર નજર તળે કાહાડી લેવું જોઇએ. આવું ત્વરાવાલું અને અદૃશ્ય અવલોકન જીવતરમાં આપણને અતિશય લાભકારક થઈ પડેછે, અને એવી ટેવ માત્ર ચીવટ વા સંભાળ રાખ્યાથી પડી જાયછે; બીજી તરફ આપણે શું કરીએ છીએ તે-વિષે લક્ષ રાખવું નહિ અને વિચારહીન રહેવું, એવું જે અસાવધપણું હોયછે, તેથી એવા મૂર્ખ વા ઘેલા જેવા બની જવાયછે કે, પછી તેમાં ને એમાં કાંઈ ઝાઝો ફેર રહેતો નથી. મૂર્ખનામાં મૂળથી વિચારશક્તિ હોતી નથી, ઘેલા માણસમાંથી જતી રહી હોયછે, અને અ-સાવધ માણસનામાં જે વખત તે એવો અસાવધ હોય તે વખત હોતી નથી.

ટુંકામાં દુનિયાનું ખરેખરૂં જ્ઞાન પૂરેપૂરૂં ધ્યાન આપ્યા વગર કોઇ દહાડો મલતું નથી. ઘણા વૃદ્ધ માણસોએ આ દુનિયામાં બહુ વર્ષ વાસ કર્યોછે તોપણ તેઓએ ઉછાંછળાપણું અને લક્ષ ન રાખ્યાથી દુનિયાનું કાંઈ જ્ઞાન મેળવ્યું હોતું નથી; અને તેથી તેઓ આટલી ઉમ્મરે

પહોચ્યા છતાં પણ, કેવળ નાના બાળક સરખા છે. બાહારની કેટલીક રીતભાત જેને અનુસરીને તમામ લોક વર્તેછે અને કેટલીક હીકમતો જે મેળવવાને ઘણાક યત્ન કરેછે તે રીતભાત અને હીકમતોથી થોડે દરજ્જે તેમની ખરી વર્તણુક ઢંકાયલી રહેછે. આથી વળી તેમનો બાહારનો ડોળ પણ સાધારણ રીતે બીજાને મળતો દેખાયછે. પરંતુ ધ્યાન દેઇ જોનારા ડાહ્યા અને ચતુર માણસો તેમનો ખરો સ્વભાવ શો છે તેની પરીક્ષા કરી કાહાડે છે.

સામા માણસની મરજી સંપૂર્ણ સંપાદન કરવાને, આ વિના બીજા કેટલાએક વિષયોમાં સાધારણ ધ્યાન રાખવાની જરૂર છે. જો એ પ્રમાણે લક્ષ રાખી શકાતું નથી, તો તેથી સામા માણસને પોતાના ટેક અને માનને લીધે ખોટું લાગેછે; કારણ સ્વાભિમાન અને સ્વપ્રીતિ મનુષ્યપ્રાણીના સ્વભાવ સાથે સરજેલાં છે. વળી આપણે સામા માણસને કેટલું ચાહીએ છીએ અને કેવી તરેહનું ગણીએ છીએ, તે બતાવવાને માટે પણ એવું ધ્યાન રાખવું અવશ્ય છે. તમે કોઇને ભોજન કરવાને સારૂ તેડયા હોય તો તેમને અમૂક ભોજન ઉપર પ્રીતિ છે એવું અગાઉ જોયેલું યાદ લાવી તેજ ભોજન જમાડવું જોઇએ. અને તમે આવી જાતની સંભાળ રાખીછે,

એવું બોલાવેલા ગૃહસ્થોને બતાવવાને તમારે વાતચિત કરતાં બોલી જવું કે તમને આવું જમણ પ્રસન્ન છે એવું મને એક વખત માલમ પડચું હતું, તેથી આપને વાસ્તે આજ પણ તે પ્રમાણે કરાવ્યું છે. તમારા કીમતી જમણ અગર બીજી ગમે તે અમૂલ્ય ચાકરીના કરતાં આવી રીતે વર્તવાથી તેમના મનમાં વધારે આનંદ અને ગર્વ ઉત્પન્ન થશે, કે મારૂં અહિં આટલું બધું સનમાન છે. ઘણાએકને કેટલીએક વસ્તુ બિલકુલ ગમતી નથી, તે કારણસારૂ તમે તેની મશ્કરી કરો અને બેદરકારપણાથી અથવા ભુલથી, તેવી વસ્તુ વિના ચાલે એવું હોય તો પણ તેને પીરસાવો તો પ્રથમ તો તેનું અપમાન કર્યું, અને તે ઉપરાંત તેને તુચ્છ ગણી કાઢચો એવું તેના મનમાં આવશે; અને તે હમેશાં તેના મનમાં યાદ રહેશે. આવી નાની નાની વાતો ઉપર જેમ જેમ તમે ધ્યાન આપો તેમ તેમ સામા માણસના મનમાં,–મારા ઉપર આટલું બધું લક્ષ આપેછે,–એવું વધારે વધારે આવતું જાય, અને તેથી તેનું મન તમારામાં લીન થઇ જાય. તમે તમારા મનમાં વિચાર કરો કે તમનેજ આવી રીતનું અલ્પ વિષયોમાં બીજા માન આપેતો, સ્વપ્રીતિ અને અભિમાનને લીધે તમે કેટલા બધા પ્રફુલ્લિત થશો. એ સ્વાભિમાન અને પ્રીતિ દરેક

જીવતા મનુષ્યમાં રહેલાંજ છે. પછી તમે જુઓ કે તમારૂં મન તે માણુસનામાં કેટલું બધું ચોટી જાયછે અને તે કહે અથવા કરે તે પ્રમાણે કરવાને તમારામાં કેવી ઇચ્છા થાયછે; એવીજ રીતે તમે જો સારા માણુસ પ્રત્યે વર્તોતો તમને પણ તેજ પ્રમાણે ફાયદો થાય.

---

## નાના પ્રકારની અસભ્યતા.

ઘણાએક સારા અને અક્કલવંત પુરૂષોને કઢંગા ડોળ કરવાની ટેવ હોયછે, તેમજ બીજી ખરાબ ટેવો હોયછે. તેઓની રીતભાત અસભ્ય હોયછે, તેથી કરીને તેઓ તરફ અણગમો અને ધિક્કાર પેદા થાયછે, જે પછી તેમના બીજા મૂલ્યવાન્ સદ્ગુણથી જતા રહેતા નથી, અને ઢંકાઇ પણ જતા નથી. અસભ્યતાનો દુર્ગુણ બે વાતોથી ઉત્પન્ન થાયછે-એક તો સારી સોબત નહી રાખી હોય તેથી, અથવા બીજુ, તે તરફ લક્ષ નહિ આપ્યું હોય તેથી.

જ્યારે કોઈ અનાડી માણુસ સારા ગૃહસ્થોની મંડલી બેઠી હોય તેમાં ગયો હોય તો બેસવા જતા પેહેલાં તો તેની કાછડી નિકલી જાય, કાછડી ખોસી રહ્યો ન હોય તેટલામાં પાટલી નિકલી જાય, એટલામાં પગતળે આંટેવાળી આવીને લથડિયું ખાય, તે સંભાળવા જતાં ખેસ પડી જાય, એવી એવી રસ્તામાં ક્રિયાઓ કરતાં ભાઇ-

સાહેબ વખતે જમીન ઉપર પડી ગયા તો, બેઠેલા ગૃ-
હસ્થોને હસવાનું થાય. અને તેમ ન બન્યું તો તેનો
વિચાર કર્યાવગર ન બેસવું ઘટે ત્યાં બેસી જાય. બેઠા-
પછી સ્વસ્થ થતા પેહેલાં બે ચારવાર પાઘડીના તોરા
ઘાલવા પડે, તથા ખેસ સમો રાખવો પડે. પોશાક ત-
રફ મહેરબાની થઈ રહી, એટલે નાકમાં આંગળાં ઘાલે
અને છીંકો ખાય, તેથી પાસે બેઠલા હોય તેમના ઉપર
થોડા છાંટા ઉડે. ધોતીઆની પાટલી ઉંચકી નસકોરાં
સાફ કરીને પછી પહોળી કરી જુવે, તેથી પાસેનાઓને
ચીતરી ચઢે. આ વખતે મ્હોના તથા આંખના ચાળા
થાય તે તો જુદા. જ્યારે હાથમાં કાંઇ હોતું નથી ત્યારે
સખના રહેવું હાથને પણ ગમતું નથી. વખતે હાથ પાઘડી
ઉપર હોય, છાતી આગળ કસો આમળતા હોય, બાંહ્યો
કાંડે ચઢાવતા હોય, વિગેરે ગ્રામ્ય વર્તણુક કરતા હોયછે.
ટુંકામાં બીજા સભ્ય પુરૂષોના જેવી વર્તણુક તેનામાં બી-
લકુલ હોતીજ નથી. એટલુ તો ખરૂ છે કે આ બધી
વાત હાનિકારક નથી, પણ તે મંડલીમાં કેવળ હસ-
વાલાયક અને અણગમતી થઈ પડેછે. માટે જે પુરૂષો
પોતાના સોબતીઓને ખુશી કરવા ચાહાતા હોય તેમણે
આ બધી કુટેવોનો ચિવટ રાખી ત્યાગ કરવો. વળી તે ભાઈ
જ્યારે પંગતમાં જમવા બેઠા હોય ત્યારે, પ્રથમ તો રી-

તસર બેસતાંજ આવડે નહિ, ને પલાંઠીવાળીને બેઠા હોય તો પાછા ફ્ડાંભેર થાય, અને ફ્ડાંભેર બેઠા હોય તો ચપટ બેસે. એવી રીતે વારેવારે કર્યાં જાય. શરીર હાલે, કોળીઓ ભરે તો અર્ધું મ્હોમાં અને અર્ધું થાળીમાં પડે, અને પલાંઠી તથા લુગડું પેહેર્યું હોય તે ઉપર વેરાય. નરમ ચીજોનો સરડકો ભરે તો થોડુંક મ્હોમાં જાય, અને બાકીનું હાથથી કદાપી કહોણી સુધી ઉતરે ને લુગડાં બગડે. મ્હોમાં અન્ન હોય ને બોલવા જાય તે વખતે બેદરકારપણાને લીધે બોલ સાથે દાણા પણ બહાર નીકળી પડે. કેટલી બાબતો ના કરવી જોઇએ તેનો વિચાર કર્યાથીજ તમે સેહેલથી લક્ષમાં લાવી શકશો કે તમારે શી રીતે ચાલવું, અને સભ્ય અનુભવી પુરૂષોની રીતભાત કેવીછે, તે ઉપર યોગ્ય ધ્યાન આપ્યા કરશો તો તમે એ બધી રીતભાતોથી જાણીતા થશો. અને તે પ્રમાણે ચાલવાની ટેવ પણ તમને પડી જશે.

એજ પ્રમાણે વાતચીત કરવામાં પણ અસભ્યતા હોયછે. કઠોર ભાષા બોલવી, ખરાબ ઉચ્ચાર કરવો અને અપશબ્દ બોલવા એ ખરાબ અને નીચી સોબતની નિશાની છે. આપણે વાતચીતમાં કોઇ એવી હલકા લોકોની રીતભાત તથા ટેવને અનુસરીને બનેલી કેહેવત બોલીએ તો તેથી આપણો પણ તોલ થાય કે આપણે

હલકા લોકોની સોબતમાં રહેલા છીએ. તેમજ મનની પણ એક અસભ્યતા છે, તે સંભાળથી દૂર કરવી. જેમ કે, કોઇક નામ ભુલી જવું, અગર તેને બદલે બીજું કહેવું, કોઇની વાત કરતાં એમનું નામ શું જે એવું કહેવું, વા છેક અસભ્ય અને અયોગ્ય કોઇને માન આપવું અથવા યોગ્ય હોય તેને માન ના આપવું, અને કોઇને થોડું આપવું ઘટે તેને અતિશય વધારે આપવું, એ પણ અસભ્યતા છે. કોઈ વાત તમે પૂરેપૂરી જાણતા ના હો, તે વાત કહેવા બેસો અને પછી અધવચ એમ કહેવું પડે કે બાકીની ભુલી ગયોછું એ પણ ઘણું શરમ ભરેલું છે. જે વાતની જે માણુસ પૂર્ણ રીતે માહિતી ધરાવતો હોય તેનેજ તે વાત કહેવી, નહિ તો તેમ કરવાથી સાંભળનારાઓને ગમત થવાને બદલે કંટાળો અને ગુચવણ થશે.

---

## લજ્જા.

કેટલાએક છોકરાઓને શરમાવાની બહુ ટેવ હોયછે. જ્યારે સુજ્ઞ પુરુષ તેમની સાથે વાત કરેછે ત્યારે છેક ધબ થઇ જાયછે. તેઓ બરાબર ઉત્તર દેઇ શકતા નથી અને લજવાઈ જઇને ભાગ્યુ તુટયું બોલેછે. આવી રીતે મારી મશ્કરી થશે, એવી કારણ વિના બીક રાખ્યાથી ઉલટી પોતાની મશ્કરી થાયછે. અમર્યાદ શરમ અને

વિનયપૂર્વક શરમ એ બેમાં ખરેખરો અને ઘણો ફેર છે. અમર્યાદ શરમવાળાની મશ્કરી થાયછે, અને વિનયપૂર્વક શરમવાળાનાં વખાણ થાયછે. જો આપણાથી ધાભરા થયા વગર અથવા મ્હો ચઢાવ્યા વગર, સારા માણસો બેઠા હોય તે ઓરડામાં જઈ તેમની સાથે બોલાતું નથી તો, તેઓ આપણને ધિક્કારેછે. જે માણસ અધીરો બીકણ અને શરમાળ હોયછે, તેનાથી દુનીઆમાં કદી આગળ વધી શકાવાનું નથી, અને તેનાથી કોઈ કામ બનતુ નથી. ચાલાક, ધાલમેલ કરનાર અને તીખો માણસ હમેશાં તેને પછાડી મૂકી વધી જશે. બોલવા બોલવામાં ઘણો ફેર છે. કોઇ માણસ કોઇ વાત એવી રીતે કહે કે તેથી તે નિર્લજ ઠરે, અને તેજ વાત બીજો કોઇ બીજીરીતે કહે તો તેથી તે નમ્ર અને યોગ્ય માણસ ઠરે. અક્કલવાન અને અનુભવી પુરૂષો પોતાના હક જાળવવામાં અને પોતાની મતલબ પાર પાડવામાં, છેક બેશરમું માણસ હઠ કરે તેના જેટલી બલકે વધારે હઠ હીમતથી અને સ્થિર મનથી કરેછે, પણ તેનામાં મોટો ગુણ એ છે કે તે જેની સાથે હઠ કરે, તે બધાંને બહારથી નમ્રતા બતાવ્યાં કરેછે. આવી વાત કરવાથી તે સામાનાં મન હરણ કરેછે. અને પોતાની વાત પણ બર લેઇ જાયછે. પણ એજ હઠ ક-

ઠોર શબ્દથી અને ચીઢાએલા મ્હોથી થતી હોય તો સામા લોકો કંટાલી દુઃખી થાયછે, અને પોતાની વાત કેટલે દરજ્જે પાર પડે છે, એ તો વિચાર કરતાં સહજ લક્ષમાં આવશે.

ઘણા લોક મંડલીમાં જતાં શરમાયછે. આપણામાં જ્યારે કંઇ વિચિત્રપણું ન હોય ત્યારે પછી આપણે શામાં શરમાવાનું છે? જેવી રીતે આપણે પોતાના ઘરમાં શરમાયા વગર અને સેહેલથી જઇએ છીએ તેવી રીતે જુદા ગૃહસ્થોની મંડળીમાં શા વાસ્તે જવું ના જોઇએ. દુર્ગુણ અને અજ્ઞાન એ બેહુથી ફક્ત શરમાવવું જોઇએ. પણ જ્યારે એ ખોડ આપણામાં નથી ત્યારે આપણને બેધડક ગમે ત્યાં જવાને હરકત નથી. શરમથીજ જુવાનીઆઓ ખરાબ સોબતમાં પડેછે. જેમ બીકણ અતિશય બીકથી કોઇ વખત મરણીઓ થાયછે, તેમ કેટલાએક શરમમાં ને શરમમાં રહી, તેથી થતી હેરાનગતિથી કાયર થઈ ઉલટો બેશરમ થઇ જાયછે. બેશરમપણા જેવું બીજું કોઇ વધારે દુઃખદાયક નથી માટે તે પણ તજવું જોઇએ. એ બેની વચમાંનો રસ્તો પકડવો, એ એક સારી સોબતમાં ઉછરેલા પુરૂષનું લક્ષણછે; અને તે જ્યાં જાયછે ત્યાં તેને સુખ ઉપજે છે અને ખુશી રહેછે. તે શરમાતો નથી, તેમ બેશરમ પણ થતો નથી.

હલકા માણુસ જ્યારે મંડલીમાં જાયછે ત્યારે શરમાઇ જાયછે અને ગાભરા બનેછે. કોઇ પુછે ત્યારે ગભરાયછે, અને જવાબ દેતાં ઘણી હરકત પડેછે. પણ અનુભવી સભ્યમાણુસને તેમ થતું નથી. તે સભામાં આનંદ ભરેલો, સ્વસ્થ અને ચંચલ રહેછે. ચઢતી પાયરીના લોકથી તે જંખાઇ જતો નથી. ગભરાયા વગર તેમને યોગ્ય માન આપેછે. અને સાધારણ પુરૂષો જોડે જેવી સહેલથી વાત કરેછે તેવીરીતે રાજા જોડે પણ બોલેછે. નાનપણમાં સારી સોબતમાં રહેવાથી અને મોટા લોકજોડે વાતચીતનો વ્યવહાર રાખવાથી આવો મોટો ફાયદો થાયછે. કેળવણીથી ઉછરેલો પુરૂષ પોતાથી ઉતરતા પુરૂષજોડે મગરૂરી રાખ્યાવગર વાત કરેછે ને ચઢતા લોકજોડે માનથી અને ચેનથી વાત કરેછે. વગર અનુભવી શ્રેષ્ઠ બુદ્ધિવાળો હશે તેના કરતાં થોડી બુદ્ધિવાળા પણ ગૃહસ્થને ઘટે તેવી રીતભાતવાળા માણુસનાં વધારે વખાણ થશે. સભ્યતા અને વિવેક ભરેલાં વચન એ બે ગુણ એક ઠેકાણે યુક્ત હોવા જોઇએ.

---

## સંગતિ.

સારી સંગતિ રાખવાથી આપણાવિષે લોકોના મનમાં સારો વિચાર આવેછે. મુખ્યત્વે કરીને દુનિયામાં પેહેલ-

વેહેલાં આગળ પડતી વખતે તો સારી સોબતની અવશ્ય જરુર છે. જુદી જુદી ટોળીઓવાળા પોતાની મેળે પોતાને સારા કહેછે, તે કંઇ સારી સોબત કહેવાય નહિ. સારી સંગતિ એટલે ઘણું કરીને કુલવાન્ પદવીવાળા અને આબરૂદાર ગૃહસ્થોનો સમાગમ. જ્યારે કોઈ કુલ અને પદવીવગરના પણ ઉત્તમ પ્રકારની કલાકૌશલ્યમાં માહીતી મેળવી પ્રખ્યાત થયા હોયછે, ત્યારે તેમને ઘણી ખુશીથી સારી મંડળીમાં દાખલ કરવામાં આવેછે. સારી મંડળીમાં પણ ખીચડખાનું ભરાયલું હોયછે. ઘણાએક કુલહીન, હલકા, ગુણરહિત લોકો પોતાની આગળ પડવાની ચાલથી તેમાં માથું મારેછે, અને કેટલાએકને કોઇ સારા પુરુષની સહાયથી તેમાં જવાનું બની આવેછે. આવી શિષ્ટાચારી મંડલીમાં રહ્યાથી ઉત્કૃષ્ટ રીતભાત અને સંસ્કૃત (સંસ્કારવાલી, શ્રેષ્ઠજનથી બોલાતી) ભાષા શીખવાને બેશક બની આવેછે. કારણકે તેઓ બન્ને ઉપર સરખું લક્ષ આપેછે. આવી જે મંડલીમાં માત્ર સંસ્કૃત ભાષાજ બોલાતી હોય, અને સુધરેલા સમયની ચાલુ થએલી રીતભાતો તેમાં હોય નહિ, તો તેને સારી મંડલી કહેવી નહિ કેમકે સંસ્કૃત ભાષા બોલતાં આવડી તેથી તે બધા સારા હોય એમ સંભવતું નથી, તેમજ ગમે તેવા બુદ્ધિશાળી હોય પણ તેમની સ્થિતિ નીચી હોય, તો તેમને સારા સો-

બતીઓની પાયરીમાં ગણવા નહિ. માટે એવા લોકની સાથે વધારે સહવાસ રાખવો નહિ, તેમજ તેમનો ધિક્કાર પણ કરવો નહિ. જે ટોલીમાં ફક્ત વિદ્વાનો હોય તે ટોલી માનપાત્ર છે, પણ જેને આપણે સુસંગત કહીએ છીએ, તે નહિ, કેમકે તેમને દુનિયાની જોડે બહુ થોડો સંબંધ તેથી તેમનામાં દુનિયાની સુધરેલી રીતભાત હોતી નથી. જો આપણ એવી ટોલીમાં જઈ શકીએ એવું હોયતો કોઇ કોઇ વખત તેમ કરવું, તેથી બીજી મંડલીઓમાં આપણને માન મળશે. જેને ગમતું હોય અને પોતાનામાં અક્કલ હોય એવા જુવાનીઆ-ઓને ખરેખરા અક્કલવાન અને કવિની મંડલીમાં જ-વાને ઘણી ખુશી ઉપજેછે; પણ જ્યારે અક્કલ ના હોય અને તેમાં જાઉછું એવી મગરૂરી ધરાવતો હોય, તો તે કેવલ તેની મૂર્ખાઈ છે. પણ આવી મંડલીઓમાં વારે વારે જવું જોઇએ. અને ધીરજથી તથા વિવેકથી જે વાત બનતી હોય તે ધ્યાનમાં રાખવી. જેમ સ્ત્રીઓ બં-દુક જોઇને બીહેછે, કે રખેને પોતાની મેળે છુટીને મને વાગે તેમ ઘણા લોક અક્કલવાળા પુરૂષોથી શેહ ખાઇ જાયછે. આવું થવું ના જોઇએ. તેમનું પીછાન રાખવું યોગ્ય છે; અને તેમની પાસે વારે વારે જવુ ઘણું લા-ભકારક છે. પણ સરત રાખવી કે બીજાની સોબત બંધ

રાખવી નહિ, અને લોકના મનમાં એવું આવે કે તમે બીલકુલ ફલાણી ટોળીના છો એટલો બધો પણ તેમની જોડે ઘટ્ટ સંબંધ કરી નાંખવો નહિ. બધું મૂકી દઇને ટુંકામાં કહુંછું કે તમારાથી ચઢતા ગૃહસ્થોની સોબત કરો, કેમકે તેમાં તમારી ચઢતી થાયછે, અને નીચી સોબતમાં પડતી થાયછે. અહિંયાં ચઢતા કહેવાનો અર્થ, સારા કુલમાં નહિ પણ સારા ગુણમાં અને દુનિયામાં તેમને જે માન અપાતું હોય તેમાં, એમ સમજવો. સારી મંડલીઓ બે જાતની છે, એક સરકારમાં સારૂ માન અને આગેવાની ધરાવતા હોય અને જાતે બુઝરગ હોય તેવાની; બીજી કોઇ પોતાના અસાધારણ ગુણથી પ્રખ્યાત થયા હોય અથવા કોઇ કાંઇ કિમતી કલાકૌશલ્યમાં હુશિયાર ગણાયા હોય તેવાની. નીચી સોબત ઘણી કરવી નહિ. તે દરેક વાતે નીચી છે. પદવીમાં નીચી, અકલમાં નીચી, રીતભાતમાં નીચી અને ગુણમાં પણ નીચી છે. આપણી બેવકુફાઇ અને કસુરનું મૂળ દુરભિમાન છે. અને તેજ દુરભિમાનથી, મુખ્ય થવાની મતલબે, ઘણા જણા છેક નીચી સોબતમાં પડેછે, અને ત્યાં એમને હુકમ કરવાનું ફાવેછે, અને વળી તેમાં વખાણ થાયછે તથા ચઢ્વાયછે. પણ તે તુરત નીચ થાયછે અને સારી સોબતમાં ભળવાને અયોગ્ય બનેછે. કેવી સોબત કરવી અને કેવી ન કરવી એ

વિષે તમને બતાવ્યા પછી, મંડલીની રીતભાત જોઇને ગૃહણ કરતા પહેલાં, કેવી રીતની સંભાળ રાખવી, તે-વિષે નીચે થોડું લખુંછું. જ્યારે કોઇ યુવાન માણસ પ-હેલ વેહેલાં દુનિયામાં પેસતી વખત કોઇ ટોલીમાં દા-ખલ થાયછે ત્યારે પોતે તે ટોલીમાંના લોક ચાલતા હોય તે વર્તણુકને અનુસરીને ચાલવાનો નિશ્ચય કરેછે, પણ તેમ કરવામાં તે ભૂલ ખાઇ જાયછે. તેમણે મોટાઇનાં અને શોકીનનાં વ્યસન તો સાંભળ્યાં હોયછે. તે ટોલીમાં કેટલાએક પ્રખ્યાત હોયછે અને જેમને તે ટોલીવાળા બીજા ચાહેછે, તથા વખાણેછે, તેમને તે છાકટા થ-એલા, વ્યસની, જુગારી, જુએછે. તેથી તે દુર્ગુણ પોતે પણ ગૃહણ કરેછે. કારણ તેમના ખામીઓને પૂર્ણતા માનેછે અને તે દુર્ગુણને લીધે જ તેમની મોટાઇ અને તેજ છે એમ સમજેછે. પરંતુ સત્ય વાત તદ્દન ઉલટી છે, કેમકે તેમને તેમની અક્કલથી, વિદ્યાથી અને તેમના બીજા ગુણથી આબરૂ મળેલી હોયછે. ફકત તેમના આવા સાધારણ અને શોકીનપણાના દુર્ગુણોથી વિ-ચારવંત પુરૂષો તેમને હલકા ગણેછે તથા વખોડેછે. આ ઉપરથી સાફ માલમ પડશે કે આવી મિશ્રિત વર્તણુકમાં સારા ગુણોને લીધે જુજ ખરાબ ગુણોને લોક માફ કરેછે, પણ પસંદ કરતા નથી. જો કોઇ

માણુસમાં માઠા ભાગ્યે કાંઇ દુર્ગુણ હોય અને તે તેનાથી દૂર ન થાય તો તેટલાથીજ સંતોષ માનવો, પણ બીજા લોકની પાસેથી નવીન ગૃહણ કરવા નહિ. પોતાના જ દુરાચરણી મનથી યુવાનો ખરાબ થાયછે, તેના કરતાં દશ ગણા બીજાના દુર્ગુણ પસંદ કરવાથી થાયછે.

સારા સોબતીઓના ખરેખરા ગુણ હોય તે જ તમે લ્યો. તેમનો વિવેક, તેમની ચાલ, તેમના મધુર શબ્દ, અને તેમની વાતચીત્ કરવાની ઉમદા ઢબ તમે ગૃહણ કરો; પણ તમારે ખચિત માનવું કે આ બધુ છતાં તેમનામાં કાંઇક દુર્ગુણ હોય તો તેટલી ખામી છે. અને જેમ ઘણા ખુબસુરત માણસના ચેહેરા ઉપર કમનસીબે એક મસ હોય, માટે તેવો કૃત્રિમ મસ આપણે આપણા ચેહેરા ઉપર કરતા નથી, તેમ ઘણી વાતે પૂર્ણ માણસમાં પણ થોડા અવગુણ હોય, તે લેવાને આપણે યત્ન કરવો નહિ; તમારે ઉલટું એમ ધારવું કે જો મસ ન હોત તો પેલા ખુબસુરત આદમીમાં બાકી શું રહેત? તેમ સારા સોબતીઓમાં આટલા અવગુણ ન હોય તો બીજુ શું વધારે જોઇતુ હતું.

સુજ્ઞ મંડલમાં તમને સારો આવકાર મળે એવા ગુણવાળા થવાને સૂચના આપ્યા પછી દુનિયાની સાથેના તમારા વ્યવહારમાં તમને તેટલી જ ઉપયોગી અને અ-

ગત્યની જણાય તેવી કાંઈ સૂચના અથવા સંભાષણના નિયમો તમારી આગળ મૂકુંછું.

# સંભાષણના નિયમો.

## વાતચિત કરવી.

જ્યારે તમે મંડલીમાં બેઠા હો ત્યારે વારે વારે બોલવું પણ એક વાત લંબાણથી કરવી નહિ. વારે વારે બોલવાથી જો સાંભળનારા ખુશી ન થાય તોપણ તેમને કંટાળો તો નહિ જ આવે. પરંતુ મંડલમાં બહુ વાતચિત કરતા પહેલાં તમારે તેમાંના લોકની ચાલથી માહિતગાર થવું જોઇએ.

તમારી કલ્પનાશક્તિમાં આવે તે બોલી નાખતા પહેલાં તમારા સોબતીઓની સ્થિતિ અને રીતરીવાજથી તમારે જાણીતા થવું. ટોલીમાં સારા કરતાં વખતે નઠારા ઘણા હોયછે, અને જેને ઠપકો ખાવો ગમે એવા કરતાં ઠપકાને પાત્ર હોય એવાની સંખ્યા વધારે હોયછે. તમે કોઇ સદ્દગુણનાં સારાં લંબાણથી વખાણ કરો, અને તે સદ્દગુણ ટોલીમાંના કેટલાકમાં પ્રસિદ્ધ રીતે ન હોય અથવા તમે કોઈ દુર્ગુણને સારી પેઠે વખોડો, અને તે

દુર્ગુણથી કેટલાએક ગ્રસ્ત થઈ ગયેલા હોય, ત્યારે ટીકા, જો કે સામાન્ય અને કોઇને લાગુ ન પાડેલ હોય તો-પણ, લાગુ પડે એવી હોય તેથી ખાસ તેમના ઉપર જ કરી એમ મનાશે. ઉપરના વિચાર તમને પૂર્ણ રીતે એમ બતાવેછે કે તમારે જાતે વહેમી અથવા શંકા લેનાર ન થવું તેમ જ એમ પણ ન ધારવું કે કોઇ બાબત તમને લાગુ પડી શકે તેથી તે તમારે જ માટે કહીછે.

## વાર્તા કહેવી અને તેમાંથી આડું ઉતરી જવું.

વાત કહેવાની ટેવ રાખવીજ નહિ. આ વખત કહેવી બરાબર યોગ્ય છે અને તે વાત ટુંકી છે એમ હોય તો જ કહેવી નહિ તો કોઇ વખત તેમ કરવું નહિ. નજીવો વાતનો ભાગ મુકી દેવો. પણ એક વાત ઉપરથી બીજી વાત ઉપર ઉતરી જવાય નહિ તેની સંભાળ રાખવી. બનેલી વાતો વારંવાર કહેવાથી તમારામાં જાતની તર્ક-શક્તિની મોટી ખામી જણાયછે.

## સામા પુરૂષનું બટન પકડવું.

તમારી વાત સંભળાવવાને કોઇનું બટન, કસ કે હાથ કાંઈ ઝાલવું નહિ; કારણ જો તે તમારી વાત સાંભળ-વાને ખુશી ન હોય તો તમારે તેમને પકડવા કરતાં તમારી જીભ જ પકડી રાખવી જોઇએ.

## લાંબા વખત ટાહ્યલું કરનારા અને કાનમાં પેશી વાત કરનારા.

આવા માણુસો કાનમાં વાત કરવાને અથવા નહાને અવાજે પોતાની નિરૂપયોગિ લાંબી વાત કહેવાને પણ મંડલીમાંથી એક કમનશીબ માણુસને ખોલી કાહાડેછે. આ અતિ ક્ષુદ્ર કામ છે, અને કેટલેક અંશે તે દગો છે. કારણ વાર્તાનું ભંડોળ એક અવિભક્ત સામાન્ય મિલકત છે.

પણ આવો વાતોડો તમારી આગળ વાત કરવા મંડી જાય, તો ધીરજથી તમે જાણે કે ધ્યાન રાખોછો એવું ડોળ બતાવીને તેની વાત સાંભળવી. કહેનાર માણુસ ઉપકારને પાત્ર હોય ત્યારે જ ઉપર પ્રમાણે કરવું કેમકે તમે તેની વાત ધ્યાન દઇને સાંભળશો તો તે તમારો ઘણો આભારી થશે; તેમ જ તેની વાત અપૂર્ણ રાખી તેને છોડી ચાલ્યા જાઓ અગર તમે કચવાઈ જઈ અધીરા થયાછો એમ તેને માલમ પડે તો તેનાથી વધારે દુઃખ લાગવા જેવું કાંઇ છે નહિ.

## આપણી સાથે બોલતું હોય તેઉપર ધ્યાન ન આપવું.

તમારી સાથે જે વાત કરતો હોય તેને ફક્ત દેખાડવામાટે ધ્યાન આપોછો એવું ડોળ બતાવવાથી સામા માણુસને બહુ જ લાગેછે, અને તે વાત કદી ભૂલી જતો

નથી. ઘણા જણે બેદરકારપણા કરતાં પણ હલકી બાબત ઉપરથી ગુસ્સે થઈ જઇને એવી વર્તણુક ચલાવનારને બહુ નુકસાન કર્યુંછે, એવા ઘણા દાખલા મારા જાણવામાં છે. જ્યારે આપણે કોઈની જોડે વાત કરતા હોઇએ ત્યારે તે આપણા સામું ન જોતાં તથા ધ્યાન દઈ ન સાંભળતાં ઉલટું આજુ બાજુ ભિંતોતરફ જુએ, બારીતરફ નજર કરે અથવા તમાકુ સુંઘવાની ડાબલી ઉઘાડી સુંઘવા મંડી જાય, તો એ ઉપરથી તેનું મન હલકું, ઉછાંછળું અને તોછડું છે એવું સાફ જણાઈ આવેછે; એટલું જ નહિ પણ તે નીચી સોબતમાં ઉછરેલો છે એવું માલુમ પડેછે. કોઈ માણસ ગમે તેવી તુચ્છ વાત કરતો હોય તેના કરતાં પણ અતિશય વધારે તુચ્છ બાબત ઉપર તમારે ધ્યાન આપવું જોઇએ એવો તમારો મત છે એમ સ્પષ્ટ જણાવવું જોઇએ.

જેના હૃદયમાં સ્વાભિમાન રહેલુંછે, તેની વાત ઉપર તમે લક્ષ ન આપો ત્યારે તેના મનમાં ધિક્કારના અને વેર લેવાના કેવા વિચાર ઉત્પન્ન થાય તેનો તમે ખ્યાલ કરી જુઓ. હું ફરીથી તમને કહુંછું કે ગમે તેવી સ્થિતિનો અથવા પદવીનો માણસ હશે, પણ એનામાં એ પ્રકારનું સ્વાભિમાન તથા ટેક હોયછે. તમારો ચાકર હશે તેને પણ માર્યાથી ખોટું ન લાગે તેના કરતાં વ-

ધારે તેને તરછોડો અને ધિક્કારો તેથી લાગશે; માટે તમારે જેમ યથાર્થ લક્ષ આપવું તેમ જ લક્ષ આપોછો એમ દર્શાવવું.

### કોઈ બોલતો હોય તેની વચમાં બોલી ઉઠવું નહિ.

કોઈ બોલતો હોય તે વખત વચમાં બોલીને અથવા નવી વાત કહીને સાંભળનારનું લક્ષ ફેરવવું એ હલકામાં હલકી ચાલ ગણાયછે. આ વાતની તો નહાના છોકરાને પણ ખબર છે.

### નવો વિષય કહાડવા કરતાં કોઇનો હોય તે ગૃહણ કરવા વિષે.

જે ટોળીમાં તમે સામેલ હો તેમાં તમારી તરફથી નવો વિષય દાખલ કરો તેના કરતાં કોઈ કહેતુ હોય તે સાંભળો એ દુરસ્ત છે. જો તમારામાં છત હશે તો તે તમે દરેક બાબત ઉપર ઓછીવધતી તેમને બતાવી શકશો, અને તેમ ન હોય ત્યારે તો તમારી જાતની કહાડેલી વાત કરતાં બીજા કોઇની વાત ઉપર ટાહ્યલું કરવું બેહેતર છે.

### પોતાની ટોળીમાં પોતાની વિદ્વત્તા સંતાડી રાખવી.

કોઈ અમુક વખત સિવાય તમારે તમારી વિદ્વત્તા કોઈ દીવસ બતાવવી નહિ. વિદ્વાન પુરૂષોને માટે તે

વિદ્વતાને રાખી મૂકો અને વળી તે પણ તમારી મેળે તેમને બતાવવા કરતાં તે વિદ્વાનો તમારી પાસેથી જાણવાને ચાહે ત્યારે બતાવો. આવું કરવાથી તમે ઘણા નમ્ર છો એવું ગણાશે, અને તમારી પાસે મૂળ જ્ઞાન હશે તેના કરતાં વધારેછે એવી આબરૂ થશે. જે માણસ પોતાની વિદ્વત્તા દેખાડવાને ઢોંગ કરતો હશે, તેને લોક વારેઘડીએ સવાલ પુછશે, અને તે ઘડીએ પોકલ માલમ પડયું તો તેની મશ્કરી અને તિરસ્કાર થશે. જો કદાપિ ખરો પડ્યો તો લોક તેને મગરૂર ગણી કાઢશે.

ખરી યોગ્યતા હમેશાં પોતાની મેળે જ પ્રકાશિત થાયછે. પરંતુ ગુણને કંઈ રોળથી બતાવવામાં આવેછે ત્યારે તેની કિમત બીજાં કારણથી ઘટી જાય તે કરતાં વધારે ઘટી જાયછે.

## કાંઈ વિરૂદ્ધ બોલવું હોય તો તે સભ્યતા અને નરમાશથી બોલવું.

જ્યારે તમારે કોઈ માણસના મત તથા બોલવાથી વિરૂદ્ધ કહેવું હોય ત્યારે તમારી બોલવાની ઢબ, ચેહેરાનો દેખાવ તથા શબ્દ અને સ્વર ઢોંગ કર્યા વગર સ્વાભાવિક નરમ અને શાન્ત રાખવાં જોઇએ. જ્યારે વિરૂદ્ધ બોલવું હોય ત્યારે "હું ભૂલતો ના હઉતો" "મને

ખાતરી નથી પણ મને લાગેછે કે" "હું ધારૂંછું કે" ઈત્યાદિ નરમાશનાં વાકયોથી શરૂઆત કરવી. તમને પોતાને કાંઈ ખોટું લાગતું નથી અગર તમારા સામાવાળાઓને તમે ખોટું લગાડવા ધારતા નથી એવું બતાવવાને તકરારને અંતે સારા મીઠા અને ખુશનુમા શબ્દો તમારે વાપરવા, કેમકે બહુ વાર સુધી તકરાર ચાલેછે ત્યારે બન્ને બાજુવાળાનાં અંતઃકરણ વિરૂદ્ધ થાયછે.

## બનતા સુધી તકરાર થવાજ દેવી નહિ.

તમારૂ ચાલે ત્યાં સુધી મંડલીમાં તકરારી અને વિરૂદ્ધ વાતચિત કરવી જ નહિ, કેમકે એવું થયાથી બન્ને બાજુવાળાનાં મન તકરાર ચાલે ત્યાં સુધીમાં પણ એક બીજા સાથે ઉંચાં થયા વિના રહેતાં જ નથી, અને જો એવી વાતચિત થઈ અને વધી ગઈ તો હળવે રહીને તેને મશ્કરીમાં લઈ જઇને અથવા નજીવી કરી નાખીને ટુંકાવી દેવી.

## હમેશાં શાંત સ્વભાવથી તકરાર કરવી.

આપણને લાગતું હોય અથવા જાણતા હોઇએ કે આપણી વાત ખરી છે, તોપણ આગ્રહથી અને જુસ્સાથી તકરાર કરવી નહિ. આપણે આપણો અભિપ્રાય ઘણી ધીમાસથી અને નમ્રતાથી આપવો. અને આમ કરતાં પણ

પતે એવું ન હોય તો કહેવું કે આપણાથી એકબીજાની ખાતરી થઇ શકવાની નથી. તેમ આપણે ખાતરી કરવી જોઇયે એવી જરૂર પણ નથી, માટે આપણે બીજી વાત કહાડો, આવું કહીને વાત ફેરવી દેવાનો યત્ન કરવો.

## જુદા જુદા મંડલમાં તેમની ખાસ રીતભાત પ્રમાણે વર્તવું.

દરેક માણસે એટલું ધ્યાનમાં રાખવું કે જુદા જુદા મંડલમાં તેમની દરેકની કાંઈ ને કાંઈ ખાસ રીત હોય છે. દરેક જનસમૂહની રૂચિઓ ભિન્ન ભિન્ન હોયછે, તેમ જ તેમના આવકાર દેવાના, બોલવાના અને બેસવા ઉઠવાના નિયમ પણ સહજ ફારફેરવાળા હોયછે. કોઇ પણ બાબત એક ઠેકાણે યોગ્ય હોય તે બીજે ઠેકાણે અતિ અયોગ્ય હોયછે. આવી ઝીણી બાબતો તમારે અવશ્ય જાણવી જોઇએ અને તે પ્રમાણે વર્તણુક રાખવી જોઇએ.

## મશ્કરી, રમુજની વાર્તાઓ ઈત્યાદિ.

એક જાતની મશ્કરી, રમુજની વાત અગર તેવો કાંઇ ખેલ જે એક મંડલમાં બહુ પ્રિય હોય તે બીજામાં અપ્રિય હોય અને તેમને કંટાળો ઉપજાવે. એક મંડલમાં તેની ખાસ રીતભાત, વર્તણુક અને બોલવાની રૂઢીને લીધે અમૂક શબ્દ, ચાળા અગર બીજી કોઈ ગમત બ-

હુજ પસંદ હોય પણ તે ખાસ ગુણો જે મંડલમાં ન હોય ત્યાં તેના તે જ શબ્દો, ચાળા, ગમત વિગેરે બીલકુલ પસંદ હોય જ નહિ. કોઇ એક વાતથી એક મંડલમાં તમને બહુ આનંદ થયો હોય પણ તેથી ભિન્ન રૂચિવાળા બીજા મંડલમાં તે વાત તમે કરવા જાઓ તો ત્યાં તે નીરસ લાગે એટલું જ નહિ પણ અયોગ્ય કાળે અને પ્રસંગે તેમ થયું હોય તો તેથી મંડલના જનોને ક્રોધ ઉપજે. કોઈ કોઇ વખતે કેટલાક માણસો કંઈ વાત કહેવા જાય ત્યાં શરૂઆતમાં જ એમ કહે કે "હું તમને એક અતિ ઉત્તમ વાર્તા કહું" અથવા "બહુજ રમુજની વાર્તા કહું" આથી સાંભળનારાના મનમાં મોટી આશા બંધાય છે અને દૈવયોગે તે વાત તેવી ન નિકળી તો સાંભળનાર નિરાશ થાયછે અને એ ઉત્તમ રમુજી વાર્તા કહેનાર મૂર્ખ બનેછે.

## આત્મપ્રશંસા.

બની શકે તો કોઈ પણ પ્રસંગે તમારા પોતાવિષે કાંઈ બોલતા નહિ. કેટલાક લોક કાંઇ કારણ અગર તેવી કાંઈ જરૂર પડ્યા સિવાય એકાએક પોતાનાં વખાણ કરવા મંડી જાયછે એ તદન બેવકુફાઈ છે. બીજા કેટલાક તો તેમના વિચાર પ્રમાણે બહુ યુક્તિથી આત્મપ્રશંસા કરવી શરૂ કરેછે. એક બનાવટની વાત ઉભી

ફરી કહેશે કે "લોકો મારા ઉપર અમુક દોષ મૂકેછે, અમુક ખરાબ બાબતો મારે વિષે કહેછે," વિગેરે કહીને પોતાનો બચાવ કરેછે અને તેવું કરવામાં પોતાના સદ્-ગુણોની એક નામાવલિ કહી જાયછે. વાત કરતાં વળી નીચે પ્રમાણે ઉપોદ્‌ઘાત કરેછે. "હું કબુલ કરૂંછું કે આ પ્રમાણે મારે પોતાને માટે વાત કરવી તે ઘણું ખોટું છે, મને તેમ કરવા તરફ બહુ તિરસ્કાર છે અને આ પ્રમાણે નિંદાની ખાતર અન્યાયથી મારા ઉપર દોષ મુકવામાં ન આવ્યા હોત તો હું કદી મારા ગુણ વિષે કાંઈ બોલત પણ નહિ." પણ બિચારા એટલું સમજતા નથી કે મિથ્યાભિમાન ઉપર નાંખેલો આવો વિનયરૂપી પાતળો પડદો એટલો તો પારદર્શક છે કે જે પુરૂષોને જરાક પણ ઉંડા ઉતરી જોવાની શક્તિ હોય છે તેમનાથી ઢાંકેલી વસ્તુ (મિથ્યાભિમાન) છુપી રાખી શકતો નથી.

કેટલાક માણસો તેથી વધારે વિનયથી અને પ્રપંચથી પોતાનું કામ ચલાવેછે, તેઓ પ્રથમ પોતામાં અવગુણ છે એમ બતાવે અને પછી તે અવગુણો પોતાનામાં હોવાને લીધે તેઓ કમનસીબ છે એમ કહી મુખ્ય સ-દ્ગુણો તેમનામાં નથી તેથી તેઓ દોષવાનૂ છે એમ કબુલ કરેછે. અને પોતાના અવગુણો નીચે પ્રમાણે કહી બતાવેછે. "દુઃખીઆરા લોકને જોઈને મને દયા આવ્યા

વગર રહેતી નથી અને તેમને મદદ કરવાનો પ્રયાસ કર્યા વિના રહેવાતું નથી, મારા જાતિ ભાઇઓને હું દુર્દશામાં જોઉં તો તેમને તેમાંથી મુક્ત કર્યા વિના મારે ચાલે જ નહિ; તથાપિ ખરેખર જોતાં તો એમ છે કે મારી સ્થિતિ તેમ કરવાને યોગ્ય નથી. હું કબુલ કરૂંછું કે કેટલીક વખત સત્ય બોલવું એ મૂર્ખાઈ છે તોપણ મારે સાચું બોલ્યા સિવાય ચાલેજ નહિ. ટુંકામાં આ બધા અવગુણોને લીધે દુનિયામાં જીવવાનેજ હું લાયક નથી તો પછી ઉત્કૃષ્ટ થવાની તો વાત જ શી. પણ હવે ઉમર બહુ થઈ એટલે પડેલો ચાલ બદલાતો નથી, અને તેટલા માટે હવે અમારે જેમ તેમ કરી બાકીના દિવસ પૂરા કરવાના છે.”

નાટકગૃહની રંગભૂમીપર આ પ્રમાણે બનતું બહુ હાસ્ય કરવા લાયક અને સાધારણ નિયમથી બાહાર હોયછે તોપણ જગતરૂપી નાટકની સાધારણ રંગભૂમી ઉપર વારંવાર જોવામાં આવેછે. મિથ્યાભિમાન અને ગર્વ મનુષ્યની પ્રકૃતિસાથે એટલો સજ્જડ મળી જાયછે કે તે છેક હલકી બાબતોમાં પણ જોવામાં આવેછે. અને ઘણી વખત કોઇ કામવિષે તેઓ જે કહે તે સત્ય છે એમ માન્ય કરીએ તોપણ તેની વ્યાજબી રીતે કાંઈ પ્રશંસા કરવી યોગ્ય નથી તેવા કામને માટે પણ લોકો પ્રશંસા મેળવવા ભમેછે. કદાચિત્ કોઈ

માણસ એમ ખાતરીથી કહેશે કે તે ટપ્પા મુકી છ કલાકમાં સો માઈલ ઘોડા ઉપર ગયો. આ વાત ઘણું કરીને તો જૂઠિ હોય પણ ધારો કે તે ખરી હોય તો તેમાં શું થયું. બહુ તો એમ કહેવાય કે તે બહુ હુશિયાર "પોસ્ટ બોય"– હલકારો છે. બીજો આવીને વળી કેટલાક સોગન ખાઇ કહેશે કે એક જ બેઠકમાં હું છ અથવા આઠ શિસા દારૂના પી ગયો. ધાર્મિક બુદ્ધિથી તો એમ માનવું જોઇએ કે તે માણસ જૂઠો જ છે. કારણ જો તેમ ન કરીએ તો તેને પશુ જ માનવો જોઇએ.

મિથ્યાભિમાનથી માણસો આવી આવી હઝારો મૂર્ખાઇઓ કરેછે પણ પોતાની મતલબમાં ફતેહ પામતા નથી. એ દુઃખ નિવારણ કરવાનો ફક્ત એક જ ઉપાય છે. તે એકે આત્મશ્લાઘા કદિ પણ કરવી નહિ. પણ કોઈ બનેલી વાતનું વર્ણન કરતાં પોતાને માટે કાંઈ બોલવું પડે તો પ્રસિદ્ધપણે કે ગુપ્ત રીતે જણાઈ આવે એવો એક શબ્દ પણ ભૂલે ચૂકે બોલી જશો નહિ. આપણી ચાલ ચલગત ગમે તેવી હો તે એની મેળે જણાશે; પણ તમે કહી બતાવશો તે ઉપરથી લોકો તેવી જ માનશે નહિ. આપણે કંઈ પણ કહીશું તેથી આપણી ખામીઓ ઢંકાશે નહિ. તેમ તેથી આપણી પૂર્ણતા અજવાળામાં નહિ આવે, પણ ઉલટું તેથી કરી ખા-

માઓ અજવાળામાં આવશે અને પૂર્ણતા ઢંકાઇ જશે. આપણે આપણા ગુણવિષે મુગા રહીએ તો જે માણસો આપણી ઇર્ષ્યા, તિરસ્કાર કે હાંસી કરતા હોય તેમનાથી આપણા ગુણનાં યોગ્ય વખાણ થતાં અટકાવી કે ઓછાં કરી શકાવાનાં નથી.

પણ આપણા પ્રશંસક આપણે જ થઇએ તો પછી તે બહુ યુક્તિથી ગુપ્ત રાખીએ તોપણ લોકો આપણા વિરૂદ્ધ થશે અને આપણી કાર્ય સિદ્ધિમાં નિરાશ થઈશું.

**બોલવામાં ગૂઢ કે અપ્રસિદ્ધ શબ્દો વાપરવા નહિ.**

બોલવામાં ક્વચિત્ પણ ગૂઢ કે અપ્રસિદ્ધ શબ્દો ન આવી જાય એવી સાવચેતિ રાખવી. કારણ તેથી સામા માણસને કંટાળો આવેછે, એટલું જ નહિ પણ તમારી વૃત્તિ ઉપર સંશય ઉપજે. જો તમે તેમને ગૂઢ જણાઓ તો તેઓ પણ તમારી સાથે તેવો જ થશે. તેથી પછી તમે કંઈ જાણુશો નહિ. બુદ્ધિની પરાકાષ્ઠા તો એ છે કે તમારે બોલતી વખત અંતરમાં ડહાપણ અને સંકોચ રાખવો, અને બહિર્, ભોળપણ, સ્પષ્ટવક્તાપણું અને સરલતા રાખવાં; અને પોતે સાવચેત રહી સ્વાભાવિક દેખાય તેવી સ્પષ્ટતાનો ડોળ ઘાલી સામાને અસાવધ કરવા. તમે કંઈ પણ અવિચાર અને અસાવધાનતાથી બોલશો તેનો લાભ મંડલીના ઘણા માણસો લઈ જશે.

## જેની સાથે બોલતા હો તેના મ્હોસામું જોઈ બોલો.

હમેશાં જેની જોડે વાતચિત કરતા હો તેના મ્હોસામું જોઇ બોલો. આ પ્રમાણે ન કરો તો એમ સમજાય કે તમે કંઈ ચોભીલા છો. આ ઉપરાંત તમારી વાતથી સાંભળનારને શી અસર થઈ તે તેના મ્હોઉપરથી તમને જાણુવાનો લાભ મળી શકવાનો નહિ. માણુસોના ખરા અભિપ્રાય જાણુવાને હું મારા કાન કરતાં આંખ ઉપર વધારે આધાર રાખુંછું; કારણુ કે મારે અમુક વાત જાણુવી જોઇએ એવી તેમની ઇચ્છા થાય તેજ ફક્ત કાન કહી શકેછે, પરન્તુ આંખો તો જે વસ્તુ મારે જાણુવી જોઇએ એવો તેમનો ઇરાદો ન હોય તોપણુ તે વસ્તુ જણાવ્યા વગર તેમનાથી ભાગ્યેજ રહી શકાય.

## ચુગલી.

કોઈની ખાનગી વાત ખુશીથી સાંભળવી પણુ નહિ તેમ તેનો સંગ્રહ પણુ ન કરવો. કારણુ બીજા લોકોની ચુગલી તરત તો આપણી ઈર્ષ્યાને અગર અહંકારને સંતુષ્ટ કરશે પણુ શાન્ત વિચાર કરશો તો એમ જણાશે કે એવા સ્વભાવથી નુકસાનકારક પરિણામ નીપજેછે. ચોરીની પેઠે ચુગલીમાં પણુ તે ગ્રહણુ કરનાર ચોરના જેટલોજ ખરાબ ગણાયછે.

## સાર્વજનિક ટીકા કરવી નહિ.

વાતચીત કરવામાં કોઇપણ જાતની સમાજો ઉપર ખરાબ વિચાર દર્શાવશો નહિ. તેથી કરીને વગર જરૂરે તમારા ઘણા દુશ્મનો થાયછે. પુરૂષોમાં તેમ સ્ત્રીઓમાં સારા હોયછે તેમ નઠારા પણ હોયછે અને વખતે નઠારા કરતાં સારાનો ભાગ વધારે હોયછે. અને તેજ પ્રમાણે વકીલો, યોદ્ધાઓ, ધર્મોપદેશકો, દરબારીઓ, નગરવાસીઓ આદિ સર્વમાં હોય છે. તેઓ સર્વ મનુષ્ય છે. સઘળા એકજ વૃત્તિને-વિચારને આધીન છે. ' તેમની જુદી જુદી કેલવણીને આધારે તેમની રીતિમાં માત્ર ફેર છે. પણ તેમના કોઇના સમૂહ ઉપર ટીકા કરવી એ જેટલું અન્યાયી છે તેટલું મૂર્ખાઇ ભરેલું છે. કોઇ, એક માણસને ખોટું લાગ્યું હોય તો તે ક્ષમા કરેછે પણ સમૂહથી તેમ થતુ નથી. ધર્મગુરૂઓનું ખોટું બોલવામાં ઘણા યુવાનો ગૃહસ્થનું લક્ષણ જાણેછે અને હોંશિયારીનું ચિન્હ સમજેછે. આમ સમજવામાં તેઓ ઘણા ઠગાયછે; કારણ કે ધર્મગુરૂઓ પણ મનુષ્યજ છે, કાંઇ ખાસ પોશાક પેહેરેછે તેથી કાંઇ સારા કે ખરાબ કેહેવાય નહિં. પ્રજાઓ અને બીજા સમૂહો ઉપર તેમાંની દરેકને લાગુ પડે તેવી ટીકા બુદ્ધિ વગરના લોક કરેછે. તેઓ હોંશીઆરમાં ખપવાને માટે આવી સામાન્ય બાબતો ઉપર

વાત કરેછે. વ્યક્તિની પરીક્ષા તેમની જાતિ, ધંધા કે હોદ્દા ઉપરથી નહિ પણ તેમના વિષે તમારા પોતાના અનુભવ ઉપરથી કરવી.

## ચાળા.

નીચા અને ન્હાના મનના માણસો ચાળા પાડવામાં સાધારણ અને પ્યારી ગમત સમજેછે, પણ મહાજનો તેને અતિશય નિંદેછે. મશ્કરીની પંક્તિમાં પણ ચાળા પાડવાની કુટેવ, નીચમાં નીચ અને છેક અસભ્ય ગણાયછે. આપણે ચાળા પાડવા નહિ, અને બીજા પાડતા હોય તે પસંદ કરવુ નહિ. વળી જેના ચાળા પાડીએ તેને અપમાન લાગેછે, અને મેં તમને આગળ ઘણી વાર કહેલુંછે તે પ્રમાણે એ અપમાન કદી ભૂલાતું નથી.

## સોગન ખાવા.

સુસંગતમાં કેટલાકને વાતચીત કરતાં વચમાં સોગન ખાતાં આપણે ઘણીવાર સાંભળિયે છિયે. તેઓ સમજે છે કે એવું કરવાથી આપણે વાતને દીપાવીએ છિયે. પણ એ તો તેમની મોટી ભૂલ છે; કેમકે જેઓ સોગન ખાયછે તેઓનો તે મંડલ સારૂ છે એમ કહેવરાવવામાં લેશ માત્ર પણ ભાગ નથી. એવા લોક ઘણું કરીને હલકી કેળવણી લીધેલા હોયછે. કેમકે સોગન ખાઇ ખાતરી કરી આ-

પવાના કાંઇ પણ કારણ વગર સોગન ખાવા એ કામ જેવું દુષ્ટછે તેવુંજ તે નાદાની ભરેલું અને કઢંગુ છે.

## મ્હો કે નાક ચઢાવવું.

જો ગર્વિષ્ઠ તથા તિરસ્કાર ભરેલું મ્હો કરીને અથવા ગભરાયલા દેખાવથી યા નાદાનીથી ખાલી દાંત પીશી હ-શીને ગમે તેવી વાત આપણે ટોલીમાં કહિયે, તોપણ તેને કોઇ ગણુકારશે નહિ અને બધા નિંદશે. વળી જો આપણે બડબડીએ અગર ન સમજાય તેવી રીતે તોછ-ડાઇ ભરેલું બોલીએ તો ઉપરનાથી પણ માઠી વલે થાય.

## તમારી પોતાની તેમ બીજા લોકની ખાનગી હકીકતની વાત કોઇના આગળ કરવી નહિ.

તમારા પોતાના અગર બીજાના ઘરકુટુંબસંબંધી વાત તમારે કોઈ પણ વખત કરવી નહિ. કારણ કે તમારા ઘરની વાત બીજાને નકામી હોય એટલુંજ નહિ પણ તે સાંભળતાં તેને કંટાળો પણ આવે તેમ બીજાના ઘરની વાત તમારે પણ નિરૂપયોગી છે. ઘરકુટુંબ સંબંધી વિષય ઘણા બારીક વિવેકનો છે. અને તેથી તે સંબંધી વાત કરતાં કોઇને પણ માઠું લાગે નહિ તો સારૂ ભાગ્ય સ-મજવુ. દરેક કુટુંબના બાહ્ય દેખાવ ઉપર વિશ્વાસ રા-ખવો નહિ કારણ કે તેમાંના વધૂવરનો, માબાપ અને

છોકરાંનો, અને દેખીતા મિત્રોનો અંતરનો સંબંધ તે દેખાવથી એટલો તો જૂદો હોયછે કે આપણો બહુ પવિત્ર હેતુ હોય તોપણ આપણી વાતમાં કોઇને કંઇપણ પ્રતિકૂલ હોય એવું આવી જાયછે. કેમકે તમારી હકીકત સામા લોકને નકામી અને કંટાળો ઉપજાવનારી હોય અને બીજાની હકીકત તમારે પણ નકામી જેવીજ. આ ઘણી બારીકીની વાત છે. અભાગ્યેજ તમારાથી કોઈ કોઈની ભુંડી વાત કહેવાયા વગર રહેવાય.

## કહેવામાં સ્પષ્ટતા.

રસ વગરની અથવા સમજાય નહિ એવી મશ્કરી અથવા ટોળ, મંડલીમાં કોઈ કરે તે મૂર્ખ બન્યા વગર રહેજ નહિ. અને જ્યારે તેણે ધાર્યું હોય કે મારી વાત બધા પસંદ કરશે પણ તેમ નહિ થતાં બધા છેક મુંગા રહે ત્યારે અથવા ભોગજોગે તેને કોઈ મશ્કરી સમજાવવાનું કહે ત્યારે ભાઇસાહેબની કેવી કઢંગી અને ગભરાયલી સ્થિતિ થાય તે વર્ણવવા કરતાં વધારે સેહેલાઈથી કલ્પી શકાશે.

## ગુપ્તતા.

જે વાત તમે એક ટોલીમાં સાંભળી હોય તે વાત બીજી ટોલીમાં કરતાં તમારે સંભાળ રાખવી. કોઇ વાત દેખીતી નિર્જીવ માલમ પડે પણ તે ફેલાઇ જવાથી આ-

પણે કલ્પી શકીએ, તેના કરતાં પણ વધારે ખોટું પરિણામ વખતે તેમાંથી નીપજેછે. વાતચીતમાં એકમેકના મનમાં એવો વિશ્વાસ હોયછે કે જો ખુલી રીતે તે વાત છાની રાખવાની કહી નાહોય તોપણ તે છાની રાખવાને સામો માણુસ બંધાએલો છે. પણ આવી રીતે જેના મનમાં વાત ટકે નહિ એવાને તો હજારો વિઘ્ન અને પંચાતો આવી પડેછે અને જ્યાં તે જાય ત્યાં તેને કોઇ ગણે નહિ અને તેનાથી બીહીને વાત કરે.

## જેવું માણુસ તેવી વાત.

જે માણુસ સાથે તમે વાત કરતા હો, તે માણુસને યોગ્ય તમારે હંમેશાં વાત કરવાનું રાખવુ કેમકે મારા ધાર્યા પ્રમાણે તમને ધર્માધ્યક્ષો, પંડિત, સેનાપતિ અને સ્ત્રી સાથે એક જ બાબત અને સરખી રીતે વાત કરવાનું દુરસ્ત નહિ લાગે.

## મંડલીમાં કંઇ વાત અગર મશ્કરી થતી હોય તે તમે તમારા ઉપર ખેંચી લેતા નહિ અગર તમારા વિષે તે કહેછે એમ વહેમ લાવતા નહિ.

સાધારણ અને હલકી કેલવણીવાળા માણુસો જ્યારે સારા માણુસોના મંડલમાં આવી પડેછે ત્યારે એમ ધારેછે કે તેઓ પોતે તે મંડલના ધ્યાનનો વિષય છે. ત્યાં

જો કોઇ કંઇ છાની વાત કરે તો તેઓ નિશ્ચયપૂર્વક એમજ ધારવાના કે આપણીજ વાત તેઓએ કરી. કોઇ હસે તો એમ માને કે મારૂંજ હાસ્ય કર્યું. કદાચિત્ કોઇએ કંઇ અસ્પષ્ટ વાત કરી હોય અને તે બલાત્કારે પોતાને લાગુ પડી શકે તેવી હોય તો તેવાઓને એમ ખાતરી થાય કે તે પોતાને જ ઉદ્દેશીને કહીછે. એમ થતાં પરિણામે પ્રથમ પોતાનો ચેહેરો ઉતરી જાય અને પછી ક્રોધ થાય. કુલીન પુરુષ તો પોતાના સંબંધમાં એટલી સ્પષ્ટ વાત થઇ હોય કે પોતાની આબરૂ ખાતર તે વાત સામે યોગ્ય રીતે પોતાનો તિરસ્કાર બતાવવાની જરૂર પડે તે સિવાય સભામાં પોતાનું અપમાન થયું કે ઓછી કીમત થઇ કે હાસ્ય થયું એમ ધારતાજ નથી અને ક્વચિત્ ધારે તો તે દર્શાવતા નથી. પણ નજીવી બાબતોમાં હલકું માણસ કજીઆખોર અને અદેખું તથા આતુર અને તામસી હોય છે. મહારી નિન્દા સામા લોક કરેછે એવો તેના મનમાં વહેમ આવેછે, અને જે જે કહ્યુ તે બધુ મહારા ઉપર કહ્યુ એવું ધારેછે. જો મંડલીમાં હસવાનું ચાલે તો તે પોતાના મનમાં સમજે કે આતો મને હસેછે. પછી પોતે ગુસે થઇને કાંઈ ઘણું અસભ્ય વચન કાઢેછે અને પોતાની સમજ પ્રમાણે ખરી હીંમત બતાવવા જતાં પોતે ફસાઇ પડેછે. હલકા મા-

ણુસની વાતચીત ઉપરથીજ માલમ પડી આવે કે તે સારાસંસ્કાર કે સુસંગતવાળો નથી. પોતે ઘણું કરીને વાતચીત કરે તે પણ પોતાના ઘરસંસારી વિષયની, ચાકરોની તથા પોતાના કુટુંબમાં પોતે સરસ રીતે વ્યવસ્થા કરતો હોય તેની અને વળી કોઈ પડોશીઓની હોય અને તે પણ રસવાળી વાતોના પેઠે જોરથી કહે. એને બીજુ શું કહીએ? એવા માણુસને તો ગપાટા મારનાર કહેવો.

## ગાંભીર્ય.

જોવામાં અને હાલવા ચાલવામાં કેટલુંક બહારનું ભારેખમપણું રાખવાથી માણુસનો ભાર પડેછે. એથી કાંઇ અક્કલવાળો તથા યોગ્ય આનંદવાળો દેખાવ ઢંકાઇ જતો નથી. શરીરનું અયોગ્ય ચાપલ્ય અને નિરંતર હસતો ચેહેરો એ હલકાપણાનાં દૃઢ ચિન્હ છે.

## મિતવ્યયતા અથવા કરકસર.

અક્કલવાળો માણુસ ફાયદા તથા માન મેળવીને ખરચ કરેછે તેના કરતાં મૂર્ખ માણુસ ફાયદો તથા માન એ બેમાંનું એકે મેળવવા વગર વધારે ઉરાડી દેછે. અક્કલવાળો જેમ વખતનો ઉપયોગ કરેછે, તેમ પૈસાનો પણ કરેછે; અને પોતાને અગર બીજાને ઉપયોગનો અગર વ્યાજબી રમુજ ઉપજાવે તેવા કામ સિવાય બીજામાં

પોતે એક પલ તેમ એક પૈસો કદી ખરચતો નથી. મૂર્ખ પોતાને જેનો ખપ ના હોય તે ખરીદ કરે અને જેનો ખપ હોય તેમાં કદી દમડી ખરચે નહિ. રમકડાં-વાળાની દુકાને ગયા એટલે તો પોતે ઢળીજ પડે. તમાકુની દાબડીઓ, ઘડીઆળો વિગરે તો તેનું ગજવુ ખાલી કરાવ્યા વગર રહેજ નહિ. પોતાના ચાકર તથા વેપારીઓ પોતાના અંધેરનો લાભ લઇ પોતાને ઠગે અને થોડા કાલ પછી, પોતાની પાસે નહાના પ્રકારની વગર ઉપયોગી હસી કાઢવાજેવી વસ્તુઓ છતાં પોતાને અચંબો લાગે કે જીંદગીને ખરેખરી જરૂરીઆતની સુખવાળી વસ્તુઓ તો મારી પાસે છેજ નહિ.

કાળજી અને વેત રાખ્યાવગર અઢળક દોલત હોય તેથી બધુ જરૂરીઆતી ખરચ પુરૂ પડે નહિ. અને કાળજી તથા વેત રાખ્યાથી ઘણું કરીને થોડામાં થોડી દોલતથી પણ જરૂરીઆતી બધું ખરચ કરી શકાય. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તમે જે જે ખરીદ કરો તેનાં નાણાં રોકડાં આપવાં. બીલ (ઉધાર)ની વાત કરવી નહિ. બનતાં સુધી નાણાં પણ પોતાની સમક્ષ ચુકવી આપવાનો રીવાજ રાખવો સારો છે. ચાકરોની ઘાલમેલ થવા દેવી નહિ. તેઓ વળી તેમાંહેથી દલાલી ખાઇ જવાનું તાકે. કાંઇ સાધારણ ઘરખરચની વસ્તુઓનું

મહીને મહીને બીલ કરાવવાની જરૂર પડે તો તેમ કરવું પણ તે બીલનાં નાણાં પોતાને હાથે વખતસર ચુકવી આપવામાં આલસ કરવુ નહિ. કરકસરની ધુંધમાં અંજાઇ જઇને આ વસ્તુ સસ્તી છે માટે ખરીદ કરો અથવા જરા મોટાઇની મગરૂરીમાં ગરક થઈ આ વસ્તુ ભારે કીમતી છે તે આપડે જોઇએ માટે ખરીદ કરો; આવી રીતે બેમાંથી ગમે તે વિચાર કરી કાંઇ જણસ ખરીદ કરતા નહિ. શું આવ્યું અને શું ખર્ચ્યું તેનો એક ચોપડામાં હીસાબ રાખવો જોઇએ. કેમકે જે માણસ પોતાની આવક અને જાવક જાણેછે તે કદી ફસાઇ પડતો નથી, અથવા ઘસાઈ જતો નથી. આવું કહેવાથી મારી મતલબ તમારે એવી ના સમજવી કે જુજ જુજ ખરચનો દોકડે દોકડાનો હીસાબ રાખવો. એતો ખાલી વખત ગુમાવવા જેવુંછે. આળસુ બખીલ એવી નજીવી વસ્તુઓ ઉપર છો ધ્યાન આપતા, પણ તમારે સરતમાં રાખવું કે સંસારની બીજી રીતિઓ પેઠે કરકસરપણામાં પણ યોગ્ય બાબતો ઉપર યોગ્ય ધ્યાન આપવું અને નિર્જીવ વિષયો ઉપર યોગ્ય ધિક્કાર બતાવવો એ તમારે જરૂરનું છે.

## મિત્રતા.

યુવાન પુરૂષોને ઘણુંખરૂ મનમાં આવે તે કહી દેવાની

ટેવ હોયછે જેથી કરી લુચ્ચાઇમાં પાકા થયલા માણુસોનો તેઓ બીચારા ભોગ થઇ પડેછે. કોઈ લુચ્ચો માણુસ તેમને કહેશે કે હું તમારો મિત્ર છું તો ખરે જ તેને ખરો મિત્ર ગણે અને આ ક્ષણિક મિત્રતાના વચનથી તેમાં વગર વિચારે બેહદ વિશ્વાસ રાખે તેથી પોતાને હમેશાં નુકસાન થાય એટલુ જ નહિ પણુ ઘણી વખત નાશકારક પરિણામ નીપજે. આવી મ્હોડે બોલીને દર્શાવેલી મિત્રતાથી સાવધ રહેવુ. તેવા મિત્ર આવે ત્યારે તેમને ઘણી સલુકાઇથી મળવું.પણુ તેમના બોલવામાં કંઇ ભરાંસો રાખવો નહિ. તેમની જોડે વાતચીત કરવી પણુ વિશ્વાસ રહિત. પેહેલીજ મુલાકાતમાં અથવા થોડાક ઓળખાણુમાં લોકો મિત્ર થઇ જાયછે એવું કદી ધારતા નહિ. ખરી મિત્રતા તો હળવે હળવે થાયછે અને અન્યોન્યના ગુણનું જ્ઞાન થયા વગર તે મિત્રતા કદી વધીને પાકિ થતી નથી.

યુવાનોમાં વળી એક જાતની નામની મિત્રતા હોયછે. તે મિત્રતા તેટલી વખત તો ખરેખરી હોયછે પણુ સારા ભાગ્યે લાંબીવાર ટકતી નથી. અચાનક એકઠો સમાગમ થયાથી અને વ્યસન તથા વિષયના એક રસ્તામાં પડવાથી આવી મિત્રતા એકદમ બંધાઈ જાયછે. ધન્ય છે આ મિત્રાચારને ! અને તે વળી વિષયાસક્તિ અને વ્યસનથી દૃઢ થયેલી ! આવી મિત્રાચારી તો નીતિ અને ઉચ્ચ

રીતભાત વિરૂદ્ધ કેવળ તરકટજ છે અને તેવા મિત્રોને ન્યાયાધિકારીઓએ શિક્ષા કરવી જોઇએ.

આવા નીચ સંબંધને મિત્રતાનું નામ આપવું એ શું તેમની બેવકુફાઇ અને અજ્ઞાન નથી? ખોટા કામમાં ખરચવાને એક બીજાને નાંણું ધીરેછે. પોતાની દુષ્ટ મતલબ સાધવાને માટે બચાવ કરવાના અને સામા થવાના કજીઆમાં તેઓ ઉભા રહેછે. એકમેકને તેઓ જાણુતા હોય તેટલું બધું અને ન જાણુતા હોય તેટલું જૂઠું પણુ કહી દે છે. કાંઇક વાંધાથી તુરત ભાઇબંધાઈ તૂટી જાયછે, અને જાણે કોઈવાર મળ્યા ન હોય તેમ એક બીજાને કોઈ સંભારતું નથી, અને સંભારે છે તો આ યોગ્ય વિશ્વાસ પોતે મૂકેલો હોય અગર પોતામાં મૂકાયલો હોય તેને હસી કાહાડવાને અગર તેનો ઘાત કરવાને પ્રસંગેજ.

જે વાત સાધારણુ રીતે કહેવાથી પણુ શકય માલમ પડે તેવી વાતને તમારા મનમાં ઉતારવાને કોઇ સમ ખાઇને તથા ખાતરીથી ભાર દેઇને કહે, ત્યારે તમારે જાણવું કે તે તમને ઠગવાને આવ્યો છે, અને એ વાત તમારા મનમાં ઉતારવામાં એને કાંઇ નફો છે. નહિ તો તે એટલી બધી યુક્તિ કરે નહિ.

મિત્ર અને સોબતીમાં ઘણો ફેર છે, એ વાત લક્ષમાં રાખવી. કેમકે ઘણો મળતાવડો અને સભ્ય સોબતી

ઘણો અયોગ્ય અને નુકસાન કરે એવો મિત્ર થઇ પડે, અને ઘણી વખત તો થાયછે જ. તમારા મિત્ર વિષે લોકનો જેવો અભિપ્રાય હશે તેવોજ તમારા વિષે તેઓના મનમાં આવશે. સ્પેન દેશની એક કહેવત છે કે—"તમે કહોની સાથે રહોછો, એ મને કહો તો હું તમને કહું કે તમે કેવા છો". કોઇ માણસ લુચ્ચાની અથવા નાદાનની મિત્રતા કરે ત્યારે સામાના મનમાં સહજ આવે કે, તેને કોઈ દુષ્ટ કામ કરવાનું છે, અથવા તેવું કામ કર્યું હશે તેને સંતાડવાનું છે. તમારે તો એટલી સાવચેતી રાખવી કે ખળ અને મૂર્ખની દોસ્તીમાં પડવું જ નહિ. ખળ અને મૂર્ખની સંખ્યા વધારે હોયછે અને તેવાઓની સાથે મિત્રતા જો તેવા સંબંધને એ નામ આપી શકાય તો—કરવાનું તમે યુક્તિથી ના કહો તો અકારણ તેમની સાથે દ્વેષ થવાનો પ્રસંગ તો આવેજ નહિ. અને એવા લુચ્ચા અને નાદાન લોકની સાથે લઢાઈ કે દોસ્તી કરવા કરતાં, હું તો તેમનાથી નિર્ભયપણે અલગ રહેવાનું વધારે પસંદ કરૂં, તમે તેમના અવગુણ અને મૂર્ખાઇનો ધિક્કાર ઉઘાડી રીતે બેલાશક બતાવો, પણ તેથી તમને તેઓ પોતાની જાતના (પિંડના) દુશ્મન છો એવું ગણવાના નહિ. તેમની ભાઈબંધાઇ કરતાં તેમની દુશ્મનાઇ ઓછી નુકસાનકારક છે. અંતરમાં તો બધાંની જોડે ઘણું કરીને પડદો રાખીને

કામ કરવું. અને મ્હોડે બધા જોડે ખુલાસેથી બોલવું. કેમકે દીલરખા દેખાયાથી આપણે ઘણા અણગમતા થઇએ છીએ. તેમ દીલ ખુલવી દીધાથી ઘણું નુકસાન છે. એ બાબતનો ખરેખરો મધ્યમ ગુણ તો કોઇનામાં માલમ પડવાનો નહિ. ઘણા જણ નજીવી બાબતોમાં પણ મશ્કરી થાય એવા ગૂઢ અને દીલરખા હોયછે, અને ઘણા જણ તો હોય તે બધુંએ મૂર્ખાઈપણામાં બકી જાયછે.

## કુલીનતા.

કુલીનતાની બરાબર વ્યાજબી વ્યાખ્યા એ થઇછે કે "ઘણી સારી સમજણ, કાંઇ સારો સ્વભાવ, અને થોડુંક બીજાઓને માટે મન મારવું કે જેથી પોતાને માટે બીજો પણ મન મારે—એટલા બધા ગુણોનું ફલ એ સારી કેલવણી છે." ઉચ્ચ સંસ્કાર ત્વરાથી પામી શકાતા નથી તેમજ નિઃશેષ પણ ગ્રહણ થઈ શકતા નથી. એતો નહાનપણમાંજ મેળવવા જોઇએ, નહિ તો તે કદી સહેલાઇથી મેળવાતા નથી. અને બાલ્યાવસ્થામાં એક વખત તે સંસ્કાર દૃઢ થયા તો પછી તે હમેશ સુધી ટકેછે, અને ટેવ પડ્યા જેવી થઈ જાયછે. "હૉરેસ" નામનો પંડિત કહી ગયોછે કે "યુવાન પુરૂષોને નહાના હોય ત્યારે સારી ટેવ અને સારા વિચાર બતાવવા એ ઘણું ફાયદાકારક છે." આપણાં સારાં સોહોજ અથવા કેળવ-

ણીથી જે કોઇ માણુસ એકદમ આપણુને જોઇને આપણા ઉપર લોભ રાખે, પછીથી ઘણી વારે અક્કલની બુજતો થાય. મુગલાઇ કરવામાં અને પગે લાગવામાં કાંઇ કુલીનતા ગણાતી નથી. સરલ સભ્ય અને માન ભરેલી વર્તણુકથી ખાનદાની જણાઇ આવેછે.

અક્કલ વગર પણ ખાનદાની ઘણી વખત રદ પડી જાયછે. કેમકે અમુક વખતે અમુક મનુષ્યને એક વાત સારી સભ્ય લાગી તેજ વાત બીજે અવસરે બીજા માણસને જંગલી લાગવાની. ખાનદાનીની પણ રીતિઓછે જેમકે કોઇને "હા" કે "ના," "જી," "સાહેબ," "મેહેરબાન" કે "મહારાજ" લગાડયા વગર કેહેવું એ કેવલ અસભ્ય છે. તેમજ કોઇ આપણુને પૂછે અને તે ઉપર ધ્યાન આપવું નહિ અને તેનો સભ્યતાથી જુવાબ દેવો નહિ એ પણ તેવુંજ અસભ્ય છે. આવી ચાલથી આપણી સાથે જે વાત કરતું હોય તેના મનમાં ખાતરી થાય કે આપણ તેને ધિક્કારીએ છીએ અને તેને જુવાબ દેવો અગર લક્ષ આપવું એટલુ બધુ તે લાયક માણુસ છે એમ આપણે ધારતા નથી.

ખાનદાનમાં ઉછરેલો માણુસ પોતાની સાથે કોઇ વાત કરશે ત્યારે તે તેને સભ્યતાથી જુવાબ આપવાનું ભૂલવાનો નહિ; કોઇ ઠેકાણે ગયા તો પોતે છેલો બેસશે અને કોઇ

ઉંચે બેસવાનું કહે ત્યારે જે જગા પોતાને યોગ્ય હશે ત્યાં બેસશે. ભોજન કરવા બેસશે ત્યાં પેહેલો ખાવા મંડી નહિ જાય—હલવે રહીને સભ્યતાથી ખાશે અને બધાની જોડે ખાઇને ઉઠશે, અને આ બધુ પોતે હસમુખી કાન્તિથી કરશે—કાંઈ નાખુશીથી કરવુ પડેછે એમ મ્હો ચઢાવીને કરવાનો નહિ.

સંપૂર્ણ સારા સંસ્કાર મેળવવામાં જેટલી મુશ્કેલાઈ પડેછે તેથી વધારે મુશ્કેલી બીજામાં પડતી નથી—તેમજ એવા સંસ્કાર ગ્રહણ કરવા જેટલા અગત્યના છે તેટલા બીજા નથી. અતિશય મુગલાઇ તથા છેક ઉદ્ધતપણું તેમજ છેક શરમ રાખવામાં સારા સંસ્કાર કેહેવાયજ નહિ. એતો તેમનાથી ન્યારા છે. કેટલીક વખત થોડીક દૃઢતા પણ અવશ્ય જોઇએ જ અને નમ્રતા બતાવવી એતો લાયકીનું લક્ષણ જ છે.

સોનાની પેઠે સદ્ગુણમાં અને વિદ્યામાં પણ પોતપોતાની જાતિનું બલ હોયછે, પણ તેમને ઓપ્યાં ન હોય ત્યારે તેમનું તેજ ઘણું ખરૂ ઢંકાયલું રહેછે. ઝાંખા સોના કરતાં ઘસેલા પીતળને ઘણા લોક પસંદ કરશે. ફ્રાન્સના લોકો પોતાના આનંદમય, સરલ અને લાયકીવાળા ગુણોથી કેટલાં બધાં પાપ ઢાંકેલા રાખેછે.

લાર્ડ બેકન નામનો મહાન્ પંડિત કહેછે કે—"જેના

મ્હોની આકૃતિ આનંદમયહોયછે તેને હમેશાં જ્યાં જાય ત્યાં માન મળેછે.” ખચીત આનંદમય દેખાવથી આપણી યોગ્યતા તરત ઉઘાડી પડી જાયછે અને એથી પોતાને જ્યાં ત્યાં સુગમ પડેછે.

ઉચ્ચ કુલના સંસ્કારવાળાએ દરબારની રીતિભાતિથી પણ જાણીતા રહેવું. જુદી જુદી દરબારોમાં રાજાને માન આપવાનો પ્રકાર જુદી જુદી રીતનો હોયછે, અને આપણે તેથી અજાણ્યા હોઇયે ત્યારે બનવાનું થાય; માટે પેહેલેથીજ તેની પૂછપરછ કરી જાણીતા થવું.

જે લોકો એમ પક્કી રીતે સમજતા હોય કે આતો આપણાથી ખરેખરા શ્રેષ્ઠ છે, અને તેમને જે માન આપવું જોઇએ તે નહિ આપે, એવી ન્યૂનતાવાળા તો તેમાંથી કોઇકજ નીકળવાના. અનુભવી અને વિવેકી માણસ તો ખરેખરો વિવેક કરે અને વળી તે કરે તે સ્વાભાવિક અને સરલ રીતે કાંઈ પણ ડોળ જણાવ્યા વગર. સુસંગતમાં રહેલો ના હોય તે માણસ વિવેક કરે તો તે કઢંગો લાગે અને સામાને માલમ પડી આવે કે ભાઇયે તે કોઈ દહાડો કર્યો નથી ને કરવા જાયછે. વળી તે કરતાં એને ઘણી મુશ્કલાઈ પડેછે. કોઇ ટોલીને સારી ગણીને તેમાં આપણ ગયા અને પછી ત્યાં આળસ મરડવું, ચીસો પાડવી, કાન ખોતરવા અને બીજાં

ગાંડાં કાહાડવાં એ કેવલ નઠારૂં છે. ત્યાં ગયા ત્યારે તો પછી બીજા બધા જે ધાટથી બેસતા, ઉઠતા, બોલતા હોય તે પ્રમાણે આપણે ગભરાઇ ગયા વગર ગંભીરાઈથી ખુશી થઇને ચાલવું.

કોઈ ઠેકાણે જુદા જુદા માણસોનો સમુદાય થયો હોય અને ત્યાં જેને આવવા દીધો, તેનો તે વખતે બીજા બધાના જેટલો સરખી રીતનો હક છે. અને તેથી તેની સાથે સભ્યતાથી વર્તવુ જોઇએ. મોકળાશથી ફરવું, હરવું, બોલવું, એની હરકત નહિ. પણ બેશીકરાઈ અને ભૂલી જવાની વાત ત્યાં બિલકુલ ચાલેજ નહિ. કોઇએ તમને બોલાવી સલામ કરી અને પછી તમારી જોડે નજીવી અને મૂર્ખાઈની વાતો કરવા માંડી, તે વખતે તેને બિલકુલ લક્ષ નહિ આપીને તમે તેને મૂર્ખ ગણોછો અને તેની વાત સાંભળવાને અયોગ્ય ધારોછો, એવું તેને જણાવા દેતા નહિ. આવું કરવું એમાં આપણું જંગલીપણું ઠરી જાયછે. એકઠા થયા હોય તેમનો બધાનો સરખો હક જે વસ્તુમાં છે તેને તમે એકલા ડબાવી પડતા નહિ; જેમકે કાંઇ ખાવાનો પદાર્થ અથવા સારી નરસી બેસવાની જગા. પણ તમારે તો ઉલટું તેવી વસ્તુને પેહેલી ના કહીને બીજાને આપવા માંડવી, એમ કર્યાથી તમને આખર નુકસાન થવાનું નહિ; કારણ

સામો પણ તમને આપવાનું કરશે. તેથી છેલ્લે સરવાળે તમને તમારા સરખા હકનો ભાગ મળ્યા વગર રેહેવાનો નહિ.

ત્રીજી જાતની સારી કેળવણી તો સ્થલ સ્થલની ભિન્ન ભિન્ન છે. પણ તેનો આધાર ઉપરની બન્ને જાત સાથેછે. મૂળતત્ત્વ તે ઉપરનાંજ. અને તેમાં જેવી જ્યાંની રીતિભાતિ તેટલી ઉમેરણી કરવી; જે ઉપરનાં તત્ત્વ જાણતો હોય તેને આતો લક્ષ આપ્યાથી તથા અવલોકન કર્યાથી સહજ આવી જાય. જેવી સોનાને ઓપણી તેવીજ આ છે, કાંઇ નવીન નથી. તેથી અકલવાન્ માણસ જ્યાં જાય ત્યાં જરા ત્યાંની રીતભાતો ઉપર સરત રાખે અને કોઈ સારી કેલવણીવાળા ચાલતી રીતભાતમાં પંકાતા હોય તેમની જોઇને શીખે એટલુંજ પુરતું છે. તેણે સરત રાખવી કે એ સારા લોકો પોતાના શ્રેષ્ઠની સાથે કેવાં માનથી વાત કરેછે, પોતાના બરાબરીઆને કેવી રીતે બોલાવે છે, અને પોતાનાથી ઉતરતાઓની સાથે કેવી રીતે વર્તે છે. ઝીણી ઝીણી વાતો પણ જવા દેવી નહિ. એ તો ચિતારાના છેવટના ચિત્ર ઉપર કારીગરના હાથ ફરેછે. જેમ કે, એક બેડોળ છબી ઉપર ચિતારો છેવટ પૂર્ણ કરતી વખત સંભાળથી એક બે હાથ ફેરવે અને તે છબીનો ડોળ ફરી જાય તેમ એવી સંભાળ રાખવામાં માણસની

ગણુનામાં પણ ફેર પડેછે. આ વાતની અનાડીને ખબર પડતી નથી. એ તો પરીક્ષકજ કારીગરની પરીક્ષા કરે, આ જે પિંડની લાવણ્યતાઓ છે તે ઘણી કામની છે. આપણી અકલથી કાંઇ સમજાવવા જઇયે ત્યાર પેહેલાં આપણા વિચાર સામાના મનમાં એ લાવણ્યતાથી ઉતરી જાય. એથી સામાનું મન હરણ કરી લેવાય અને મારા ધાર્યામાં તો એ મોહિની રૂપ છે. એની અસર એટલી અચંબો પમાડનારી છે કે તેમને ઈશ્વરી ગુણ ગણેલા છે.

ટુંકામાં મનુષ્યજાતિનો પ્યાર અને વખાણ મેળવવાને માટે જેવાં વિદ્યા, આબરૂ અને સદ્‌ગુણ જરૂરનાં છે, તેવી રીતે સભ્યપણું અને સારી કેલવણી વાતચીતમાં અને સાધારણ વ્યવહારમાં ગમતા થવાને જરૂરનાં છે. દુનિયામાં સઘળા મ્હોટી અક્કલવાળા હોતા નથી, થોડા હોયછે. અને જેમનામાં સારી બુદ્ધિ હોતી નથી તેઓ જે બુદ્ધિમાન્ હોયછે તેમની બુજ પણ કરી શકતા નથી. પણ બાધા તો ઉપરચોટી સમજણ જેવી કે સલુકાઈ, ભલપણ અને સામા માણુસને ગમે એવું બોલવું ચાલવું, એ ઉપરથી ગણતરી કરે; કારણકે એથી બોલવા ચાલવાનું ઠીક પડે, અને તેથી તેમને સારી અસર થાયછે.

આ બાબત બંધ કરતી વખત હું તમને એટલુંજ કહુછું કે સારી કેલવણી વગર સંપૂર્ણ શ્રેષ્ઠ વિદ્યા હોય તે

પણ કંટાળો ખવાય એવા અને અપમાન મળે એવા પાંડિત્યમાં ખપી જાયછે, એ તમારે નક્કી જાણવું. અને વિદ્યા વગર સારી કેલવણી હોય તે પણ કેવલ નકામી છે. તેમજ વિદ્યાથી સારી કેલવણીને મજબૂત ટેકો મળેછે. અને સારી કેલવણીથી વિદ્યા દીપી ઉઠેછે અને બધાને ગમતી થાયછે. જે માણુસ સંપૂર્ણ રીતે સારી કેલવણીથી મ્હોટો થયો ન હોય, તે સારી સંગતને લાયક નથી, અને સારી સંગતવાળા તેને સામેલ પણ કરતા નથી. અને જે માણુસને બીલકુલ તેવી સારી કેલવણી મળી નથી તે તો સોબત કરવાને તેમ કાર્ય સંબંધને માટે છેક અયોગ્ય હોયછે.

માટે તમારા વિચારનો અને કાર્યનો મહાન્ ઉદ્દેશ ઉચ્ચ કુલના સંસ્કાર પામવા એજ રાખો. જે લોકો પોતાની સારી કેલવણીને માટે પ્રખ્યાત થએલા છે તેમની રીતભાતનું સંભાળથી અવલોકન કરતા રહો. અને તેમની સારી કેલવણીની તમે નકલ કરો એટલુંજ નહિ પણ તેથી ચઢી આગળ થવાનો યત્ન કરો કે આખરે તમે તેમની બરાબરી કરી શકો. તમે નિશ્ચય જાણજો કે દાનધર્મ અથવા દયાનો ગુણ જેવો * * ધર્મસંબંધી સદ્ગુણોમાં શ્રેષ્ઠ છે, તેવી સારી કેલવણીની યોગ્યતા વ્યવહારિક બીજી યોગ્યતાઓ કરતાં અધિક છે. જુઓ, તે

ગુણ આપણી બીજી યોગ્યતાઓને કેવો દીપાવેછે, અને વળી આપણામાં ખામી હોય તેને કેવી રીતે ઢાંકી દેછે!

---

## ભૂષણ અથવા લાવણ્યતા.

શરીરની, ચેહેરાની, અને બોલવાની રીતિની લાવણ્યતા અવશ્ય જોઇએ. એકજ વાત કોઈ સભ્યપુરુષ મનોરંજક ઢબમાં લાવણ્યતાથી અને સ્પષ્ટ રીતે કહે તેથી અન્ય-પુરુષ રાજી થાય, પણ તેજ વાત કોઈ અસભ્ય માણસ ચીડાયલું મ્હોડું મ્હોડું કરીને બરબડે તો તેથી તેજ પુરુષ કંટાલો પામે. કામદેવની સ્ત્રી રતિને પણ એ ત્રણ ભૂષણયુક્ત કવિયો ગણેછે, તે એવું દર્શાવવાને કે સૌન્દર્ય પણ તેના વિના નિરૂપયોગી છે. સરસ્વતીને પણ એ ત્રણ ભૂષણો જોઇએ જ કેમકે તે વિના બીજાં આકર્ષણ વિદ્યામાં થોડાંજ છે.

સમાન યોગ્યતાવાળા પુરુષોમાં અમુક જનો આપણને બીજા કરતાં વિશેષ પ્રસન્ન કરેછે અને આપણું મન હરી લેછે. એ વિષયઉપર આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી નજર કરીએ તો એમ અનુભવ થાયછે કે જેઓ આપણને ખુશી કરી શકેછે તેમનામાં લાવણ્યતા હોયછે, અને બીજાઓમાં તે હોતી નથી.

મનોરંજક આકૃતિ અને સુંદર શરીર તથા અવયવોના યોગ્ય સૌષ્ઠવવાળી સ્ત્રીઓ કોઇનું મન રંજન કરી શકતી નથી, તે મેં ઘણું જોયું છે; અને સામાન્ય અંગસૌષ્ઠવવાળી સ્ત્રીઓ ઘણાને મોહિત કરેછે તે પણ મારી દૃષ્ટિએ પડ્યું છે. એટલું તો તમે નિશ્ચયપૂર્વક માનજો કે રતિની લાવણ્યતા રતિ વગર જેટલી શોભા આપે, તેટલી શોભા તે લાવણ્યતાવિના રતિ એકલીથી અપાય નહિ. મનુષ્યજાતિમાં પણ લાવણ્યતા નથી હોતી તેથી બહુ પ્રસંગે ઉત્તમ દૃઢ ગુણવાળા પુરુષોનો અનાદર થાયછે, તેમનું અપમાન થાયછે, અને તેમને કાહાડી મૂકવામાં આવેછે. અને બીજી બાજુએ ક્ષુદ્ર બુદ્ધિ, થોડું જ્ઞાન, અને ઓછી યોગ્યતાવાળા માણસોમાં જો એ લાવણ્યતા હોયછે, તો તેમને માન તથા ઉત્તેજન મળે છે અને તેમની પ્રશંસા થાયછે.

હવે આ ભૂષણો તથા લાવણ્યતા કિયાં કિયાં છે તે વિષે અને તેમને સંપાદન શી રીતે કરવાં તે વિષે કાંઇ સમજૂત આપવા હું આગળ ચલાવુંછું.

## ભાષણ.

પ્રથમતઃ ભાષણ ઉપરથી જ મનુષ્યની તુલના ઘણી વખત થઇ જાયછે. સામો માણસ ખુશી થાય એવું તેનું બોલવું હોય તો પછી તેનામાં ગુણ ન હોય

તોપણ તે ગુણાલંકૃત છે, એવું લોક તુરત જ પોતાની ઈચ્છા ઉપરાંત ઠોકી બેસાડેછે. બીજી તરફથી તેનું ભાષણ કઠોર હોય, તો તેના વિષે લોક અણચિન્ત્યો ખોટો વિચાર લાવેછે. અને પછી તેનામાં જે યોગ્યતા ખરેખરી રીતે હોયછે તે યોગ્યતાવાળો તે છે એવું માનતા નથી. યુરોપમાં કુલીન સ્ત્રીના હાથમાંથી પંખો પડી ગયો તો હલકો માણસ તેને ઊચકી લઇને તે સ્ત્રીને જેમ આપશે, તેમ કેલવણી પામેલો ગૃહસ્થ પણ તેટલું જ કરશે, પરંતુ તેમાં અંતર ઘણો છે. ગૃહસ્થ પંખો આપતી વેલા લાવણ્યતાના શબ્દ બોલી તે સ્ત્રીને ખુશી કરશે, અને હલકો માણસ તોછડાશથી પંખો આપવા જશે એટલે ઉલટો તેનો અપહાસ થશે. ગૃહસ્થની વર્તણુક યોગ્યતાવાળી જોઇએ, અને તેની હાલચાલ ગંભીર જોઇએ. કોઈ મંડળમાં પોતે જાય ત્યારે તેણે પોતાની ચાલમાં અને બોલવામાં અવશ્ય સંભાલ રાખવી જોઇએ, હલકાઈ વગર તેમણે માનવંતા થવું જોઇએ, અતિશય મળતાવડા થયાવગર સરલ થવું જોઇએ, ડોળ ઘાલ્યાવગર સભ્ય રહેવું જોઇએ, અને કોઈ દેખાતા પ્રપંચ તથા યુક્તિ કર્યાવગર મન મેળવી લે એવા થવું જોઇયે. સ્ત્રી અને પુરુષો બંને પોતાની બુદ્ધિ કરતાં પોતાના હ્દય ઉપર આધાર રાખી ઘણીવાર ચાલેછે. હ્દ-

દયનો રસ્તો ઇંદ્રિયદ્વારાએ છે માટે તેમનાં ચક્ષુ અને કાનને ખુશી કરો એટલે અર્ધું કામતો તમારૂં થયું જ.

## પ્રસન્ન કરવાની કલા.

ઘણી જુની અને સાચી કહેવત છે કે જે રાજાઓ પોતાની રૈયતના હૃદયમાં રાજ કરેછે તે જ રાજા અતિ નિર્ભય અને સ્વતંત્રપણે રાજ્ય ચલાવેછે. તેમની સેના કરતાં તેમની લોકપ્રત્યે ભલાઇ તેમનું રાજ્ય વધારે સાચવી રાખનાર છે. અને રૈયતના મનમાં ભય હોય તેના બદલામાં તેમનામાં હેત હોય તો તેથી તે રૈયત વધારે આજ્ઞામાં રહેછે. ખાનગી પુરુષોના સંબંધમાં ઉપરનું ધોરણ પ્રમાણમાં કેટલેક અંશે યથાર્થ લાગુ પડેછે. જે માણસનામાં બધાંને ખુશી કરવાની, અને જેની સાથે વાત કરે તેનો પ્યાર મેળવવાની મ્હોટી યુક્તિ હોયછે, તે માણસ એ યુક્તિથી બલવાળું થાયછે અને તેવું બલ બીજા કશાથી મેળવાતું નથી. એ બલથી તેનો ઉદય અનાયાસે થાયછે અને તેને સહાય પણ મળેછે; તેમ જ એ બલથી તેનો નાશ થતો અટકેછે. તમારી સમવયના થોડાક જ યુવાન પુરુષો મળતાવડાપણા જેવા અગત્યના ગુણવિષે પૂરતો વિચાર કરેછે. અને જ્યારે મ્હોટા અને ડાહ્યા થાયછે ત્યારે આગલી યુવાવસ્થાના તોરમાં ખોયેલું તે પાછું મેળવવાનો યત્ન કરેછે, પણ તેમાં તેઓ

નિષ્ફલ થાયછે. આવું ઉપયોગી સાધન ત્રણ મુખ્ય કારણોથી તેમનાથી મેળવાતું નથી, એક તો ગર્વ, બીજી પ્રમત્તતા, અને ત્રીજી ખોટી લજ્જા.

પેહેલી બાબતમાં મને તમારા વિષે વેહેમ નથી. તમારા મનમાં એવી નીચી વાત આવે જ નહિ. આપણા ઓરડા સ્વચ્છ કરનાર એક સેવક અથવા જોડા લહોનાર ખીદ્-મતગારના કરતાં તમે સ્વાભાવિક રીતે શ્રેષ્ઠ છો એમ તમે માની શકતા નથી, તેમ મને વિશ્વાસ છે કે તમે તેવું માનતા પણ નથી. તોપણ સંપત્તિથી તમને હિતકર જે અન્તર પડેલો છે તે જોઈ તમે આનંદ પામો એ વગર કારણનું નહિ કેહેવાય. તમે એ બધા લાભનું સુખ ભોગવો, પણ એ લાભોથી ભાગ્યહીન હોય તેમને અપમાન પોહોચાડતા નહિ, અથવા એવું કાંઇ કરતા નહિ કે જેથી તેમને એ લાભની ન્યૂનતા યાદ આવે. હું મારા પિંડની જ વાત કહું કે સમાનની સાથે વર્તતાં હું જેટલી સંભાળ રાખુછું તેના કરતાં મારા સેવકોની તથા જે લોક મારાથી ઉતરતા કહેવાયછે તેમની સાથે વર્તતાં હું વધારે સંભાળ રાખુછું; અને તે એટલા જ ભયથી કે સંપત્તિએ જે અન્તર અયોગ્ય રીતિએ પાડ્યોછે તે અન્તર સામા માણસને જણાવવાની મારી ઈચ્છા છે, એવા દુષ્ટ અને હલકા વિચારનો વેહેમ રખેને મારાઉપર તેઓ લાવે.

યુવાન પુરુષો પુરતું ધ્યાન આ બાબત ઉપર આપતા નથી પણ મિથ્યા કલ્પના કરેછે કે આજ્ઞા કરવાની ઢબ અને અધિકારદર્શક સ્વર વાપરવો એ હિંમત અને જુસ્સાનું ચિહ્ન છે.

બીજા પ્રતિ યોગ્ય લક્ષ ન રાખવાથી અહર્નિશ આપણે ગર્વિષ્ઠ અને બીજાનો તિરસ્કાર કરનાર ગણાઇએ છીએ. કોઈ વખત અન્યાયથી પણ કેટલાએક આપણને એવા ગણેછે; પણ જ્યાં એક વાર એવા ગણાયા એટલે ચોહોટી ચૂકયા. આ બાબતમાં યુવાન પુરુષોને સખી રીતે અતિશય શિક્ષા દેવાની છે, કારણ તેઓ સામાનો અતિશય ક્રોધ ઉત્પન્ન કરેછે. પોતાની અમુક ઓલખાણની ટોલી સાથે અને અક્કલવાળી, સુંદર તથા પદવીવાળી તેજસ્વી અને મ્હોટાઇએ પોહોચેલી એવી કેટલીક વસ્તુઓથી તેમનું સર્વ લક્ષ ગ્રહાયલું હોયછે. અને બીજા સર્વ પોતાના દૃષ્ટિપાતને પણ યોગ્ય નથી એવો તેમનો એટલો બધો વિચાર હોયછે કે સાધારણ સભ્યતા પણ તેમને બતાવવાની ભૂલ કરેછે.

હું જ્યારે તમારી વયનો હતો ત્યારે મારામાં જે મ્હોટી ખોડો હતી તેમાંની આ એક ખોડ હતી એ હું તમારા આગળ પ્રસિદ્ધ રીતે માની દઉંછું. થોડીક દરબારી મંડલીથી હું મોહિત થઈ ગયો હતો અને તે

ટોલીને ખુશી રાખવાને હું ઘણું લક્ષ રાખતો તેથી પ્રત્યેક બીજી વસ્તુને હું નકામી અને સાધારણ સભ્યતાને પણ પાત્ર ગણતો નહિ. પ્રધાનો, વિદ્વાનો સુંદર સ્ત્રીઓ અને એવાં તેજસ્વી અને નામાંકિત મનુષ્યોને હું સંપૂર્ણ તત્પરતા અને ચતુરાઇથી માન આપતો. પણ મારા અતિશય અવિવેક અને મૂર્ખાઇથી મેં બાકીના બીજા લોક સામું જોયું નહિ અને તેથી તેઓ મારા ઉપર નારાજી થયા. આવી મૂર્ખાઈથી મેં મહારી મેલે સ્ત્રી અને પુરૂષ બંને જાતિનાં હજારોને શત્રુ કર્યાં. મેં તેમને બીલકુલ માલ વગરનાં ગણ્યાં ખરાં પણ જ્યાં મારે તેમનો અતિશય ખપ ત્યાં તો તેઓ મને હેરાન કરવાનાં મુખ્યત્વે કરીને સાધન થઇ પડ્યાં. ખરેખરૂં તો મારી મૂર્ખાઇથી આવું બન્યું તથાપિ લોકના મનમાં આવ્યું કે હું ગર્વિષ્ઠ પણ છું. સાધારણ પક્ષે બેડોળ સ્ત્રીઓ અને મધ્યમ પંક્તિના પુરુષોને હું નાદાનીથી ધિક્કારવા લાયક જેવા ધારતો, બોલાવતો અને ગણતો. અને જેટલાંને મેં ઉલટી વર્તણુકથી શત્રુ કર્યાંછે તેટલાંને તેમના તરફ એકસરખી સહેજસાજ સભ્યતા અને લક્ષ બતાવ્યાથી મિત્ર કરત.

એ વાત ખરી કે આ કામ ઘણી વખત બહુ અણગમતું થઇ પડેછે, તથા સુસ્ત ને કંટાલા ભરેલા પુરુષોને

તેમજ વૃદ્ધ અને બેડોળ સ્ત્રીઓને કોઈ કેટલીક નાખુ-શીથી લક્ષ આપેછે. પણ બધા લોકનાં વખાણ અને મળતાપણું મેળવવાને આટલી વાત કરવી એ જુજછે. એથી સારી પેઠે વધારે મહેનત કરીને પણ એ મેળવવાં ઘણાં યોગ્ય છે. તમને એક સલાહ આપીને આ બાબત બંધ કરૂછું કે-તમારે જે પુરુષોનો અને સ્ત્રીઓનો ખપ હોય તેમને તમે અમુક તત્પરતા અને બોલીથી તમારાં કરી લ્યો અને સરખી સભ્યતા તથા લક્ષ બતાવીને દરેક જણને એટલા ખુશી રાખો કે જો તે તમને સારી રીતે ચાહે નહિ તો તમારા વિષે સારૂ પણ બોલે અ-થવા છેવટ તમારી બાબતમાં કેવળ અલગ રહે.

ખોટી લાજ રાખ્યાથી ગુવાન પુરૂષોને ઘણા મિત્રો કરવામાં હરકત પડેછે એટલું જ નહિ પણ તેથી ઘણા શત્રુ ઉભા થાયછે. તેઓ પોતે જાણેછે કે આ વાત કરવી વાજબી છે પણ તે કરવાને શરમાયછે, અને કોઈ ગૃહસ્થ કે સ્ત્રી તુરત મશ્કરી કરશે એવી ભીતિ ન હોત તો તે વાત કરત પણ ખરા. મારે પણ આવું બન્યું હતું; ને જ્યારે હું મારા વિચાર પ્રમાણેની સારી ટોલીમાં હોઉં ત્યારે કોઈ તેવું હલકું માણસ મને મળે તથા બોલાવે નહિ એવું હું ઘણી વખત ઇચ્છતો. ફક્ત તે વખત મારી મશ્કરી થશે એવી ભીતિથી મેં શર-

માઇને અને કઢંગી રીતે તેવા હલકા માણસોને જુવાબ આપેલો, અને તેથી સામા માણસો નાખુશ થએલા. આ વખતે મારે કરવો જોઇએ એવો આટલો વિચાર કરેલો નહિ કે જે લોક હાલ મારી મશ્કરી કરેછે, તેના તેજ લોક પછીથી મને વધારે માન આપશે.

તમારી વિચારશક્તિને જે ખરૂં લાગતુ હોય તે, તથા તમારા કરતાં વધારે અનુભવી ને પ્રખ્યાતિ પામેલા, સારી ચાલ ને સારી સમજણવાળા પુરૂષોને તમે જે કાંઈ કરતાં જુવો તે કરવાને તમે બિહીક અથવા શરમ રાખ્યા વગર હંમેશાં મંડ્યા રહેજો.

આટલું બધું કહ્યા પછી છેવટ તમે કદાચિત્ એમ કહેશો કે દરેક જણને ખુશી રાખવાનું કામ અશકય છે. હું એ વાત માન્ય કરૂંછું પણ એ ઉપરથી એમ તો સમજવુંજ નહિ કે તેથી પોતાથી બને તેટલા જણને ખુશી રાખવાનો કોઇ યત્ન કરવો નહિ. નહિ! હું વળી વધારે કબુલ કરૂંછું કે કોઇ માણસને થોડાએ શત્રુ ના હોય એવું બનતું અશકય છે. પણ હું તમને મારા લાંબા અનુભવથી સાચું કહુછું જે જેને પુષ્કળ મિત્ર અને છેક થોડા શત્રુ હોય તે માણસ મહા બલવાન્ છે, તેના ઉપર અદેખાઇ થઇ ન થઇ એવી રીતે તે બહુ ઊંચી સ્થિતિએ ચઢશે, અને જો પડતી આવી તો તે

છેક હળવે હળવે ઉતરશે, અને તેની બધાંને દયા આવશે. આ વાત ખચીત તમારે કરવા જેવી જ છે. મેં તમને જે રીતિ બતાવી તે પ્રમાણે કરો. વધારામાં એક વાત અને તેને ટેકો આપવાને બે દાખલા બતાવી હું આ વિષય પૂરો કરૂછું.

આરમન્ડનો માજી ડયુક આ રાજમાં નબળામાં નબળો પુરુષ હતો પણ તે સાથે તે શાણો અને મલતાવડોએ હતો. પોતાના સરલ નરમ સ્વભાવથી અને રાજદરબારોની તથા છાવણીઓની બાબતમાં પોતે કેલવાએલો તેથી એનામાં એવી ખરેખરી સુજનતા, કોઇનું મનહરણ કરે એવી રીતભાતો, અને યુક્તિથી લક્ષ આપવાની ટેવ આવી હતી કે, તેવા ગુણોથી એનામાં જે બુદ્ધિની ખામી હતી તે ઢંકાઈ હતી; બાકી એનામાં ઘણું કરીને જરા પણ અક્કલ નહોતી. આવા ગુણોથી બધા લોક તેના ઉપર પ્યાર રાખતા પણ તેમને તેને માટે બહુ માન ન હતું. **આન** નામની રાણીના મરણ પછી તેના ઉપર તોહ્મત આવ્યું હતું, અને ફકત રીતિ પ્રમાણે તેની તપાસ કરવાની જરૂર હતી; કારણ કે જે જે લોકને અવશ્ય ગુન્હેગાર ઠરાવવાના હતા તેમની સાથે કામ કરવામાં તે સામેલ હતો. તેવા વખતમાં પક્ષાપક્ષ તો ઘણી હતી તોપણ એને ખરાબ કરવો એવા જરા પણ ઇરાદા

રહિત અને સકતાઇ વગર તેના ઉપર આ તોહ્મત મૂક-વામાં આવેલું હતું. બીજા કોઇની ઉપરના તોહ્મતનો સવાલ પ્રજાગૃહના જેટલા સભાસદો સ્વીકારે તેના કરતાં ઘણા થોડા જણે આ ડયુકની ઉપરનું તોહ્મત સ્વીકાર્યું હતું. અને સેક્રેટરી આવ સ્ટેટ મી૦ સ્ટાનહોપે, આ ડયુક ઉપર તોહ્મત મુકયું હતું, અને બીજે દિ-વસે માજી રાજાની રૂબરૂ એ ડયુકને ઉભો કરવાનો હતો પણ મી૦ સ્ટાનહોપે સપાટામાં રાજાને સમજાવી એ ડયુકની કાંઈ ગોઠવણ કરવી ઠરાવી. પણ રાચેસટરના માજી મોટા પાદરી નામે આટરબરીએ ધાર્યું કે ડયુક આરમન્ડને ખોવાથી જેકોબાઇટના પક્ષને હરકત થશે. તેથી પોતે એકદમ જઇને આ ગરીબ મંદ બુદ્ધિવાલા ડયુકને નાશી જવાનું સમજાવ્યું અને ખાતરી કરીને કહ્યું કે તને ફકત છેતરીને અપમાન ભરેલી તાબેદારીમાં નાખવાનો છે, કાંઇ તેથી તને માફી મળવાની નથી. જ્યારે એના ઉપર છેલ્લું મોતની સજાનું વારંટ થયું, ત્યારે લો-કોનાં મન ઉકળ્યાં, અને શેહેરમાં ગભરાટ ઉત્પન્ન થયો. દુનીઆમાં એને કોઈ ખાસ દુશ્મન ન હતો પણ ઉલટા હજારો મિત્ર હતા. આવું થવાનાં માત્ર કારણો, એકતો કોઈ ને રાજી રાખવાની એની સ્વભાવિક હોંસ અને બીજું કોઇને ખુશી કરવાને તેની અકલથી નહિ પણ

તેની કેલવણીથી મેલવેલાં સાધન એ બે હતાં. બીજો દાખલો માર્લબરોના માજી ડ્યુકનો છે. ખુશી કરવાની કલાની અગત્યતા તે જાણતો હતો, તેથી તેણે તે કલા સારી રીતે સંપાદન કરી હતી. કોઇ માણસે કોઈ વખત એ કલાને કામે લગાડી ફાયદો લીધો હશે, તેના કરતાં એણે વધારે લીધો હતો. જેને તે ધારતો તેને તે પોતાનો કરી લેતો. દરેક જણને પોતાના કરી લેવામાં વધતો ઓછો પણ લાભ છે એવું તે સમજતો હતો, તેથી દરેકને પોતાનો કરી લેવામાં તેનું મન હતું. પ્રધાનના તથા મોટા સરદારના હોદ્દાની તેની સત્તાથી તેના રાજદરબારી અને સામા પક્ષના શત્રુઓ ઘણા થયા હતા. પણ એકેય તેહેનો ખાસ શત્રુ ન હતો. અને જે લોકે ખુશીથી માર્લબરોના ડ્યુકને કાઢી મુકયો હોત, તેનું અપમાન કર્યું હોત, અને કદાચિત્ તેને ગુન્હેગાર ઠરાવ્યો હોત, તે વખત તેજ લોક, મી૦ ચર્ચિલને, જો કે તેની ખાનગી ચાલ બધા દુર્ગુણોમાંના બહુ જે અણગમતા નીચા અતિલોભ જેવા દુર્ગુણથી લાંછનવાળી થએલી હતી તોપણ, ચાહતા હતા. એણે સામાને ખુશી કરવાને અને તેનું મન હરી લેવાને પોતાની બધી અક્કલ કામે લગાડી હતી. તેના ચેહેરા ઉપર અન્યાસાધ્ય મીઠાશ અને નરમાશ હતી. બોલવાની રીતિમાં લાવણ્યતા તથા

દરેક હાલચાલમાં મોટાઈની નિશાનીઓ હતી, અને તે છેક હલકા માણસને ખુશી કરે એવી હલકી બાબતો ઉપર પણ એકસરખું અને બારીક–સૂક્ષ્મ ધ્યાન આપતો હતો. એનામાં જે કલા હતી તે આજ—એ કલાને તે સારી પેઠે ઓળખતો હતો અને તેના લાભ તેણે ચાખ્યા હતા; કેમકે એના જેટલું અંતરમાં રાજ્યલોભવાળું, ગર્વવાળું અને અતિલોભવાળું બીજું કોઈ ન હતું.

## ગમતની પસંદગી.

સજ્જન હોય છે તે હમેશાં પસંદ ગમતોમાંજ સામેલ થાયછે. સાધારણ લોકોમાં ચાલતી ગમતો ગ્રહણ કરવાથી આપણી છાપ હલકાઈની પડી જશે એવું સમજે છે તેથી તેવી ગમતોમાં તે પડતો નથી. તેમજ વાદિત્ર વગાડવું એ સજ્જનને છાજતું નથી એવું મારે કહ્યા વગર ચાલતું નથી. ગાયનની કલા હમેશાં ઉંચી કલાઓમાંની એક કલા ગણાયછે અને તે ગેરઘટારત ગણાતી નથી. પણ કોઈ છાકટું માણસ ગમતની બેઠકમાં વાંસળી કે સારંગી વગાડે તો તે હલકું કહેવાય. તમને ગાયનનો શોખ હોય તો તમે તે સાંભળો. સારંગીવાળાને પૈસા આપીને તેમની પાસે સારંગી વગાડાવો; પણ તમે તમારે પિંડે કદી સારંગી વગાડતા નહિ. એથી સજ્જન હોય તે પણ હલકો અને ધિક્કારવા યોગ્ય થાયછે.

અને તે ઘણું કરીને ખોટી સોબતમાં પડેછે અને સારી રીતે ઉપયોગમાં લેવાય એવો વખત પાણીમાં નાખેછે.

## વાતચિત.

વિવેકી મંડલીમાં જેવી સુઘડતાઈ ભરેલી વાતચિત થાયછે તેવી વાત કરવાનું શીખવું જોઇએ. તમને આ વાત નજીવી માલમ પડશે પણ તે મિશ્ર ટોલીમાં અને ભોજનપંક્તિમાં ઉપયોગી છે. વાત કરતાં કરતાં પરદેશની રાજદરબારી બાબતો પણ નિકળેછે અને તે વખતે તેની ખરેખરી મઝા આવેછે. ઘણું ખરૂં જુદા જુદા રાજાઓની સેનાની સંખ્યા, તેનું સારાપણું કે ખોટાપણું અને તેની કવાયત કે પોશાક એ વિષે વાત ચાલેછે. કેટલીક વાર તો રાજા અને મોટા લોકનાં કુટુંબ, લગ્ન અને તેમનાં સગાં વિષે પણ વાત નિકળેછે, અને કોઈ વાર જાહિર ગમતો, નાચ અને વેષધારી રમતો વિગેરેના મહત્વ વિષે બોલવામાં આવેછે. આવી વખતે ભોજનના સારા પદાર્થનાં વખાણ શી રીતે કરવાં તે પણ જાણવું જોઇએ. એ વાત ખરી છે કે આ બાબતો ઘણી નાની છે. પણ તે નાની ચીજોનો જ વારે વારે ઘણો ખપ પડેછે.

## સ્વચ્છતા.

બધાએ પોતાનું અંગ બરાબર સ્વચ્છ રાખવું જોઇએ.

હાથ, દાંત અને નખ તો અવશ્ય કરીને સાફ રાખવાં. ગંદુ મ્હોં રાખવાથી ખરેખરાં ખોટાં પરિણામ થાયછે, કેમકે તેથી દાંતમાં ખમાય નહિ એટલું દુઃખ થાયછે તેમજ તેમાં અમુક સડો પેસેછે અને મ્હોંમાંથી બેશક દુર્ગંધ આવેછે તેથી સામા માણસને ગમતું નથી. મેલા હાથ અને બેડોળ નખ જેવું બીજું કાંઈ વધારે ખોટું દેખાતું નથી. નખ વધવા દેવા નહિ. ગમે તેમ હોય પણ કાનમાં તથા નાકમાં આંગળાં ઘાલવાં નહિ, કારણ કે મંડલીમાં એવું કરવું એ ઘણું હલકું અને ગંદુ ગણાયછે. રોજ સવારમાં કાનને સાફ ધોવા જોઈએ; અને નાક સાફ કરીને પછી રૂમાલમાં કદી જોતા નહિ. આ બાબતો કહી બતાવા જેવી નથી એવું કદાચિત્ લાગશે. પણ જ્યારે જોઇએ છીએ કે દરેકજણના અનુભવમાં આવતા છતાં વર્ણવી શકાય નહિ એવી હજારો નાની નામ વગરની બાબતો એકઠી મળીને પ્રસન્ન કરનારી એક મોટી બાબત થાયછે, ત્યારે હું ધારૂંછું કે તે નાની બાબતોને તુચ્છ કહેવી નહિ જોઇએ. વળી વધારામાં સ્વચ્છ અંગ અને અંગરખું જેટલાં તનદુરસ્તીને માટે જરૂરીયાતનાં છે તેટલાંજ બીજા લોકોને ખોટું નહિ લગાડવાને માટે પણ જરૂરીયાતનાં છે. જે માણસ ઉપરની બાબતોમાં વિશ વર્ષની ઉમરે પ્રમાદી હોયછે તે ચાલીશ વર્ષની ઉમરે

ગંદો થાયછે, અને પચાશ વર્ષે સહેવાય નહિ એવો ગંદો થાયછે. ઉપરની વાત નિરંતર નિયમ પ્રમાણે બને છે એવું હું હમેશાં ગણુતો આવ્યોછું અને મારી જીંદગીના અનુભવથી એ વાત સાચી છે એમ હું કહુછું.

## આદરમાન.

સુશીલ ગૃહસ્થોને પોતાના ઉપરી, બરોબરીઆ અને ઉતરતાને શોકમાં અથવા ખુશાલીમાં આદરભાવ કરતાં તમે સાંભળતા હો તેઉપર તમારે લક્ષ આપવુ જોઇએ. વળી તેઓ પોતાનો સ્વર તથા મ્હોનો ડોળ કેવો કરેછે તેની પણ સરત રાખો કારણ કે એવું બધુ કરવાથી સામો માણસ ખુશી થાયછે. સુઘડ મનુષ્યના બોલવામાં અને તેવાના બોલવામાં ફેર હોયછે. તેવો માણસ તોછડા શુકન બોલશે અને સુઘડ માણસ વખતને અનુસરતો ડોલ રાખીને સલુકાઇથી બોલશે. કોઇ પરણ્યો હશે તેને ખુશી બતાવવી હશે તો હસમુખે મ્હોએ તેને મળીને કહેશે કે "વાહ! શી ખુશીની વાત કહુ, મારા દીલમાં હર્ષ તો માતો નથી. ધન્ય ઘડી ધન્ય દહાડો–ખુશી કહી બતાવવા કરતાં મને જોઇનેજ કહી શકશો કે હું કેટલો બધો ખુશી થયોછું." કોઈ દીલગીરીમાં આવી પડ્યો હશે તો તેની પાસે જઇને જરા ભારેખમ મ્હો કરી ધીમે સ્વરે કહેશે કે "હું વાત સાંભળીને ઘણોજ શોકાતુર થયોછું.

ઉપાય નહિ, પણ સ્નેહિઓને શોક થયાવગર રહેતો નથી.”

## વાણી.

ગમેતે ભાષામાં બોલીએ પણ વિવેકથી બોલવાની જે વાણી છે તેને દરેક ગૃહસ્થે સારીપેઠે શિખવી જોઇએ. સુઘડ વાણીથી તો વિવેકી અને સુસંગતવાળા માણુસની પરીક્ષા થાયછે.

## પોશાક.

પ્રસન્ન કરવાની કલા મેલવવાનાં ઘણાં સાધનોમાંનું પોશાક પણ એક સાધન છે, માટે તે ઉપર પણ લક્ષ આપવું જોઇએ. કારણ કે માણુસના પોશાક ઉપરથી તેની ચાલ અને સમજણ વિષે કાંઈ અભિપ્રાય બાંધ્યાવગર આપણાથી રહેવાતું નથી. પહેરવા ઓઢવામાં જેટલો ઢોંગ એટલી સમજણમાં ખોડ એમ સમજી મૂકવું. અક્કલ-વાળું માણુસ એવી તેવી છટા કરતું નથી. તે પોતાને માટે જ સાફ રહેછે પણ બીજા સર્વ તો સામાને માટે તેવું કરેછે. પોતે જ્યાં રહેતો હોય ત્યાંના અક્કલવાળા અને સુઘડ ગૃહસ્થો જેવો પોશાક પહેરતા હોય તેવો તેણે પહેરવો જોઇએ. જો તેમના કરતાં વધારે છટા કરેછે તો તે ફક્કડમાં ખપેછે. અને ઓછું પહેરેછે તો રોલામાં ગણાયછે. પણ હવે જુવાન તો પોશાક પહેરવામાં

વધારે ટાપટીપ કરે તો કાંઈ હરકત નથી કારણ કે જેમ જેમ ઊમર થતી જશે અને વિચાર આવતા જશે તેમ તેમ એ ટાપટીપમાંથી પણ ઘટાડો થતો જશે.

સાધારણ માણસના અને ફક્કડના પોશાકમાં ફેર એટલો જ કે ફક્કડ પોતાના પોશાક ઉપરથી પોતાની કીમત કરેછે અને સમજણો તે જોઇને હસેછે, પણ પોતે જાણેછે કે પોશાક પહેરવામાં તે કારણથી ચૂક કરવી જોઇએ નહિ. આવી જાતની હજારો મૂર્ખાઈ ભરેલી રીતભાતો છે, પણ તે દોષવાળી નથી માટે સમજણા પુરુષોએ ખુશીથી તે રીતભાતો પ્રમાણે ચાલવું જોઇએ. પુરુષદ્વેષી ડાઓજીનીસ એ રીતોને ધિક્કારતો હતો તેમાં તેનું ડહાપણ હતું, પણ તે ધિક્કાર બતાવતો હતો એમાં તેની મૂર્ખાઈ હતી.

પોશાકની બાબતમાં ફક્કડની બરાબરી અથવા તેનાથી ચઢીઆતાં થવાનો આપણે યત્ન કરવો નહિ પણ મશ્કરી નહિ થાય તથા અતડા પડાય નહિ એટલામાટે પોશાક પહેરવાની જરૂર છે. આપણી ઉમરના વિચારવંત પુરુષો આપણે રહેતા હોઇએ ત્યાં જેવો પોશાક પહેરતા હોય અને જેમના પોશાક અવ્યવસ્થિત કે ટાપટીપવાળો છે એવુ કાંઈ આમ કે તેમ કહેવાતું ન હોય, તેવો પોશાક પહેરવાની હમેશાં સરત રાખવી.

એક વખત પોશાક સજ્યો એટલે તેમાં ફરીથી લક્ષ

રાખવું નહિ. રખેને પોશાક અવ્યવસ્થિત થઇ જતો એવી ભીતિ રાખ્યાવગર જાણે કપડાં પહેર્યાં નથી એવી રીતે સ્વાભાવિકપણે તમારે ચેનમાં રહેવું.

## વિશ્વાસ.

નિરંતર (પોતામાં) વિશ્વાસ રાખવો એ અયોગ્યરીતે નિર્લજ્જતા કહેવાયછે. મારી તરફથી તો હું કહુંછું કે એમાં નિર્લજ્જતા નથી પણ ઉલટું કોઇ માણસ દરેક ટોળીમાં શાન્તિ અને નિઃસ્પૃહતાથી વર્તે તો તે તેને બેહદ કામનું અને લાભકારક છે. મને પૂર્ણ ખાત્રી છે કે કોઈ ઉપર પ્રમાણે વર્તે નહિ તો તેનો વ્યવહાર પણ કદાપિ ચાલવાનો નહિ. જે કાંઈ ચિન્તા અને ગભરાટથી કરવામાં આવે તે કદાપિ સંતોષકારક થાય જ નહિ. જ્યાં સુધી કોઇ માણુસ શાન્તિ અને નિઃસ્પૃહતાથી દરેક મંડલીમાં રહેતો નથી ત્યાં સુધી તેને એ મંડલીમાં માન મળેછે તથા તે સારો કહેવાયછે, એવું કોઈ ધારવાનું નહિ. દેખાતી નમ્રતાની સાથે આત્મવિશ્વાસ અને પુરુષાતન હોયતો આપણી યોગ્યતા દેખાઈ આવવામાં કાંઈ વાંધો પડવાનો નહિ. તે ન હોય ત્યારે રસ્તે જતાં ઘણી અડચણો નડવાથી નાસીપાસ થવાય છે. તેમ છેક ઉઘાડી નિર્લજ્જતા બતાવ્યાથી તો તે અક્કલહીન અને નિરુપયોગી ગણાવાનો જ.

## આકુલવ્યાકુલતા.

બુદ્ધિમાન્ માણુસ કંઈ કામ ઉતાવળથી કરશે પણ આકુલતાથી કદી કરવાનો નહિ, કારણ કે તે સમજે છે કે આકુલતાથી કર્યાથી આપણે જે કામ કરીએ છીએ તે ઉલટું અવશ્ય ઘણું બગડવાનું. કાંઈ કામ પૂરૂં કરવામાં બુદ્ધિમાન્ પુરુષો ઝપાટો મારશે પણ તે ઝપાટો મારવાથી કામ સારૂ થવામાં કંઈ ખામી આવે એવું બનવા દેનાર નહિ. તુચ્છ મનના માણુસોપાસે કાંઇ કામ કરવાનું આવેછે ત્યારે તે ઘણું કરીને તો તેમને ભારે માલમ પડેછે અને તેથી આકુલવ્યાકુલ થઈ જાયછે, આમથી તેમ દોડેછે, મુંઝાયછે અને ઘભરાયછે; તેમને દરેક કામ એકદમ કરવાનું મન થાયછે પણ તેમાંનું કંઈ પણ તેમનાથી કદાપિ બનતું નથી. પણ બુદ્ધિમાન્ માણુસ પોતે જે કામ લીધું હોય તેને સારી રીતે કરવામાં જેટલો વખત જોઇએ તેટલોજ વખત લગાડેછે. તે કામમાં જાથુ મંડ્યા રહેવાથી જ કામનો નિકાલ લાવવાની તેની ત્વરા જણાઈ આવેછે. શાન્ત એકસરખી રીતથી તેમાં મંડ્યો રહેછે, અને તે પૂરૂં કર્યા પછી બીજું કામ હાથમાં ઝાલેછે.

## ખડખડ હસવું.

વારે ઘડીએ અને તાણીને હસવું એ મૂર્ખાઇનું અને

ખોટી રીતભાતનું ચિહ્ન છે. નાદાન વસ્તુઓથી તેવી ખુશી થઇ હોય તેને ખડખડ હસીને બતાવવાની લોકમાં રીત પડી છે, અને તેમાં તેઓ આનંદ માનેછે. સંભળાય એવું ખડખડ હસવું એના જેવું બીજું કાંઈ ખોટું અને નીચું નથી એવું મારા મનમાં છે. ખરી અક્કલ અને બુદ્ધિવાળી વાતથી કદી કોઇને ખડખડ હસવું આવતું નથી. એવી વાતો મનને રંજન કરે છે અને ચેહેરાને હસમુખો કરેછે. પણ નીચિ ઠઠ્ઠામશ્કરી અને હલકી વાતોથી ખડખડ હસવું આવેછે; અને બુદ્ધિમાન્ અને કુલવાન્ માણસો પોતે આવી વાતથી દૂર છે એવું બતાવી આપેછે. કોઇ માણસ પોતાની પાછળ ખુરસી છે એવું જાણીને બેસવા જાય અને ખુરસી તો ન હોય તેથી તે ચતો પાટ પડી જાય તો બધી મંડલી ખડખડ હસશે; પણ કોઈ અક્કલવાળું માણસ તેમ કરશે નહિ. ખડખડ હસવું એ કેટલું બધું હલકું અને અઘટિત છે તેને માટે ઉપરની સાબીતી મારા મનમાં બસ છે. એથી જે આણગમતો ઘુંઘાટ થાયછે તે અને કમકમી આવે એવું બેડોળ મ્હો થાયછે તે વિષે જેટલું કહીએ તેટલું ઓછું.

ઘણા લોકોને, જ્યારે બોલેછે ત્યારે, હસવાની ટેવ અસલથી પડી ગઈ હોયછે. ઘણી સારી અક્કલવાળા પુ-

રુષોથી છેક સાધારણ વાત કહેતાં પણ હસ્યાવગર ચાલતું નથી એવું મેં જોયું છે. જે તેમને ઓળખતા નથી તે તો તેમને મૂળમાંથી મૂર્ખ છે એમ ગણેછે.

## પત્ર લખવાવિષે.

સારી રીતે પત્ર લખવા એ ઘણું કામનું છે, કેમકે આ ગુણનો કામકાજના તેમ જ ખુશીખુશાલીના પત્રો લખવામાં હમેશાં ખપ પડેછે. જોડણીમાં તથા લખવાની રીતિમાં ખોડ આવવી જોઇએ નહિ. વખતે સ્ત્રીઓથી ભૂલ થાય તો તે ચાલે. તોપણ ચાલતા સુધીતો ખોડ ન આવે તે સારૂં. સિસીરોના લખેલા પત્ર છે તે સારા પત્ર શી રીતે લખવા તેના સંપૂર્ણ નમુના છે.

પત્રની ઢબ સહેલી અને સહજ લખાએલી જોઇએ અને આપણે જેને પત્ર લખવાનો હોય તે આપણી રૂબરૂમાં હોય અને જેટલું કહીએ, તેટલું જ પત્રમાં આવવું જોઇએ.

સિસીરો, કારડીનલ ડી-ઓઝાટ, મેડેમ સિવીનિ, અને કૌંટ બુઝી રાબુટીન આ ચાર જણ પત્ર લખવામાં ઉત્કૃષ્ટ ગણાયછે. સીસીરોએ એટીકસને તથા તેના પ્રિય મિત્રોને જે પત્ર લખેલાછે તે, મિત્રતાવાળી અને મળતાવડી ઢબમાં પત્ર શી રીતે લખવા તેના, ઉત્તમ દાખલા છે. કામકાજના પત્રો શી રીતે લખવા એ કા-

र्डीनल डी-ओझारना सादी अने चोखी ढबमां लखेला पत्रोथी मालम पडी आवशे. आनंद अने गमत भरेला पत्रोने माटे कौंटक्षुझी अने मेडम सिवीनिना पत्रोनी बराबर कोई आववाना नहि. ते एवा तो स्वाभाविक रीते लखेलाछे के देखीता लखेला कागळो छतां जाणे के बे अक्कलवाळा पुरुषो म्होंए वातचीत करता न होय एवुं लागेछे.

पत्रने वाळवामां, बीडवामां, अने ते उपर शिरनामुं करवामां सफाई राखवानुं कदापि चुकवुं नहि. पत्रना पण बहारना देखाव उपरथी खुशी अगर नाखुशी थवा जेवुं होयछे माटे ते उपर पण कंई लक्ष राखवुं जोइए.

## निन्दानाम.

दुनीआना कामकाजमां पहेलवहेलुं बहार पडती वखत जुवान पुरुषोने पोतानी खीज पडी जवाथी जेटलुं भय राखवानुं छे तेटलुं बीजा कांइथी नथी, माटे गमे तेम करीने खीज पाडवा देवी नहि. घणा विचारवंत पुरुषोना मनमां पण ते हलको जणावानो, अने बीजा लोकोमां तो एवी खीजथी एनी खराबी थवानी. हसवा जेवी खीज पडयाथी घणा जननुं बगडयुं छे. मोटा

લોકોમાં ઘણું કરીને રીતિભાતિ, ઉચ્ચાર, દેખાવ અને બોલવામાં કાંઈ જૂજ ખોડ હોય તેથી ખીજનું નામ પડેછે. ખીજ પડવાથી તમારી કલ્પનામાં આવે તેના કરતાં વધારે નુકસાન તમને થાયછે માટે એવી જૂજ ખોટો હોય તો તે મટાડી દેવી એટલે પછી ખીજ પાડનાર જ કોણ છે?

## ભાષણ કરવામાં ઉચ્ચાર.

લાવણ્યતા ભરેલું બોલતાં આવડવામાટે રોજ તમારા મિત્રની આગળ મોટેથી વાંચો, અને જ્યારે તમે ઘણી ઝડપથી વાંચતા હો, અથવા જ્યાં જેટલો દમ લેવો જોઇએ તેટલો લેતા ન હો, અગર જ્યાં ન જોઇએ ત્યાં ભાર દેઇ વાંચતા હો, અથવા સમજાય નહિ એવી રીતે તમે શબ્દ બોલતા હો, ત્યારે તમને વાંચતા બંધ રાખીને તમારી ભૂલો સુધારે એવી તમે તમારા મિત્રને વિનતિ કરો. વળી તમે તમારી મેલે તાણીને વાંચો અને તમારા કાનને સારૂં લાગે તેવી ઢબથી તમે બોલો. તમે વાંચતા હો કે બોલતા હો ત્યારે દાંત દેખાય નહિ એવી રીતે રાખવાની સંભાળ રાખવી; અને દરેક શબ્દનો ઉચ્ચાર સ્પષ્ટ જૂદો જૂદો કરવાને માટે છેલ્લા અક્ષરનો ઉચ્ચાર અવશ્ય કરવો જોઇએ. પણ સર્વ કરતાં જેવી જેવી બાબત તેવી રીતે જૂદો જૂદો સ્વર

બદલવાનું તમારે શિખવું જોઇએ. એક ને એક સ્વર રાખવો નહિ. આવી વાતો ઉપર દરરોજ તમે સરત રાખશો તો થોડી મુદતમાં તે સહેલી લાગશે અને તે પ્રમાણે ચાલવાની તમને ટેવ પડશે.

બોલવાની રીતભાત અને સ્વરને પણ જેવાં તેવાં ગણવાં નહિ. કેટલાક લોક જ્યારે બોલેછે ત્યારે ઘણું કરીને મ્હો બંધ કરેછે અને પછી ગણગણ કરેછે કે તેમનું બોલવું સમજાય જ નહિ. વળી બીજા એટલી બધી ઝડપથી બોલેછે અને થુંક ઉરાડેછે કે તેમનું બોલવું પણ સમજાય નહિ. કેટલાક જાણે બેહેરાની આગળ બોલતા હોય તેમ હમેશાં મોટે સ્વરે બોલેછે, અને કેટલાક એટલું બધું ઝીણું બોલેછે કે કોઈ સાંભળી જ શકે નહિ.

આ બધી કુટેવો અણગમતી અને કઢંગી છે, અને ધ્યાન રાખ્યું હોય તો તે દૂર થઈ શકે. જે લોકોએ પોતાની કેલવણી ઉપર બીલકુલ લક્ષ આપ્યું નથી તેવા સાધારણ લોકોમાં આવી દેખીતી નિશાનીઓ છે. આવી નાની બાબતો ઉપર લક્ષ આપવાની કેટલી જરૂર છે તેનો તમને વિચાર આવી શકવાનો નહિ. પણ મોટી ભારે સમજણવાળા પુરુષોને, આવી નહાની રીતભાતો નહિ હોવાથી અપમાન પહોચેલું અને જેમનામાં ભારે સમજણ નહિ પણ આવી વાતોમાં પ્ર-

ચીણુ તેમને માન મળેલું, મારા જોવામાં આવ્યું છે.

## લખવાની પદ્ધતિ.

વિચારને શોભા આપનાર અથવા તેનો પોશાક કહીએ તો તે લખવાની પદ્ધતિ છે. તમારા વિચાર ભલે બહુ સારા હો પણુ જો તમારી ભાષા કઢંગી, કઠોર અને નીચિ હશે તો, તમારા બાંધાદાર સુંદર શરીરનો ચિથરીઓ, ફુમકાંવાળો અને ગંદો પોશાક પહેર્યાથી જેમ સર્વ તિરસ્કાર કરશે, તેમ તમારા વિચારનું પણુ થશે. બધા જન કાંઇ મતલબ ઉપરથી બુજ કરતા નથી પણુ ભાષા ઉપરથી થોડો ઘણો વિચાર બાંધેછે.

ગમે તે ભાષામાં તમે લખો અગર બોલો ત્યારે તમારે તેની ઢબ ઉપર સરત રાખવી. શુદ્ધ અને સુંદર ઢબની ટેવ પાડવી. છેક છૂટથી વાતચીત કરતા હો તેમાં અને કેવલ હાલચાલના કાગલોમાં પણુ તમારી ઢબ વિષે તમારે વિચાર કરવો. તમે કાંઇ કહ્યું હોય ત્યારે પહેલાં ન બને તો આખર પણુ તમારે વિચાર કરવો કે એ કરતાં વધારે સારૂ કહ્યું હોત તો કહી શકાત કે નહિ.

## લખવું.

જે માણુસ પોતાની આંખે જોઇ શકેછે અને જમણા હાથનો ઉપયોગ કરી શકેછે તે દરેકજણુ પોતાની મર-

જીમાં આવે તેવા અક્ષર લખવાને શક્તિવાન છે. શિખાઉ છોકરાના જેવા કાચા અક્ષર લખવા એ છેક વિવેક વગરનું છે. મારી કહેવાની મતલબ એવી નથી કે તમારે લહીઆના જેવા પાકા શોભીતા અક્ષર લખવા, પણ વંચાય એવા મરોડદાર અક્ષર ત્વરાથી લખવા શીખવું. વ્યાકરણ ઉપર લક્ષ રાખ્યાથી તમને શુદ્ધ લખતાં આવડશે અને ઉત્તમ ગ્રંથકારોના લખાણ ઉપર સરત રાખ્યાથી સુંદર ભાષા લખતાં આવડશે. પત્ર લખવાની પદ્ધતિ સહેલી અને સ્વભાવિક જોઇએ અને જેમને આપણે પત્ર લખવાનો હોય તેમની પાસે આપણે હોઇએ અને જે રીતે કહીએ તેવી રીતે તેમાં લખવું જોઇએ.

## હલકાં વચન.

ભાષામાં હલકાશ પણ આવવી જોઇએ નહિ. તે ઉપરથી આપણી સોબતની અને કેલવણીની પરીક્ષા થાયછે. હલકો માણસ હોય તે કાંઇ તેવી કહેવતો લખે તે ઉપરથી તુરત જણાઇ આવે. પોતાની ભાષા દીપાવવાને કડણ શબ્દ લખવાનો ઢોંગ કરેછે. પણ વિવેકી પુરૂષ કહેવતો અને હલકાં વચન કદી લખતો નથી, તથા પોતાને ગમતા તેમ કઠણ શબ્દો લખવાનું પણ લક્ષ રાખતો નથી, પણ તે તો ઘણી શુદ્ધ રીતે અને

વ્યાકરણના નિયમપ્રમાણે બોલવામાં તથા બરાબર ઉચ્ચાર કરવામાં ઘણી સંભાલ રાખેછે. મતલબ કે ઉત્તમ મંડલીમાં જેપ્રમાણે ચાલતું હોય તેપ્રમાણે વર્તેછે.

## સામાન્ય કુટેવો નહિ પાડવા દેવા માટે ચેતવણી.

મનમાં ગણગણ કરવું, આંગળીઓ ઉપર આંગળીઓ વગાડવી, પગ ઠોકવા અને એવી બીજી અનાડી ટેવો સારી રીતભાતોમાં ગણાતી નથી; અને તેથી જ્યારે આપણે એવું કરતા હઇએ ત્યારે એમ સમજાય કે જે પુરુષો આપણી પાસે બેઠા હોય તેમને આપણે ગણતા નથી, માટે તેવી કુટેવો છોડી દેવી.

છેક ઉતાવળે ખાવું અથવા છેક હળવે ખાવું એ પણ એક હલકાઇની નિશાની છે. ઉતાવળે ખાવાથી આપણે ગરીબ હોઇએ એવું અનુમાન થાય અને હળવે ખાવાથી જો કોઇને ત્યાં જમવા ગયા હોઇએ તેનું જમણ આપણને પસંદ નથી એમ સમજાય. કાંઇ જણશ મ્હોમાં મૂકતા પહેલાં સુંઘવી નહિ. તમારા ભાણામાં આવેલી કોઈ જણશ તમને પસંદ ન હોય તો તે રહેવા દેવી પણ તેને સુંઘીને અગર તપાશીને તમારા મિત્રના મનમાં તમને અણગમતો ખોરાક મૂકયો છે એવું આવવા દેતા નહિ.

બીછાના અગર જમીન ઉપર થુંકવાની ચાલ ઘણી

ગંદી છે, ને તેપ્રમાણે વારેઘડીએ થાય ત્યારે બીછાનું વારંવાર બદલવાની ફરજ પડેછે. વળી આપણા પરિચિત જનો એમ ધારે કે આ ભાઇને આવો ઉંચો સામાન વાપરવાનો મજ્યોજ નથી. માટે જો બીજા કોઇ કારણને માટે નહિ તો માત્ર આ કારણને માટે ઉંચી કેલવણી લીધેલા પુરુષે થુકવાની ટેવ કહાડી નાખવી જોઇએ.

રસ્તામાં ઉતાવળા ચાલતા નહિ. એ પણ એક હલકાઈ છે. વેપારી એમ કરે તો નભે, પણ વિવેકી ગૃહસ્થને તો છાજે નહિ.

કોઇને અણુચિન્ત્યા મળો ત્યારે તેના મ્હો સામું એક નજરે જોઇ રહેવું, એ પણ નીચું કામ ગણાયછે. એવી રીતે જોયાથી સામાને એમ વેહેમ આવે કે તેના ચેહેરામાં તમે કાંઇ વિચિત્ર જોયું અને તેથી તે ઉઘાડા ઠપકા જેવું થાયછે.

તેમજ ખંજોળવાની–મ્હોમાં, નાકમાં અને કાનમાં આંગળીઓ ઘાલવાની-જીભ બહાર કહાડવાની–આંગળીઓ વગાડવાની--નખ કરડવાની, હાથ ઘસવાની–તાણીને વિશ્વાસ મુકવાની–જુદી રીતે શરીરને કમકમાવવાની–મ્હો વિકાસવાની અને બીજી ઘણી કુટેવોથી તમારે દૂર રહેવું. આ બધી સાધારણ માણસોની ટેવોની નકલો છે અને સદ્‌ગૃહસ્થોને એબ લગાડવા જેવી છે.

# જગત્નું જ્ઞાન.

---

આપણે જ્યારે યુવાન હોઇએ ત્યારે જ્ઞાનનો મોટો ભંડાર એકઠો કરવાને યત્ન કરવો જોઇએ, કેમ કે કદાપિ ઉડાઉપણે ચાલીએ તો તેવા વખતમાં એ ભંડારમાંથી ખરચવાનું અને નહિ તો પણ એવો વખત આવે કે જે વેળા આપણું ટટ્ટુ ચલાવવાને એ ભંડારની જરૂર પડે.

## જગત્નું જ્ઞાન શી રીતે મેલવવું?

જગતનું જ્ઞાન માત્ર જગત્માંથી જ મળેછે; કાંઇ કોટડીમાં પેસી રેહેવાથી મળતું નથી. ફકત પુસ્તકોથી પણ તમે તે જ્ઞાન કદી શિખવાના નથી; પણ પુસ્તકો વાંચ્યા વગર અવલોકન કરવામાં કેટલીક વાતો રહી જાય, તે પુસ્તક વાંચ્યાથી તમારા ધ્યાનમાં આવે. વળી પુસ્તકોમાં વાંચેલા અવલોકનની સાથે તમારા પિંડના મનુષ્યજાતિ વિષેના અવલોકનનો મુકાબલો કરવાથી ખરી વાત મુકરર કરવામાં ઘણી મદદ મળેછે.

પુસ્તકો જાણવામાં લક્ષ અને સમજનો જેટલો ખપ પડેછે તેટલો મનુષ્યજાતિને સંપૂર્ણરીતે જાણવામાં પણ પડેછે; અને વધારામાં ડહાપણ તથા પરીક્ષા કરવાનો ગુણ જોઇએ છીએ. હાલમાં મારે ઘણા ઉમરે પહોંચેલા

પુરૂષોની સાથે ઓળખાણ છે. એ બધાએ પોતાની બધી જીંદગાની આ વિસ્તૃત જગત્માં કાઢી છે, પણ એવી તોછડાઇ તથા અપલક્ષણમાં તે ગએલી છે કે તેઓ પંદર વર્ષની ઉમ્મરે જે જાણતા હતા તેના કરતાં કાંઇ વધારે જાણતા નથી. માટે તમે તમારા મનમાં એવું ગુમાન નહિ કરતા કે સાધારણ લોક જોડે અમસ્તા ગપાટા હાંકવાથી આવું જ્ઞાન તમને મળી શકશે; વાતચિત કરવા કરતાં કાંઈ વધારે ઉંડા ઉતરવું જોઇએ. તમારે તેમને જોવા જોઇએ તેમ તેમના વિષે જાણવું પણ જોઇએ. એટલામાટે જેની જોડે તમે વાતચિત કરવાનો ચાલ રાખતા હો તે બધાની રીતભાત કેવી છે તે અતિશય સંભાળથી ખોળી કહાડો. તેમના પ્રબલ મનોવિકાર, તેમની મુખ્ય ખોડો, તેમની મગરૂબી, તેમની મૂર્ખાઈ, અને તેમના મનોભાવ એ સર્વ જાણવાને યત્ન કરો, તેમજ તેની સાથે મનુષ્યપ્રાણીની કરણીના ઉભરા ખોટા ખરા, ડાહ્યા ગાંડા એ પણ જાણવા, કારણ કે એ મનુષ્યની કરણી, આપણા જેવા બેગંડા અને તુરંગવાળા પ્રાણીઓને વિચારવંત પ્રાણીઓ કરેછે.

## કોઇ પ્રતિ કદાપિ ધિક્કાર બતાવતા નહિ.

જગત્માં કોઇ માણસ બીલકુલ હલકું અને નજીવું છે એમ સમજવું નહિ. આ વખત કે બીજી વખત

અગર એક કે બીજા કામમાં તમને તે ઉપયોગનો થઈ પડે એવી તેનામાં શક્તિ હોય છે, પણ તમે તેવા માણસોને એકદમ ધિક્કારો ત્યારે તે તમારા કામમાં બેશક આવે જ નહિ. આપણે કોઈનું ખોટું કર્યું હોય તો તે ભૂલી જાય પણ તેને આપણે ધિક્કાર્યો હોય તો તે કોઇ દિવસ ભૂલવાનો નહિ. આપણે અભિમાનથી એવો ધિક્કાર હમેશાં યાદ રાખીએ છીએ માટે ખરા લક્ષથી સરત રાખો કે કોઇનો ધિક્કાર કરવો વાજબી હોય તોપણ તેને ઉઘાડો પાડવો નહિ અને તેથી તમારા દ્વેષી કે દુષ્મન ઉભા થવાના નહિ. એકંદર મનુષ્યજાતિ પોતાના વાંક જણાઇ આવે તેના કરતાં પોતાની એબ અને કચ્ચાશ જણાવવા દેવામાં ઘણીજ નાખુશ હોયછે. તમે કોઇને ઉઘાડી રીતે લુચ્ચો કહેશો ને તે જેટલો તમારા ઉપર રીસે ભરાશે તેના કરતાં જો તમે તેને નાદાન, મૂર્ખ, નીચ કુલનો અથવા અનાડી કેહેશો તો તે તમારા ઉપર ઘણો વધારે ચીડાશે અને બહુવાર સુધી તે કીનો રાખશે.

## સામા પુરુષનું હલકાપણું તમારે તેને જણાવવા દેવું નહિ.

સામા માણસનું, જ્ઞાન, પદવી, કે દ્રવ્યની બાબતમાં દુઃખદાયક કનિષ્ઠતા તેને માલમ પાડવાને યત્ન કરવો એના જેવું બીજું કાંઈ અપમાન પહોચાડનાર નથી. જ્ઞાનની

બાબતમાં એવું બતાવવું એ હલકાઈની અને દુષ્ટ સ્વભાવની નિશાની છે. અને પદવી તથા દ્રવ્યની બાબતમાં એવું કરવું ગેરવાજબી છે કારણ કે એ બે વાતો તેના હાથમાં નથી. સુસ્વભાવ અને કુલીનતાવાળાના મનમાં પોતાના જેવા સામાને કરવાની હમેશાં હોંસ રહે છે. પણ કદી તેના મનમાં સામાને ખેદ પમાડવાનું અગર હલકો પાડવાનું આવતું નથી. વળી વધારામાં ઘણા દુશ્મન થવાને બદલે એમની મેળે મ્હોટા મિત્ર થાયછે. કોઇને પણ ખુશી કરવાને હમેશાં લક્ષ રાખવું એ પ્રસન્ન કરવાની કલાનો એક મોટો જરૂરીઆત ભાગ છે. એ લક્ષ બતાવ્યાથી સામા માણસો પોતાની મેળે આનંદ પામેછે. ઘણી મોટી વસ્તુઓ કરતાં આથી સામાનું ધ્યાન વહેલું ખેંચી લેવાય છે અને તે વશ પણ વહેલો થાયછે. દુનિઆદારીના વ્યવહારિક ધર્મ બજાવવાની પણ દરેક માણસને કંઇ અંશે જરૂર પડેછે; પણ આવી બાબતો ઉપર લક્ષ રાખવું એ તો ખુશીનું કામ છે અને કુલીનતા અને સારા સ્વભાવથી પોતાની મેળે એવી રીતે વર્તાયછે. જગત્ એવી વર્તણુકને સ્વીકારે છે, હમેશાં યાદ રાખેછે અને બદલામાં આપણી સાથે તેવી રીતે વર્તે છે.

## લોકની નબળાઇ તથા એબ કદાપિ પ્રસિદ્ધ કરતા નહી.

કોઈ મંડલીને ગમત કરાવવાને કે પોતાની શ્રેષ્ઠતા

બતાવવાને માટે બીજા લોકની એબ અને નબળાઇ ઉઘાડી કરવાનો ઘણા યુવાન પુરુષો બહુ બલવાન્ લોભ રાખેછે, તેવા લોભમાં આપણે કદી લપટાઈ જવું નહિ. એવું કરવાથી આપણાં હાલમાં બધા વખાણ કરે; પણ તેથી જે દુશ્મન થવાના તેતો હમેશાંના જ અને જે આપણાં વખાણ કરે તે પણ વિચાર કર્યેથી તો આપણને ધિક્કારશે અને આપણાથી ભય પામશે. એતો દુષ્ટ સ્વભાવ જ કહેવાય. બીજા લોકની એબ અને વિપત્તિઓ ઉઘાડી કરવા કરતાં સંતાડી રાખવાનું જ સારા અંતઃકરણવાળો પુરુષ ઈચ્છેછે. આપણામાં જો ચાતુર્ય હોય તો તે આપણે કોઇને પ્રસન્ન કરવાને વાપરવું જોઇએ પણ કોઇને ખેદ પમાડવાને વાપરવું નહિ. સમશીતોષ્ણ કટિબંધના સૂર્યની પેઠે કોઇને કરમાવ્યા વગર આપણે પ્રકાશવું જોઇએ.

## પ્રકૃતિ અને આકૃતિનું સંયમન.

જગત્‌ના વ્યવહારમાં કેટલીક નિર્દોષ કલાની આવશ્યકતા છે; અને જે પુરુષ તે કલાનો જેમ સત્વર ઉપયોગ કરશે તેમ તે અન્ય પુરુષોને વધારે પ્રસન્ન કરશે અને વહેલો વૃદ્ધિને પામશે. યુવાનો ઉત્સાહ અને ચપલતાને લીધે આવી કલાને નિરૂપયોગી માની ભૂલી જાયછે અને કંટાલો આપે એવી ગણી તેને વર્જેછે. પરંતુ જગત્‌ના

પાછળના જ્ઞાન અને અનુભવથી, ઘણું કરીને બહુ મોડું થાયછે ત્યારે, તે કલાની અગત્ય લક્ષમાં આવેછે. આ કલામાં મુખ્ય વાત પોતાના સ્વભાવ ઉપરનો અંકુશ, મનની સ્થિરતા, અને મુખનું ગાંભીર્ય છે. તેથી આપણા અંતરમાં થતા ઉદ્વેગ અને વૃત્તિઓ, શબ્દ, શરીરવ્યાપાર અને મુખમુદ્રા ઉપરથી પ્રસિદ્ધ થતાં બંધ પડેછે; અને જો તેમ ન થાય તો વધારે શાન્ત અને બુદ્ધિવાન્ પુરુષો મહત્ કાર્યમાંજ નહિ પરંતુ જીંદગીના સઘળા સામાન્ય વ્યાપારમાં પણ આપણા ઉપર શ્રેષ્ઠતા મેલવેછે. જે પુરુષને અણગમતી વાતો સાંભળવાની સહનશક્તિ નથી અને ગમતી વાતો સાંભલીને જેનાથી એકાએક હર્ષ દર્શાવી મ્હો મલકાવ્યા શિવાય ચાલતું નથી તેનો દરેક પ્રપંચી શઠ અને વાચાલ ફક્કડ માણુસ લાભ લીધા વગર મૂકતો નથી. શઠ હોય તે તમને ખુશી અગર ગુસ્સે કરશે, એવા હેતુથી કે તમે કાંઇ અજાણે બોલવા જાઓ અથવા તમારા અંતરની લાગણી મ્હો ઉપર જણાવી દ્યો તે ઉપરથી તમારા અંતઃકરણનો તમારે એકલાનેજ જાણવાનો ગુપ્ત ભેદ તે અનાયાસે કળી જશે. વાચાલ ફક્કડ પોતાની મૂર્ખતા અને અજાણપણાને લીધે તે ભેદ પ્રસિદ્ધ કરશે અને તેનો બીજા લોકો લાભ લેશે.

જો ક્રોધના ઉભરાને તમે અધીનછો એમ તમને જણાય તો તમારે એટલો તો મનમાં નિર્ણય કરવો કે જ્યાં સુધી તે આવેશ રહે ત્યાં સુધી એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ. ક્રોધ પણ ગાંડાપણું જ છે. તે બેમાં અંતર માત્ર એટલુંજ છે કે એક થોડો કાલ રહેછે અને બીજું ઘણો કાલ ટકેછે.

ટૂંકામાં તમે તમારી પ્રકૃતિ અને આકૃતિ ઉપર, તમારા અંતર્માં ચહાય તે લાગણી થતી હોય પણ તેનો તે બન્નેમાં આવિર્ભાવ ન થાય એટલી તો સંપૂર્ણ પ્રભુતા મેલવો. આમ બનવું કદાચિત્ કઠિણ હશે પરંતુ તે અશક્ય તો છેજ નહિ. અને એક તરફ બુદ્ધિમાન્ પુરુષ અશક્ય વસ્તુ પાછળ યત્ન કરતો નથિ પણ બીજી તરફ તે કોઇ કાર્યના દુર્ઘટપણાથી તો નિરાશ થતોજ નથી. ઉલટુ એવો પુરૂષ તો પોતાના ઉદ્યમ અને તત્પરતાને દ્વિગુણિત કરેછે; તે સદાગ્રહ કરેછે અને નિસ્સંશય જીત પામેછે. કોઇ પણ વસ્તુ સંપાદન કરવાને તમારે પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ એમ તમને તમારા સદ્વિચારથી જણાય અને તે વસ્તુ પ્રસિદ્ધ રીતે ઉપયોગી હોય તો તે વસ્તુની કઠિણતાથી માત્ર તમારા ઉદ્યમને પ્રદીપ્ત થવા દો પણ તેથી તમારા પ્રયત્નનો ભંગ થવા દેશો નહિ. એક રીતે તમે નિષ્ફલ થાઓ તો

બીજી રીતે યત્ન કરો. કાર્યમાં પ્રવૃત્તિ કરો, ખંત રાખો અને તેથી અન્તે તમે જય પામશો. અમુક કાર્ય સારૂ કેટલાક મનુષ્યોને સમજાવવા પડેછે, કેટલાકની ખુશામત કરવી પડેછે, કેટલાકને ભય બતાવવો પડેછે અને કેટલાકને ખીજવવા પડેછે. પણ એકંદરે યુક્તિથી અને યોગ્ય રીતે તેમની સાથે વ્યવહાર થાય અને તેમની જૂદી જૂદી ખામીઓ ઉપર અશ્રાન્ત હુમલો કરવામાં આવે તો તે સર્વને ઠેકાણે લાવી શકાય છે. પરંતુ તેમ કરવાનો સમય વિવેકથી પસંદ કરવો. કારણ દરેક મનુષ્યને પોતપોતાનો ખુશ મિજાઝનો વખ્ત હોય છે પણ તે આખો દિવસ રહેતો નથી. અને જે સમયે કોઇ માણસ અમુક કાર્યના પૂર્ણ વિચારમાં હોય અથવા જે કાલે તે શોકમાં, ક્રોધમાં અથવા બીજા કોઇ પ્રતિકૂલ વિચારમાં હોય તે કાલે તમે તેને બીજા કોઈ કાર્ય વિષે કહો તો તે સમયની પસંદગી બહુ અયુક્તજ છે.

## બીજાના મનોભાવની પરીક્ષા તમારા મનોભાવથી કરો.

બીજાઓના મનની પરીક્ષા કરવાને માટે પ્રથમ તમે તમારા મનને જાણવાને અભ્યાસ કરો કેમ કે મનુષ્ય તો ઘણું કરીને બધાં સરખાં જ હોયછે. જો કે એકને કોઈ જાતનો મનોવિકાર બીજા મનોવિકાર કરતાં ચઢીઆતો-બલવાન હોયછે અને બીજાને બીજો કોઈ મનોવિકાર તેવો

બલવાન્ હોયછે તોપણ તેમની દરેકની ક્રિયાઓ તો ઘણીખરી સરખી હોયછે. અને જે જે કારણોથી તમે સામાને ગમશો અથવા કંટાળા ભરેલા લાગશો અને તમારી સાથે તે ખુશી અથવા ગુસ્સે થશે, તેજ કારણોથી સામો માણસ તમને ગમશે, અથવા કંટાળા ભરેલો લાગશે અને તેનાથી ખુશી થશો અથવા ગુસ્સે થશો. તમારા પોતાના મનના સઘળા વ્યાપાર, ને તમારા મનોવિકારની પ્રકૃતિને, અને જૂદા જૂદા હેતુથી તમારી ઇચ્છા બંધાયછે તે હેતુને તમે અતિશય લક્ષ રાખીને તપાસશો, એટલે બધી મનુષ્યજાતિને તમે ઘણી ખરી રીતે પરખશો. એક દાખલો લો–તમારા કરતાં જ્ઞાનમાં, બુદ્ધિમાં, પદવીમાં, અથવા દોલતમાં કોઇ માણસ શ્રેષ્ઠ છે અને તમે તેના કરતાં તે બાબતોમાં કનિષ્ઠ છો એવું તમને તે જણાવે તો, તમને ખોટું લાગેછે? તમારામાં એવી શ્રેષ્ઠતા હશે તોપણ તમે જે માણસની શુભેચ્છા, તમારા લાભની ઉક્તિ, તમારામાં હિત, ચાહનાત અથવા મૈત્રી મેળવવાનું ધારતા હશો તેને તે શ્રેષ્ઠતા બેશક બતાવશો નહિ જ. કટુ વચનથી, ચીડ ભરેલા દેખાવથી અથવા વારેઘડીએ તમારાથી વિરૂદ્ધ બોલે તેથી જો તમને રીસ ચઢે તથા ખોટું લાગે તો, તમે જેની ચાહનાત તથા મરજી મેળવવાને ઇચ્છતા હોય તેની સાથે એવી રીતે વર્તશો?

બેશક, નહિ. અને હું આશા રાખુંછું કે ઘણું કરીને બધાની ચાહનાત મેળવવાનું તથા તેમને ખુશી રાખવાનું તમે ઇચ્છો છો. કાંઈ અક્કલવાલી નિંદાની કે તેવી રમુજની વાર્તા કહેવાની લાલચથી અને તેવી વાર્તાનું દ્વેષને લીધે ઘણું કરીને જે વખાણ થાયછે તેથી, જે લોક એવી વાતો કહી શકેછે અને વળી બહુધા તો જે લોક ધારેછે કે આપણે કહી શકીએ અને તેમ કરવાને અશક્ત હોવા છતાં પણ તેઓ તે કહેવાનો યત્ન કરેછે, તેમને તેથી જેવા કટ્ટા શત્રુ થાયછે તેવા મહારા જાણ્યાપ્રમાણે બીજી કોઇ વાતથી થતા નથી. જ્યારે આવી વાતો તમારે માટે કોઇ કહે ત્યારે તમારા મનમાં કેટલો ગુસ્સો, બેચેન અને વેર ઉત્પન્ન થાય તેનો તમે ગંભીરતાથી વિચાર કરો. અને એજ સાધનોથી તમારી સામે બીજાના મનમાં એવા વિચાર ઉત્પન્ન કરવા એ ડહાપણ ભરેલું છે કે નહિ તેનો તોલ કરો. એક મશ્કરી કરવાથી મિત્ર હોય તેને શત્રુ કરવો એ ખરેખર મૂર્ખતા છે; પણ મારા મનમાં તો કોઈ ત્રાહિત મનુષ્યને પણ મશ્કરીથી દુશ્મન કરવો એ પણ કાંઇ છેક થોડી મૂર્ખતા નથી. જ્યારે આવી વાતો તમારા વિષે થાય ત્યારે, ખરેખરા ડહાપણનું કામ તો એ જ કે એવી વાતો આપણા ઉપર કહીજ નથી એવું જણાવવું અને તમને એથી મનમાં કાંઈ ક્રોધ ઉપજ્યો હોય તો તે સંતા-

ડીને અંતર્માં સમાવી દેવો. વળી જ્યારે તેઓ એવી ઉઘા-ડી રીતે તમારી ટોળ કરતા હોય કે તમે તે વાતનો અર્થ સમજ્યા નથી એવું ધારી શકાય એમ ન હોય ત્યારે તમારે તે મંડળી સાથે ટોળ કરવામાં સામેલ થઈ જવું એ વધારે સારૂં છે. તે લોકે ટોળ બરાબર કર્યુંછે એવું તમારે કહેવું અને દેખીતા ખુશ મિજાઝથી એ વાત પતાવી દેવી. પણ તે લોકોએ જીત મેલવી છે અને તમને ખોટું લાગ્યું છે એ બન્ને ગુપ્ત રાખવાને બદલે પ્રસિદ્ધ થઇ જાય એવી રીતે કોઇ પ્રકારે પણ તમારે ઉત્તર દેવો નહિ. તે લોકે જે વાત કરી હોય તે જો ખરેખર એવી હોય કે તેથી તમારી આબરૂને તથા નીતિવાળી ચાલને હાનિ પહોંચે તો ગૃહસ્થ અને બુદ્ધિમાન્ પુરુષને બે ઉપાય કરવાના છે. કાં તો અતિશય નમ્રતા બતાવવી, નહિ તો ખુલ્લા મેદાનમાં તેની સામે થઇ જવું.

## બની શકેતો અપમાન કરનારાથી દૂર રહેવું.

જો કોઇ માણુસ તમને ખુલ્લી રીતે અને ઇરાદાથી અપમાન કરે અને બેઆબરૂ કરી નાખે તો તમારે તેને પેશ પહોચાડવો. પણ જ્યારે તે તમને ફકત ઈજા કરતો હોય ત્યારે તો તમારે તેની જોડે બહારની હાલ-ચાલમાં અતિશય સલુકાઇથી ચાલવું અને ગુપ્ત રીતે તેની વર્તણુકનો સવાયો બદલો વાળી આપવો, એ

જેવી બીજી એકે વેર લેવાની રીત સરસ નથી. આવું કરવામાં કાંઈ વિશ્વાસઘાત કે કપટ કર્યું કહેવાય નહિ. જ્યારે તમે તે માણસને કહો કે હું તારી સાથે મિત્રતા તથા ચાહનાત રાખુંછું અને તે વખતે પેટમાં તેના ઉપર વેર લેવાની યુક્તિયો ચલાવો ત્યારે તમે કપટ તથા વિશ્વાસઘાત કર્યો કહેવાય. આવું કરવાની હું તમને કોઈ પ્રકારે ભલામણ કરતો નથી; પણ તેને હું ઉલટો ધિક્કારૂંછું. મંડલીમાં સલાહ તથા સગવડ રેહવાને એકમેકની મરજીથી સભ્યતાનાં દરેક લક્ષણ વર્તવાં તે ફકત રીતભાતને અનુસરીને ચાલવામાટે જ છે. એ મંડલીની એકત્રતાને ખાનગી અણબનાવ તથા દ્વેષથી અડચણ થવી જોઇએ નહિ. સ્ત્રીયો અને અલ્પમનવાળા, જે મંડલ તેમના ઉપર કદાપિ દયા લાવતું નથી પણ ઉલટું તેમને હસેછે, તે મંડલ સાથે રીસાઇને અને તકરાર કરીને ઉલટી ગમત કરાવેછે. હું મારીજ વાત કહું કે કોઈ બરાબરીયાને મુદ્દાની બાબતમાં હું જરા પણ નમતું નહિ આપું પણ કોઈ બીજા માણસના કરતાં તેની સાથે વધારે સભ્યતા બતાવવાને માટે હું ખંતીલો રહીશ. પહેલું તો આવી આપણી વર્તણુકથી બધા હસનારા આપણા તરફ થઈ જાયછે, અને તેમની સંખ્યા પણ મોટી હોયછે. અને બીજું એ કે સામા પક્ષવાળો

પછી તે સ્ત્રી હોય કે પુરુષ તે પણ અવશ્ય ખુશી થાયછે; એટલે આવે વખતે તેનાથી એવું કહ્યા વગર ચાલે જ નહિ કે "તમે આ બધી જીકરમાં ઘણી સારી રીતે વર્તણુક ચલાવીછે તે અમારે કબૂલ કરવું જોઇએ."

## શત્રુ ઉપર ક્રોધ ચઢ્યો હોય તે સંતાડી રાખવો.

ટૂંકામાં તમારી વર્તણુકનો આ એક દૃઢ નિયમ રાખવો કે જે ક્રોધને તમે જરા પણ તૃપ્ત કરી શકો નહિ તેની કિંચિત્ માત્ર પણ નિશાની કદી જણાવવી નહિ; પણ જ્યાં તમારૂં ચાલે નહિ ત્યાં તમારે હમેશાં પ્રસન્ન જ દેખાવું. ઉદ્યોગી અને વ્યવસાઈને જગતના વ્યવહારમાં અહર્નિશ ક્રોધાયમાન્ થવાનાં વાજબી કારણો મળેછે અને તેને જો કોઈ સંતાડી તથા શમાવી ન શકે તો આ જગત્માં કોઇથી રહેવાત જ નહિ. જે માણસ પોતાના સ્વભાવને અંકુશમાં રાખી શકતો નથી તે માણસે તો બહેતર છે કે, આ જગત્નો ત્યાગ કરી દેઇને કોઈ અઘોર વનમાં ખાખીના મઠમાં જઇ એકાન્ત વાસ કરવો જોઇએ. ચીડાઇને વ્યર્થ ક્રોધ બતાવવાથી, જેને તમે હાનિ કરી શકતા નથી પણ તે તમને કરી શકેછે, તેના ક્રોધને તમે ઉત્તેજન આપોછો. અને વળી તમારી જોડે લડવાને તથા તમને નુકસાન કરવા બહાનું શોધી કાઢવાને ટમટમી રહ્યો હોય, તેમને તેવું બહાનું તમે

પોતે આપોછો. પણ તમે જો તેમની સાથે એથી ઉલટી રીતે વર્ત્તો તો તેમને સભ્યતાની ખાતર પણ દબાઈ રહેવું પડે અને વખતે તેનો દ્વેષ કાં તો દબાઇ જશે કે ખુલ્લો પડી જશે. વધારામાં કજીઓ કરવો, ચીડાવું અને રીસાવવું એ છેક નીચું અને હલકું છે.

## કોઈ માણસની પ્રામાણિકતા ઉપર અતિશય ભરોસો રાખતા નહિ.

મનુષ્યમાત્ર એક જાતિના બંધારણનાં બનેલાં છે, તો પણ દરેકનામાં ઘણીએક વસ્તુઓ એવી રીતે ઓછી વધતી રહેલીછે કે બે જણ પૂરેપૂરા એક બીજાને મળતા આવતા નથી. અને કોઈ માણસ બધી વખતે એક સરખો હોતો નથી. મહાન્ શક્તિવાન્ પુરુષ કોઈ વખત બેવકુફાઈ ભરેલાં કામ કરેછે; બહુ ટેકીલા નીચાં કામ કરેછે; બહુ જ પ્રમાણિક પુરુષો ખરાબ કામ કરેછે; અને ખરેખરા દુષ્ટ હોયછે તે સારાં કામ કરેછે. માટે પ્રત્યેક પુરુષની તમારે સારી રીતે પરીક્ષા કરવી. તેમના પ્રધાન મનોવિકારનો અડસટો તમારે અવશ્ય કાઢવો જોઇએ અને તેમ કરતા પેહલાં તેમના હલકા મનોવિકાર, તૃષ્ણા અને છંદને લક્ષ દઇને ખોળી કાઢવા અને પછીથી અડસટાનો નિશ્ચય કરવો. દુનિયામાં સહુથી વધારે પ્રામાણિક માણસના જેવી કોઇની સાધા-

રણુ વર્તણુક હોયતો તે બાબત વાંધો લેતા નહિ, કેમકે તેમ કરવાથી તમે અદેખા અને ખરાબ સ્વભાવના ઠરશો; તેમ તમારે સાચાપણાનો વિશ્વાસ એટલો બધો નહિ રાખવો કે જેથી તેની સત્તા નીચે તમે આવી જાઓ, અને તમારી આબરૂ, દોલત અથવા જીવને નુકસાન કરવું ધારે તો તે કરી શકે. અધિકાર હિત અને હેત એ ત્રણે જાતના મનોવિકારમાં પ્રમાણિકપણાની જરૂર પડેછે, અને તેમાં પ્રમાણિકપણાની ખરેખરી કસોટી નિકળી આવેછે. એ ત્રણે મનોવિકારમાં પ્રામાણિક માણુસ કદાચિત્ તમારી બરોબરી કરી શકતો હોય તો પણ પ્રથમ તમારે તમારી મેળે એ પ્રામાણિક માણુસના વિકારોનું પૃથક્ અવલોકન કરવું એટલે આ માણુસનામાં કેટલો વિશ્વાસ મૂકવો અને કેટલો ન મૂકવો એનો તોલ કરવાને તમે શક્તિવાન્ થશો.

## સ્ત્રીપુરુષની ખામીઓ અને મનોવિકારના સારીરીતે જાણીતા થાઓ.

કોઈ અમુક માણુસ, પુરુષ કે સ્ત્રીની મૈત્રી અને પ્યાર મેલવવાનું વિચારપૂર્વક ધારતા હો તો, જો તેનામાં કોઇ બલિષ્ઠ ગુણ હોય તો તે ખોળી કહાડવો અને તેની યોગ્ય પ્રશંસા કરવી. અને દરેક જણમાં હોયછે તેમ તેમાં જે એવી મોટી ખોડ હોય તે ખોળી કહાડવી અને

તેની યોગ્ય કરતાં પણ વધારે પ્રશંસા કરવી. મનુષ્યો ઘણી બાબતોમાં બીજા કરતાં ચઢીઆતા હોય છે અથવા બીજા ધારેછે કે તેઓ ચઢીઆતા છે. અને પોતે અમૂક વિષયમાં શ્રેષ્ઠ છે એમ જાણેછે તેમાં તેમની યોગ્ય પ્રશંસા થએલી સાંભળવાને તેઓ ચાહેછે, તોપણ જે બાબતો-માં તેઓ ચઢીઆતા થવાની ઈચ્છા રાખેછે અને આપણે ચઢીઆતા છીએ કે નહિ તેનો તેમને શક છે તે બાબતોમાં તેમની અતિશય અને ઉત્તમ પ્રશંસા થયાથી તેઓ રાજી થાયછે. એનો દૃષ્ટાંત જોવો હોય તો **કારડીનલ રીષલીઉ** પોતાના સમયમાં અને વખ્તે કહીએતો બીજા સર્વે કરતાં ખરેખર મોટામાં મોટો રાજ્યકાર્યભારી હતો. એનામાં એક ખોટી પતરાજી હતી કે લોકો મને મોટામાં મોટો કવિ પણ ગણે. મહાન્ **કોર્નીલ**ની પ્રતિષ્ઠાની તેને ઈર્ષ્યા આવી અને એ કવિની **સીડ** નામની કવિતા ઉપર તેણે વિવેચન લ-ખાવ્યું. તેથી જે લોકોને યુક્તિથી પ્રશંસા કરતાં આવડતી હતી તે લોક એની રાજકીય કામની હુશીઆરી માટે કાંઇ કહેતા નહિ, વખતે સ્વાભાવિક રીતે બીજી વાતમાંથી કહેવાયું તો કહેવાયું; પણ તેઓ જાણતા હતા કે આ-વો ધૂપ દેઇશું તો તેના ધૂમથી આપણા ઉપર તેની મેહર-બાની થશે તેથી તેને કવિની પદવી આપીને વખાણતા. આવું થવાનું કારણ એટલું જ કે **કારડીનલ રીષલીઉને**

રાજ્યકીય કામની પોતાની હુશિયારીની ખાતરી હતી અને કવિપણાની બાબતમાં તેને ભરોસો ન હતો.

## બધાના અભિમાન ( પતરાજી ) ની પ્રશંસા કરવી.

દરેક જણ પોતાને ગમતી વાત કરે તેનું અવલોકન કર્યાથી તે માણસનામાં પ્રબલ અભિમાન કિયું છે તે તમને સહજ જણાઇ આવશે; કેમકે પોતે ફલાણી બાબતમાં ચઢીઆતો છે એવું બીજા ધારે તેમાં પોતાની અતિશય ખુશી હોય તે બાબતની તે ઘણી વખત વાત કહાડશે. આવી બાબત ઉપર તમે લક્ષ રાખશો એટલે તેની તમે એકદમ પરીક્ષા કરી લેશો.

સ્ત્રીજાતિને ઘણું કરીને પોતાના રૂપનું અભિમાન હોયછે; તેથી રૂપની ગમે તેટલી પ્રશંસા કરો તોપણ તે ખરી છે એમ જાણે. પરમેશ્વરે એવી કુરૂપ સ્ત્રી ભાગ્યેજ બનાવી હશે કે તેના રૂપની કોઈ પ્રશંસા કરે તો તે ખોટી છે એવું પોતાના મનમાં જાણે. કદાપિ તેનો ચેહેરો એવો કમકમાટ ભરેલો હોય કે તે પોતે પણ એ વિષે કેટલુંક જાણતી હોય, તોપણ તે એવું માની લેછે કે મારો બાંધો અને સ્વરૂપ એવાં છે કે ચેહેરાની એબને ઢાંકી દેછે. અને જો બાંધો બેડોલ હોયતો એમ ધારેછે કે મારો ચેહરો એવો સારો છે કે એ ખોડને માપમાં રાખેછે. અને જો ચેહરો

અને બાંધો બને ખરાબ હોય ત્યારે એમ માની લેછે જે મહારામાં એવી લાવણ્યતા છે કે રૂપવતીને પણ કોરે મૂકી દે. આ વાત ખરી છે. અને તેનો દાખલો જુઓ તો છેક કુરૂપા સ્ત્રી પણ ઘણી ટાપટીપ અને ઢપથી પોતાનો પોશાક પેહેરેછે.

મારા કહેવાનો બીજો અર્થ સમજીને એમ ધારતા નહિ કે હું તમને નીચી અને કપટ ભરેલી પ્રશંસા કરવાની ભલામણ કરૂંછું. ના, કોઇ માણસના દુર્ગુણ અને દોષની પ્રશંસા કરતા નહિ, પણ ઉલટા તેમને ધિક્કારવા અને બનતા અટકાવવાનો યત્ન કરવો. પણ ન્યૂનતાવાળા અને નિરપરાધી તથાપિ હસવા જેવા અભિમાનવાળા લોકોની સાથે મિઠાશથી ન વર્તે એવો કોઈ મળી આવશે નહિ. કોઇ પુરુષ પોતે હોય તેના કરતાં એમ ધારે કે હું વધારે ડાહ્યો છું અને સ્ત્રી એમ ધારે કે હું વધારે સુંદર છું તો એ તેમની ભૂલ તેમને તો સુખકારક છે અને બીજાને તે હાનિ કરતી નથી. માટે એવી બાબતમાં તેમનું મન રાજી કરીને બેહતર છે કે હું તેમને મારા મિત્ર કરી લેઈશ. પણ કાંઈ અર્થ વગર ખરેખરી વાત હોય તે તેમને કહી દઇને મારા શત્રુ કરવાનું નહિ કરૂં.

## કોઈ પણ સદ્ગુણથી પોતે અતિશય ભરપૂર છે એવો ડોળ ઘાલનાર ઉપર શક લાવવો.

કોઈ પણ સદ્ગુણનો અસાધારણરીતે ડોળ ઘાલનાર, જેઓ તે સદ્ગુણ બીજા કરતાં ઉત્તમ છે એમ બતાવેછે અને ખાસ પોતાનામાંજ એ સદ્ગુણ છે એમ પણ બતાવેછે, તેઓ ઉપર ઘણું કરી તે બાબતનો શક લાવવો જોઇએ. તે જૂઠાજ છે એમ મારૂં કહેવું નથી. હું એટલું જ કહુંછું કે તેમના ઉપર શક લાવવો, કારણ સાધારણ રીતે તેઓ ઢોંગી હોયછે. પણ હમેશાં તેવાજ હોયછે એમ ખાતરીથી માનવું નહિ. કારણકે કોઈ કોઈ પ્રસંગે સાધુના વેશવાળા ખરેખરા ધર્મનિષ્ઠ, પતરાજખોર ખરેખરા બહાદુર, રીતરિવાજના સુધારકો ખરેખરા પ્રામાણિક અને અતિવિનીત ખરેખરા પવિત્ર મારા જાણવામાં આવ્યાછે તેટલામાટે યથાશક્તિ તેના હૃદયના અંતઃસ્થાનમાં તમે પ્રવેશ કરો અને સાધારણરીતે લોકમાં તેને માટે જે ખ્યાતિ હોય તે વગર તપાસ કર્યે માનતા નહિ. જગત્માં જે ખ્યાતિ હોયછે તે કોઈ મનુષ્યના વિશેષ ગુણની મુખ્ય બાબતોમાટે તો ખરી હોયછે પરંતુ તેની સર્વ ખાસ હકીકતના સંબંધમાં હમેશાં અસત્ય હોયછે.

## બેળેબેળે દોસ્ત થવા આવનારથી સાવચેત રહેવું.

જેઓ થોડું જ ઓલખાણ થયું હોય તેટલામાં તો તમારા તરફથી ઇચ્છા બતાવ્યા સિવાય પોતાની અયોગ્ય મૈત્રી અને વિશ્વાસ અતિશય આગ્રહ કરી આપેછે તેઓથી સાવધ રહેવું; કારણ કે પોતાની ઉપજીવિકા સારૂ પોતાની મૈત્રી અને વિશ્વાસનો તમારામાં પરાણે નિવેશ કરેછે. પરંતુ આવી સાધારણ ધારણાઉપરથી તેવા માણસોને એકદમ અવિવેકથી તરછોડતા નહિ પણ વિશેષ તપાસ કરો કે આ અણધારી માગણી, ઉત્સુક હૃદય અને મૂર્ખ મસ્તિકથી કે પ્રપંચી અને દગાવાલા અંતઃકરણથી ઉત્પન્ન થઈ છે. લુચ્ચાઈ અને મૂર્ખાતાનાં લક્ષણ ઘણી વખત એક જ હોય છે. તે જો ભલો અને મૂર્ખ હોયતો તેની મૈત્રી સ્વીકારવામાં કાંઈ હરકત નથી, પણ તેની યોગ્યતાપ્રમાણે તેની સાથે વર્તવું. પરંતુ જો તે પ્રપંચી અને દગાવાળો હોયતો તેની દોસ્તદારી તમે કબૂલ રાખીછે એમ બતાવવું બહુ ઉપયોગી છે અને તેના હથિયારનો ઉપયોગ તમારે તેની સામે જ કરવો.

## પ્રતિજ્ઞાઉપર કહેલી વાત માનતા નહિ.

કોઈ પણ બાબત એટલી તો સંભવિત હોય કે તેને સાચી મનાવવાને માટે તેને સાધારણરીતે કહેવી તે જ

પૂર્ણ છે, છતાં મોટી મોટી પ્રતિજ્ઞા કરીને તે વાત કોઈ માણસ કહેતો હોય તો તમારે ખાતરીથી સમજવું કે તે જૂઠું બોલેછે અને તે વાત મનાવવાને તેને અતિશય સ્વાર્થ છે. જો તેમ ના હોયતો તે આટલી બધી મેહેનત કરે જ નહિ.

## વિષયસુખના કારણથી થતા સંબંધથી દૂર રહેવું.

જે યુવાનો ફક્ત પરસ્પરની મોજમઝાહને લીધે જ જોડાયલા હોયછે તેઓમાં મૈત્રીનો અસંયમ હોયછે. આવી જાતના સંબંધનાં પરિણામ ઘણી વખત ખરાબ આવેછે. જીઆફતની મઝાહથી અને જરા વધારે શરાબની લેહેઝતથી જરા લેહેરમાં આવેલા થોડા ઉત્સુક પણ અનુભવ વગરના માણસો ખરા અંતઃકરણપૂર્વક અખંડ મૈત્રી પરસ્પર રાખવા પ્રતિજ્ઞા કરેછે અને જરા પણ સંકોચવિના પોતાની હૃદયગત સર્વ વાર્તા ત્યાં પ્રસિદ્ધ કરેછે. આ વિશ્વાસ જેટલા અવિચારથી બંધાયલો હોયછે તેટલા જ થોડા વિચારથી પાછો તુટી જાયછે. કારણ નવીન સ્થલ અને નવી ગમતોને લીધે આ અદૃઢ સંબંધ તરત છુટી જાયછે, અને તે અવિચારી વિશ્વાસનો ઘણો ખોટો ઉપયોગ થાયછે. યુવાનોના મંડલમાં તમે તમારો ભાગ લ્યો; એટલું જ નહિ પણ તમારી મંડલીને લગતી અને યુવાવસ્થાને યોગ્ય હોય તેવી જીઆફતસંબંધી ખુશાલિ અને મોજમઝા-

હમાં તમારાથી બને તો તમે સર્વે કરતાં ચઢતા થાઓ. જો તમારી મરજીમાં આવે તો તમારી પ્રેમવાર્તાઓથી તેમને જાણીતા કરો પરંતુ તમારા ગંભીર વિચારો તેમને કદી પણ કહેતા નહિ. જેઓ તમારા અનુભૂત મિત્ર હોય અથવા તમારાથી વધારે અનુભવી હોય અને આ દુનિયામાં તદ્દન જૂદેજ રસ્તે હોવાને લીધે તમારા પ્રતિસ્પર્ધી થાય એવો સંભવ ન હોય તેવાજનેજ માત્ર તે ગુપ્ત અભિપ્રાયો દર્શાવવા. કારણ કે મનુષ્યજાતના વીરગુણ ઉપર હું એટલે સુધી આધાર રાખવા સલાહ નહિ આપું કે જેને માટે સ્પર્ધા થઈ છે તે વસ્તુના સંબંધમાં તમારો પ્રતિસ્પર્ધી તમારો મિત્ર થશે એમ તમે માનો અગર આશા પણ રાખો.

## બાહ્યત: અજાણપણું બતાવવું ઘણી વખત જરૂરનું છે.

કંઈ પણ વાતથી માહિતગાર છિયે એમ ન જણાવવું એ પણ આ જગતના વ્યવહારિક જ્ઞાનનો એક જરૂરનો ભાગ છે. જેમકે કોઈ માણસ તમને કોઈ વાત કહેવા આવે અને તે વાત તમે જાણતા હો છતાં તેવિષે તમારે અજાણપણું બતાવવું એ સાધારણરીતે સલાહકારક છે. જ્યારે તેઓ પુછે કે "ફલાણી વાત શું તમે સાંભળી નથી" ત્યારે તમારે "નાજ" કહેવી અને તમે જાણતા હો તોપણ તેને તે વાત કહેવા દેવી. કારણ કે કેટલાક માણસો પોતે વાત સારીરીતે કહી જાણેછે એમ

માનતા હોવાને લીધે તે વાત કહેવાની તેમને બહુ ખુશી હોયછે. કોઈ તો વળી તે વાત જાણે પોતે જ હુશિયારીથી ખોળી લાવ્યા હોય તેમ તે ગર્વથી કહેછે અને બીજા કેટલાકને તો પોતે વિશ્વાસપાત્ર નથી તોપણ બીજા લોકો તેમના ઉપર વિશ્વાસ રાખેછે એમ બતાવવાનું મિથ્યાભિમાન હોયછે તેથી તેઓ વાર્તા કહેછે. આ સર્વ માણુસો જો તમે વાત જાણોછો એમ કહો તો નિરાશ થાય અને તેથી કરીને નાખુશ થાય.

કોઇની નિન્દાની અગર તેવી બેઆબરૂની વાત તમે હજાર વખત સાંભળી હોય તોપણ તમારા અંતરના મિત્ર સિવાય સર્વના આગળ તેવી વાતવિષે કેવલ અજાણપણું જ બતાવવું કારણ કે જે લોકના સંબંધમાં એ વાત ચાલતી હોય તેઓ તે વાત સાંભળનારને એક ચોરના જેવો ખરાબ ગણેછે. તેથી કરીને આવા લોકોના સંબંધમાં જ્યારે કાંઈ વાત ચાલતી હોય ત્યારે તમે દઢ માનતા હો તો પણ તે વાત માનતા નથી એમ બતાવવું અને તે વાતને હલકી પાડવાનો યત્ન કરવો. પણ ઉપર ઉપરનું અજાણપણું બતાવવાની રીત રાખો તેની સાથે તમારે દરેક વાત પૂરેપૂરી ખાનગી રીતે જાણવાની રીત રાખવી. અજાણપણાનો ડોળ ઘાલવો તે સઘળી જાતની ખબર મેળવવાની ઉત્તમ રીત છે કારણ

કે અલ્પ કાલને માટે અને અતિ નિર્જીવ બાબતોમાં પણ બીજાથી હુશિયાર જણાવવાને ઘણા લોક એવા તો મિથ્યાભિમાની હોયછે કે તમે જેટલી વાતથી અજ્ઞાન હો તેટલી જ કહેવાને બદલે તેમણે જે ન કહેવું જોઇએ તે પણ કહી દેછે. વળી આવું અજાણપણું દર્શાવવાથી તમે અજીજ્ઞાસુ અને નિષ્કપટીમાં ખપશો. તથાપિ હકીકત મેળવવાને ખંતી રહેવું અને આજુબાજુ શું બનેછે તેની પૂરેપૂરી ખબર રાખવાને યત્ન કરવો; પણ તેમ કરવામાં વિવેક રાખવો અને હમેશાં ન બને તો ઘણું-ખરૂ તો ઉઘાડા સવાલ પુછવા નહિ. કારણ તેમ કર-વાથી લોકો ચેતી જાય અને વળી પુનઃ પુનઃ પુછે તો કંટાળો ખાય. કોઇ વખતે તો તમારે જે જાણવું હોય તે તમે જાણોછો એમ બતાવી અનુમાન કરી તે વાત કહેવી કે પછી તેમાં કાંઇ ભૂલ હશે તો તે કોઇ કૃપાની અને પરાણે આભાર ચઢાવાની ખાતર સુધારી દેશે. કોઈ કોઈ વખતે તો તમારે એમ જ કહેવું કે મેં આવું આવું સાંભળ્યું છે અને વળી કોઇ પ્રસંગે તો તમે જાણતા હો તેથી વધારે જાણોછો એવો ડોળ કરવો. આમ ક-ર્યાથી તમારે જે જાણવું હશે તે જણાઈ આવશે પણ બનતા સુધી ઉઘાડા સવાલ પુછવા નહિ.

**સભ્યતાની રીતની સરલતા ઘણી ઉપયોગી છે.**

જનસ્વભાવ આખા જગત્માં એક જ છે પણ કેલવણી

અને અભ્યાસને લીધે તે સ્વભાવને ઉપયોગમાં લાવવાની રીતો એટલી તો જૂદી જૂદી છે કે તેને યથાર્થ ઓળખવાને તેના સર્વ રૂપમાં તેને જોવો જોઇએ. દાખલા તરિકે જુવો તો કીર્તિનો લોભ એક રાજ્યધારી પુરુષ એક સૈનિક અને એક ધર્માધ્યાપક એ સર્વને સરખોછે. પણ તેમની જૂદા જૂદા પ્રકારની કેલવણી અને અભ્યાસને-લીધે તે લોભને તૃપ્ત કરવાના જુદા જુદા રસ્તા લેશે. બીજાની સંભાળ રાખવાનો અને ઉપકાર કરવાનો સ્વભાવ જેને સભ્યતા કહેછે તે મુખ્યત્વે કરીને સર્વ દેશોમાં એક જ હોયછે પણ એ સ્વભાવને અમલમાં લાવવાની રીત--સારી કેલવણી–ઠેકાણે ઠેકાણે જૂદી હોયછે અને દરેક સમજણો માણુસ જે સ્થલે હોય ત્યાંની રીતભાત પોતે દાખલ કરેછે અને તેપ્રમાણે વર્તેછે. સભ્યતાની રીતનું મળતાપણું અને વળી શકવું આ જગત્માં બહુ જરૂરનું છે એટલે કે જે બાબતો ખરાબ ન હોય તેમાં જ સર્વ કરતાં ચપલ બુદ્ધિ વધારે ઉપયોગી છે. ચપલ બુદ્ધિવાળો માણુસ એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર યોગ્ય રીતે ફરી શકેછે અને ગંભીરજોડે ગંભીર, ગમતીજોડે ગમતી અને મૂર્ખનીસાથે મૂર્ખ થઇ શકેછે.

જૂદા જૂદા લોકની રીતભાત, ટેવ અને કુટેવને ઉમંગથી અને સરલતાથી અનુસરીને તેમની સાથે વર્તવા

કરતાં બીજું કાંઈ વધારે આકર્ષણ કરે તેવું નથી. ટૂંકામાં યુવાન માણસને અડચણ જેવું કાંઈ લાગવું જ ન જોઇએ. યુવાનોએ સારાં કામમાટે તૈયાર રહેવું જોઇએ અને પ્રસંગાનુસાર પોતાનો સ્વભાવ સરલતાથી ઉમંગથી બદલવાને શક્તિવાન્ હોવું જોઇએ. ઉષ્ણતા, શીતલતા, મોજમઝાહ, પરહેઝગારી, ગંભીરતા, આનંદીપણું, શિષ્ટાચાર, સરલતા, વિદ્વત્તા, નિર્જીવકામ, ધંધો, ઉદ્યોગ અને શોખ આ સર્વ રીતો ટોપી પેહેરે અને ઉતારી મૂકે તેટલી સેહેલાઈથી દાખલ કરવા, મૂકી દેવા અને વખતે વખતે બદલવાને યુવાનોએ શક્તિવાન્ થવું જોઇએ.

## ઉત્સાહ (ઔદ્ધત્ય—પાણી.)

યુવાન માણસો વારંવાર એમ કલ્પી લે છે કે ઉત્સાહ તથા બલથી સર્વ કામ પાર પડી જવાનું એટલે ઉપચાર રાખવો એ નીચપણાનું ચિન્હ છે, અને મીઠી મીઠી વાતો કરવી તથા સર્વને ડોકું નમાવતા ચાલવું એ નીચ બુદ્ધિનાં કે નબલાં માણસોનું કામ છે. આવા ભૂલ ભરેલા વિચારને લીધે તેમના વર્તનમાં ગ્રામ્યતા, ઔદ્ધત્ય તથા રુક્ષતા આવેછે. જે મૂર્ખલોકને પોતાની લજ્જ સમજાતી નથી તે આવાં અપલક્ષણને મરણપર્યંત વળગી રહેછે; બુદ્ધિશાલી માણસો અનુભવ પામતાં વિ-

ચાર કરી તેમને તરતજ તજી દેછે. જ્યારે તેમને પોતાના સ્વરૂપનું તેમ પોતાની જાતિનાં બીજાં માણસોનું જરા સૂક્ષ્મ અવલોકન થવા માંડેછે ત્યારે તેમને માલુમ પડેછે કે સોમાં નવાણું વાર તો સાદી સત્યશીલબુદ્ધિ સર્વવિજયિ પ્રેમ અને વિષયવાસનાની દાસી હોયછે; તે આટલું જાણ્યા ઉપરથી જ તેઓ પોતાથી જે વિજીત છે તેના તરફ ન વળતાં પોતાના જે વિજયી છે તેને ઉપાસેછે. સામાન્યરીતે એ તો પ્રસિદ્ધ જ છે કે જે વિજયી વીર છે તેને ઘણીજ નરમ, દ્રાવક તથા કહેનાર ઉપર હેત થઈ આવે તેવી રીતે વાત જણાવવી જોઇએ.

પણ દુર્ભાગ્યે એવું બનેછે કે જેમ નીશામાં મત્ત થયેલા સામાને પ્રમત્ત જાણેછે તેમ યુવાનો પણ પોતાને જ ડાહ્યા ગણેછે, તેઓ ઉત્સાહમાત્રને જ સર્વમાં શ્રેષ્ઠ ગણેછે, તે અનુભવને હીસાબમાં લેતા નથી એટલુંજ નહિ પણ તેને કેવલ નિષ્ઠુરતારૂપ ગણી કાઢેછે. તેઓ આમ કહેવામાં અર્ધી ભૂલ કરેછે. કારણ કે અનુભવવિનાનો ઉત્સાહ ભય ભરેલોછે, તોપણ ઉત્સાહ વિનાનો અનુભવ નિર્માલ્ય તથા અપૂર્ણ છે જ. એ બેનો સંયોગ, જે ક્વચિત જ બની આવેછે, તે ખરી પૂર્ણતાનું રૂપ છે; તમારે પણ જો એ ઉપાયનો યોગ કરી લેવાની ઇચ્છા હોયતો કરો કેમ કે મારો તમામ અનુભવ તમારા આ-

ગળ તૈયાર છે ને મારે તેના બદલામાં તમારા ઉત્સાહના એક કણનું પણ કામ નથી. એ બન્નેને કામમાં લો અને તે અન્યોન્યને પ્રેરે તથા નિયમમાં રાખે એમ કરો. અહીં ઉત્સાહ શબ્દવડે જવાનીઆઓમાં જે ચંચલતા અને ઉદ્ધતાઇ હોયછે ને જેને લીધે તેઓ ધારેલા કામમાં આવતી અડચણોને અટકાવી શકતા નથી તે કહેવા ઈચ્છું છું; પણ એવા કોઇ ઉત્સાહ કે ટેક કે પાણી બતાવવા ઇચ્છતો નથી કે જેવડે નીચ લોકો અભિમાની, આત્મશ્લાઘા કરવાવાળા, તથા પોતાની કિમત ઓછી થઈ એવો વેહેમ આણનારા અને નાના નાના પ્રસંગે પણ લોકને કરડા જવાબ આપનારા થઈ જાયછે. જેનામાં આવું પાણી હોય તે ખરેખર ગાંડો તથા બેવકુફ છે અને માણસમાંથી ઢોરમાં દાખલ કરવા લાયકછે.

## જુના ઓળખાણનો અનાદર કરતા નહિ.

છેવટ આ વિષય ઉપર કહેવાનું કે, નવા અથવા નામીચા ઓળખીતાઓને લીધે જુના ઓળખાણવાળાઓનો કોઈ દિવસ અનાદર અગર તિરસ્કાર કરતા નહિ. જો તેમ કરશો તો તમે કૃતઘ્ની ગણાશો, અને તે લોકો તમને એ દોષની કદાપિ પણ ક્ષમા નહિ આપે. જેમ બને તેમ ખાસ મિત્રો વધારે કરવાની, અને ખાસ શત્રુઓ ઓછા કરવાની કાળજી રાખો. ખાસમિત્ર એટલે

કોઈ જીવજાન અને ભરોંસાદાર મિત્રો એમ કહેવાની મારી મતલબ નથી; કારણ એવા તો કોઈ માણુસ પોતાની જીવતા સુધી ભાગ્યે અરધી કોડી પણ મેળવી શકે. પણ "મિત્ર" શબ્દ સાધારણ રીતે જે અર્થમાં વપરાય છે તેવા મિત્રો, એમ સમજવું. અર્થાત્ જે માણસો તમારૂં સારૂં બોલે અને પોતાને હાનિ ન થાય ત્યાંસુધી તમારૂં ભુડું નહિ કરતાં ભલું જ કરે એવા.

## જૂઠું બોલવું.

જૂઠું બોલવા કરતાં વધારે અપરાધયુક્ત હલકું અને હશી કાઢવા લાયક બીજું કાંઈ નથી. એ કુચાલ, દ્વેષબુદ્ધિ, બાયલાપણું, કે અભિમાનથી ઉત્પન્ન થાયછે. પણ આમાંના કોઇ પણ ભાવથી ધારેલી મતલબ પાર પડતી નથી, કારણ કે વેહેલું કે મોડું અસત્ય પકડાઈ જાયછે. જો આપણે દ્વેષબુદ્ધિથી કોઇપણ માણુસની આજીવિકા, અગર આબરૂને હાની પહોચાડવા કંઇ જૂઠી વાત બાહાર પાડીએ તો ખરેખર થોડો વખત સુધીતો આપણે તેને હેરાન કરી શકીએ; પણ આખરેતો ખચિત આપણુને જ મોટું દુઃખ થાય, કારણ કે આપણી જૂઠ ઉઘાડી પડી કે તરત જ આપણુને એ બેઆબરૂનું કામ કર્યા બદલ બટ્ટો લાગેછે. અને ત્યારપછી તે માણુસના ગેરલાભમાં જે કાંઈ કહેવામાં આવે તે ગમે તો ખરૂં

હોય તોપણ નિંદા તરીકે ગણાયછે. જૂઠું બોલવું અ-થવા આડું બોલવું (તે બંને સરખું છે.) આપણે જે કહ્યું હોય અથવા કર્યું હોય તેમાં આપણને નિર્દોષ ઠ-રાવવા અને તેથી જે જોખમ અને શરમ લાગવાની હે-હેશત રાખીએ છીએ તેને દૂર કરવા જે જૂઠું અથવા આડું (તે બન્ને સરખું છે) બોલીએ છીએ તેથી આ-પણે આપણી બીક અને જૂઠ ઉઘાડી પાડીએ છીએ, અને તે જોખમ અને શરમ દૂર કરવાને બદલે વધા-રીએ છીએ. મનુષ્ય જાતિમાં નીચામાં નીચા આપણે જણાઈએ છીએ, અને ખચિત આપણે તેવા જ ગણા-વાના. કમનશિબે આપણે જો કાંઇ ખોટું કર્યું હોય તો તે ખુલ્લી રીતે કબૂલ કરી દેવામાં કોઈ ઊંચા પ્રકારની મહાનુભાવતા સમાયલી છે. તે પાપના નિવારણનો રસ્તો ફક્ત તે જ છે અને માફી પણ તેમ કર્યાથી જ મળેછે. આવી પડેલું જોખમ ખસેડવાને માટે દ્વિઅર્થી બોલવું, ઉડાવવવાની વાત કરવી, અથવા પ્રપંચ કરી ફરી જવું, તે એટલું તો ધિક્કારવા જેવું છે અને તેમાં એટલો બધો ભય જણાઇ આવેછે કે જે માણસ એ પ્રમાણે વર્તેછે તે શિક્ષાને પાત્ર થાયછે. એક બીજી જાતના અસત્યમાં મગ્ન રહેનારા પણ લોક છે જેઓ તેને નિર્દોષ ગણેછે. અને એક રીતે તેમ છે પણ, કેમકે તે પ્રમાણે વર્ત-

વાથી બીજા કોઇને નહિ પણ તેમને દુઃખ થાયછે. આવી જાતનું અસત્ય બેવકુફાઈથી ઉત્પન્ન થએલા અભિમાનનું ખરાબ પરિણામ છે. આવા લોકો અદ્દભુત વાતોમાં મચ્યા રહેછે. જે ચીજો હયાતિમાં હોય નહિ તે તેવા માણસો કહેશે કે હમે જોઇ. જે ચીજો પોતે કોઇ દિવસ જોઈ ન હોય પણ તે ચીજો જોવા લાયક ગણાતી હોય તેટલા માટે જ તેઓ કહેશે કે તે ચીજો અમે જોઇછે. કોઈ પણ જગાએ અગર કોઇ પણ મંડલીમાં કંઇ અદ્દભુત બનાવ બને, અગર તેવી વાત થાય તો તેઓ આવી વાત નજરે જોઇ, અગર કાને કાન સાંભળી એવું ખુલ્લી રીતે જાહેર કરશે. અગાઊ કોઇએ કરેલું અથવા અજમાવેલું નહિ એવું ચમત્કારિક કામ તેઓએ કર્યું એવું તે કહેશે. તેઓ પોતે જ પોતાની કલ્પિત વાતોના હમેશાં "નાયક" હોયછે. તેથી તેઓને પ્રતિષ્ઠા મળેછે અગર કંઈ નહિતો વર્તમાન કાલમાં તો મળેછે જ એમ તેઓ સમજેછે. પરંતુ ખરેખરૂં જોતાં તો તેઓની તદ્દન હાંસી અને તિરસ્કાર થાયછે. અને તેની સાથે તેઓ ઉપરનો વિશ્વાસ ઘણે દરજ્જે ઉઠી જાયછે. કેમકે કોઈ પણ માણસ સ્વભાવિક રીતે એમ જ અનુમાન કરી શકે કે ખાલી પતરાજીને લીધે જે માણસ કંઇ પણ જૂઠું બોલે, તો સ્વાર્થનેવાસ્તે તેથી

વધારે જૂઠું બોલતાં કેમ સંકોચાય? ઘણું કરીને ન મનાય એવી મેં કોઈ પણ ઘણી જ ચમત્કારિક ચીજ જોઈ હોય તો તે કહીને મારા સાચાપણા વિષે એક પલ પણ શક લાવવાનું કોઇને કારણ આપવા કરતાં બેહેતર છે કે હું તે વાત કોઇને કહું જ નહિ. મરદને સત્યવક્તા તરીકે આબરૂની જેટલી જરૂર છે તેટલી સ્ત્રીને પતિવ્રત પણાની નથી. તેનાં કારણો છે. કોઈ પણ સ્ત્રી યથાર્થ પાતિવ્રત્યવાળી થયાવિના પણ સદ્વૃત્તિયુત થઈ શકે, પરંતુ અતિશય સાચવટ વગર કોઈ માણસ સદાચારી હોઈ શકે નહિ. કોઈ વખત તો બિચારી સ્ત્રીની ભૂલ્યો માત્ર શારીરિકદોષજન્ય જ હોયછે. પણ માણસમાં જૂઠનો દુર્ગુણ તે તો અંતઃકરણનો અને મનમાંનો હોયછે.

ઉભી આબરૂએ નિશ્ચિંત મન સહિત દુનિયાં પાર કરાવનાર સત્ય સિવાય બીજું કોઇ છે જ નહિ.

સાચું બોલવું એ આપણો ધર્મ છે એટલું જ નહિ પણ તેથી આપણો સ્વાર્થ સચવાયછે. આની સાબિતીમાં કહેવું જોઇએ કે જે અતિ મૂર્ખ હોય, તે અતિ જૂઠું બોલનાર હોયછે. માણસનામાં જેટલી અક્કલ હોય તેટલો જ તે સાચું બોલનાર હશે એવી આપણે નિર્ભયપણે પરીક્ષા કરીએ તો ચાલે.

## આચરણનું પ્રૌઢત્વ.

આ જગત્માં ઉત્તમગુણવાન્ પુરુષોને પણ માનવંતા

થવાને અગર માન મળવાને કાંઈક આચરણનું પ્રૌઢત્વ અવશ્ય જરૂરનું છે.

## ગર્વ.

ફુલાશ મારવા (કે પતરાજી કરવા) માં અને ખરેખરી હીમતમાં, અથવા ઠઠ્ઠામશ્કરી કરવામાં અને ખરેખરૂં રમુજી ટોળ કરવામાં જેટલો ફેર છે તેટલો જ ગર્વ અને આચરણના પ્રૌઢત્વમાં છે. એટલું જ નહિ પણ બંને કેવલ વિરૂદ્ધ જ છે. કેમકે ગર્વથી માણુસ જેટલો હલકો પડેછે, તેટલો બીજા કશાથી પડતો નથી. અહંકારી પુરુષની બડાઈ ઉપર આપણને ક્રોધ આવવા કરતાં તિરસ્કાર અને અવજ્ઞા વિશેષ થઇ આવેછે. જેમ કે કોઈ વેપારી કોઇ ચીજનેમાટે આપણીપાસે હસવા લાયક બહુ જ મૂલ્ય માગે, ત્યારે આપણે તેને તે પ્રમાણે જ બહુ જ થોડું આપવાનું કહીએ છીએ. પણ જ્યારે તે વાજબી મૂલ્ય માગે ત્યારે તેની સાથે તકરાર કરતા નથી.

## નીચ ખુશામત.

સારાસારનો વિચાર કર્યા સિવાય કોઈના મતથી વિરૂદ્ધ થવાથી અને ઉંચે સ્વરે વાદવિવાદ કરવાથી માણુસ જેટલો કંટાળો સામાને ઉત્પન્ન કરેછે, તેટલો જ અવિચારી ઢોંગ અને નીચ ખુશામતથી તે હલકો પડેછે. પણ પોતાનો

અભિપ્રાય વિનયપૂર્વક પ્રતિપાદન કરવાથી અને અન્ય જ-નોનો સભ્યતાથી અંગીકાર કરવાથી પોતાનો મરતબો સ-ચવાયછે. હલકા શબ્દો, તથા શરીરના તરેહવાર ચાળા, અને બોલવાની ઢબથી, માણુસ હલકું ગણાયછે. કેમકે તે ઉપરથી એમ સમજાયછે કે કાંતો તે માણુસના મનનું વલણ ઘણું નીચું હશે, અથવા તેને હલકા પ્રકારની કેલવણી મળી હશે, કે સોબત જ તેવી હશે.

## નજીવી જીજ્ઞાસા.

નજીવી બાબતોમાં જીજ્ઞાસા રાખવાથી અને નિરૂપ-યોગી બાબતોમાં બળેબળે લક્ષ આપવાથી, માણુસ હલકું પડેછે. કેમકે આ બંને બાબતોને વાસ્તે એક પલ પણ વિચાર કરવાની જરૂર પડતી નથી તેમ તેમની યોગ્યતા પણ તેટલી નથી. આવું કરનાર માણુસો મ્હોટી બાબતોનો વિચાર કરવાને અશક્ત છે એમ જે ધારવામાં આવેછે, તે વાજબી છે. કાર્ડીનલ ચીગીએ કાર્ડીનલ ડી રેટ્ઝને કહ્યું કે આજ ત્રણ વરસ થયાં હું એક જ સ્ટીલપેન (ટાંચ) થી લખું છું અને હજુ પણ તે સારી છે, તેજ વખતથી કા. ડી રેટ્ઝે ઘણીજ ડહાપણ ભરેલી રીતિએ જાણી લીધું કે કા. ચીગી હલકા મનનો છે.

રમુજી બોલવું અને યોગ્ય આનંદી સ્વભાવના સાથે ચેહેરા ઉપર અને શરીરની હીલચાલમાં બાહેરની ગં-

ભીરાઇ કેટલેક અંશે હોવાથી માણસને પ્રતિષ્ઠા મળેછે. જાણી જોઇને હમેશાં હસતુ મ્હોડું રાખવાથી અને શરીરની અયોગ્ય ચંચળાઇથી માણસનું નકામાપણું જણાઇ આવેછે. કોઇ પણ માણસ દોડધૂમ કરતો હોય, ત્યારે જણાયછે કે તેને જે કામ કરવાનું છે તે તેના ગજાઉપરાંત છે. ત્વરા રાખવી, અને દોડધૂમ કરવી એ બે નિરાળી બાબતો છે.

છેવટે, કોઇ પણ માણસ મુંગે મ્હોડે લાતો ખાઇને આવ્યો હોય તો ભલી રીતે હીમતનો ડોળ ઘાલી શકે. જેમ દુર્ગુણ અને પાપથી પૂર્ણ કોઇ માણસ કોઇ પણ પ્રકારની મોટાઇનો ડોલ ઘાલી શકે છે તેમ આવો માણસ બહારની સભ્યતા અને વિવેકી વર્તણુક વગર નીચો પડી જાયછે, પણ જો તે રાખે તો થોડો વધારે વખત બચી શકેછે. યોગ્ય વર્તણુક ભલે ડોળની હો પણ તેથી એ આવાં (સારાં) પરિણામ થાયછે.

---

## સભ્યતા અને નમ્રતાવાળી વર્તણુક,

### મનની દૃઢતા સહિત.

નમ્રતાની સાથે દૃઢતા જોડાયલી રાખવી એના જેવો માણસની દરેક સ્થિતિમાં હમેશાં ઉપયોગી અને જરૂરનો નિયમ બીજો કોઇ પણ મારા જાણવામાં નથી.

નમ્રતાને ટેકો અને શોભા આપનાર દૃઢતા ન હોયતો, તે રાખનાર માણુસ ક્ષીણુતાને પામેછે. અને તેનામાં ક્ષોભયુક્ત વિનય અને મંદપણું આવી જાયછે. અને જો કોઇનામાં દૃઢતા જ હોય અને તેને નરમ પાડનાર નમ્રતા ન હોયતો તે માણુસ ગુસ્સાવાળો અને ક્રૂર થઇ જાયછે. તોપણ આ બે ગુણુ ક્વચિત્ સાથે મળેલા હોયછે. તામસી ગુસ્સાવાળો માણુસ ઘણી ઉદ્ધત પશુ-વૃત્તિવાળો હોવાને લીધે, નમ્રતાને ધિક્કારેછે. અને બધું કામ જડબેસલાખ દૃઢતાથી જ કરવાનું ધારેછે. જ્યારે તેવા માણુસને ફક્ત બીકણુ અને દમવગરના માણુસો સાથે કામ પડેછે ત્યારે કોઇ કોઇ વખત મોટા દૈવયોગે તે ફતેહ પામેછે. પણુ સાધારણુ દશા એવી થવાની કે તેનાથી બીજા લોકો કંટાળો પામે, ચીડાય, અને તેથી તેનો તિરસ્કાર થવાને લીધે તે પોતાના કામમાં નિષ્ફલ થવાનો. બીજી બાજુ તરફ લુચ્ચો અને ખંધો માણુસ નમ્રતાથી જ પોતાનું કામ કાઢી લેવાનું ધારેછે. જેવા જેવા બીજા માણુસો હોય, તેવો તેવો તે થાયછે. તેને પોતાનો કોઇ અભિપ્રાય હોય એમ દીસતું નથી અને વખતે વખતે સામા માણુસોના જે અભિપ્રાય હોય તેને હાજી હાજી કરી સ્વીકારેછે. તે માણુસ યુ-ક્તિથી મૂર્ખ માણુસોની પ્રીતિ (માન) મેળવેછે પણુ તરત જ

પકડાઇ જાયછે, અને બીજા સર્વ તેનો તિરસ્કાર કરેછે. ડાહ્યો માણસ લુચ્ચા માણસથી, અને ગુસ્સાવાળા માણસથી સરખી રીતે જ જુદો પડેછે. અને તે જ ફક્ત દૃઢતા અને નમ્રતા બંનેવડે વ્યવહાર ચલાવી શકેછે.

## મધુરવચનથી હુકમો ફરમાવો.

આ બે ગુણના સંયોગથી પણ તેટલા જ અસરકારક અને ખુલ્લા ફાયદા થાયછે. જેમ કે દાખલોઃ જો તમારી પાસે અધિકાર હોય અને હુકમ કરવાનો હક હોયતો મીઠાશ અને નમ્રતાથી અપાયલા હુકમો, ખુશી અને ઉમંગથી, અને તેથી કરીને સારીરીતે પાલવામાં આવશે. પરંતુ જો ક્રૂરતાથી આપવામાં આવે તો તે હુકમ, બજાવવા કરતાં તે આપવાની રીત ઉપર માણસો વિશેષ વિચાર કરશેઃ કારણ શાંત અને દૃઢ નિશ્ચયથી એમ જણાવવું જોઇએ કે જ્યાં આગળ તમને હુકમ કરવાનો હકછે, ત્યાં પાલવામાં પણ આવશે. પણ તે સાથે તાબામાં રાખવાની રીતમાં નમ્રતા હોય તો સામા માણસને અધીનપણામાં ઉમંગ રહેછે અને પોતાની ઉતરતી પદવીનું દુઃખદાયક જ્ઞાન બની શકે તેટલું નરમ પડેછે.

## પ્રસાદ નરમાશથી માગો.

જો તમે આશ્રય માગવાના હો, અગર તે હકથી માગતા હો તો પણ, તમારે લાવણ્યતાથી યાચના કરવી

જોઇએ, નહિ તો તમને ના કહેવાનું જેનું મન હશે તેને તેમ કરવાને તમારી માગવાની રીતથી નારાજ થવાનું મોહોટું કારણ આપશો; પણ ઉલટું ડગે નહિ એવી ખંત અને વિવેક સહિત આગ્રહથી તમારે દઢતા અને નિશ્ચય બતાવવો જોઇએ. માણસોનાં, અને મુખ્યત્વે કરીને ઉંચા દરજ્જાના માણસોનાં કૃત્યોનાં જે ખરાં પ્રેરક કારણો તે સર્વથા સત્ય હોય એવુ કવચિત્ જ સંભવે છે. આવા લોકો યોગ્યતાથી અથવા ઇન્સાફથી જે કાર્ય કરવાનું હોય તે ન કરતાં તે જ કાર્ય આજીજીને લીધે અગર બીકને લીધે ઘણી વખત કરેછે. નમ્રતા અને મનોહરપણાથી તેમનું ચિત્ત તમારાથી બને તો હરી લો. કંઈ નહિ તો તેમને નારાજ થવાનો ખોટો ઢોંગ કરવાનું અટકાવો. પણ તે લોકોના સારા સ્વભાવને અગર તેમના ઈન્સાફને લીધે જે મેળવવાની તમે ફોગટ આશા રાખો, તે જ તેમની પાસેથી તેમના સુખના લોભને લીધે કે બીકને લીધે જબરાઇથી કઢાવવાને પૂરતી દઢતા અને નિશ્ચય બતાવવાને ચુકવું નહિ. ઉંચી પંક્તિના માણસો, માણસ જાતનાં દુઃખ અને જરૂરીઆતોના સંબંધમાં, શારીરિક વેદનાઓના સંબંધમાં વૈદ્યોની પેઠે, કઠણ હૃદયના થયેલા હોયછે. મોટા માણસો, આખો દિવસ લોકોનાં દુઃખ નજરે જુએછે અને સાંભળે છે. તેમાં

એટલાં તો ખોટાં હોયછે કે ખરાં કયાં અને ખોટાં કયાં તે માલમ પડતું નથી. તેટલામાટે ન્યાય અને દયાસિવાયના મનોભાવને ઉપયોગમાં લાવવા જોઇએ. તેઓની કૃપા લાવણ્યતાથી સંપાદન કરવી જોઇએ. થાકયા વગર કરેલા કાલાવાલાથી તેઓના સુખના લોભને વ્યગ્ર કરવો જોઇએ. અથવા આપણા નરમ ન પડે તેવા ઉદ્વેગ વગરના ક્રોધને સારૂં દેખાય તેવી રીતે બતાવીને તેમના મનમાં ફીકર જાગૃત કરવી જોઇએ. આ સંસારમાં તુચ્છ ગણાયા વગર મોહના થવાનો અને ધિક્કારાયા વગર ભય પમાડવાનો મારી જાણમાં ઉપર આપેલી શિક્ષા જ ફક્ત રસ્તો છે. જે પ્રતિષ્ઠા બાંધવાને ઘણા ડાહ્યા પુરુષો યત્ન કરેછે, તે પ્રતિષ્ઠા આથી કરીને બંધાયછે.

## ગુસ્સાને અટકાવો.

છેવટ કહેવાનું કે: જો તમને ગુસ્સો ચડેલો માલમ પડે કે જેથી કરી તમે સરત ચૂકીને અવિચારી પગલું ભરો અગર તમારા ઉપરી કે બરાબરીઆ કે તમારાથી નીચા માણસ પ્રતિ તમે અવિવેકી બોલ બોલો તો તે વખતે તમારે તે ગુસ્સાની બારીકીથી ચીવટ રાખી તેને અટકાવવો. અને લાવણ્યતાને તમારે ઉપયોગમાં લાવવી. ક્રોધ ઉત્પન્ન થાય કે તરત જ તે નરમ પડતાં સુધી તમારે ચૂપ રહેવું. તેમ જ તમારા ચેહેરા ઉપરથી તે આવેશ જ-

ણાય નહિ તેટલામાટે ચેહરો ઠેકાણે (કબજામાં) રાખવાને મેહેનત કરવી. વ્યવહારમાં આ અવર્ણ્યલાભકારક છે. બીજી તરફ તેની સાથે તમારી પોતાની સભ્યતા, સ્વભાવની નમ્રતા, અને સામા માણુસને ખુશ રાખવાની નિર્જીવ ઈચ્છાને લીધે, અને બીજા લોકોના ફેરા, ફોસલામણી, અને ખુશામતને લીધે, તમારા ન્યાયે અને વિચારશક્તિએ બતાવેલા રસ્તાથી જરા પણ બહાર જતા નહિ. પણ ધારેલી વાતને પકડો, વળગ્યા રહો અને ખંત રાખો, અને તેથી તમને માલમ પડશે કે મેળવી શકાય એવી ઘણી વસ્તુઓ મળે એવી છે. અન્યાયી અને દયાહીન જનો આપણા દબી જાય એવા ગરીબ બીકણ સ્વભાવનો ગેરલાભ લેછે અને આપણું અપમાન કરેછે. પણ આ સ્વભાવની સાથે દૃઢતા અને નિશ્ચય હોય તો આપણને માન મળેછે અને સાધારણ રીતે ફતેહ પામીએ છીએ.

તમારા મિત્ર મંડલમાં અને સગા સબંધમાં તેમ જ શત્રુઓમાં નીચે બતાવેલો નિયમ ખસુસ ઉપયોગનો છે. તમારી દૃઢતાથી અને ગુસ્સાથી તમારા પ્રતિ લોકોનો ભાવ નિભાવો અને નવો વધારો. પણ તે સાથે તમારી વર્તણુક એવી રાખો કે તમારા મિત્રોના અને આશ્રિતોના શત્રુઓ તમારા શત્રુ થતાં અટકે. તમારી

નમ્ર વર્તણુકથી તમારા દુષ્મનોને તાહાડા પાડો પણ તે જ વખતે તમારા વાજબી ક્રોધની દૃઢતા તેમને બતાવતા રહો. કારણ કે કીનો રાખવો અને દૃઢ સ્વરક્ષણ કરવું એ બેમાં ઘણો તફાવત છે. પેહેલું હલકાઈનું અને બીજું હમેશ ડાહાપણ ભરેલું અને વાજબી કામછે.

## પ્રતિસ્પર્ધી અથવા હરીફ સાથે સભ્યતા રાખો.

કેટલાક માણસો પોતાના પ્રતિસ્પર્ધી, હરીફ કે સામા થનારા સાથે વિવેક અને સ્વસ્થપણું (શાંતી) રાખી શકતા નથી, જો કે તે આકસ્મિક કારણ બાજુ ઉપર મૂકીએ તો તેમને તેઓ ચાહાય અને માન આપે. તેઓની સાથે મેળાપ થાય તે પ્રસંગે પોતે શરમીંદા પડી જાયછે, અનાર્યપણું બતાવેછે અને તેઓને ફજેત કરવાને નિર્જીવ વાત પકડી લે છે. અને તેથી કરીને થોડો વખત રહેવાના અને ફક્ત તેવા પ્રસંગથી જ થયેલા પ્રતિપક્ષિઓને ખાસ શત્રુ કરી નાખેછે. જેમ વ્યવહારમાં સઘળી જાતનો મીઝાઝ નબળો અને નુકશાન કારક છે તેમ આવા સ્વભાવનું પણ છે. વિકાર રહિત સારી નીતિ અને વાજબી વિચારશક્તિથી જ આવો વ્યવહાર ફતેહમંદીથી ચલાવી શકાય. આવે પ્રસંગે હુંતો જે માણસની યોજનાને આડે આવ્યો હોઉં

તેની સાથે ખસુસે વધારે સભ્ય, અને સ્વસ્થ અને કપટરહિત થઉં.

સાધારણ પક્ષે આવી રીતને ઉદારપણું અથવા મોટું મન કહેછે. પણ ખરેખરૂં તો તે સારી બુદ્ધિ અને વ્યવહારનીતિ છે. ઘણી વખતે તો કાર્ય કરવાની રીત તે કાર્ય જેટલી જ અને કેટલીક વખતે વધારે ઉપયોગી હોયછે. કોઈના ઉપર આપણે ઉપકાર કરીએ, તેથી જ તે દુષ્મન થઇ જાય. અને તેને દુઃખ કરીએ તેથી જ તે મિત્ર થાય: આમ થવાનો આધાર તે ઉપકાર અગર અપકાર કરવાની રીતિ ઉપર જ છે. ટૂંકામાં, ધાર્મીક અને સદાચારની ફરજોની બાબતમાં મનુષ્યની સંપૂર્ણતાનું ટૂંકું પણ પૂર્ણ વર્ણન "મનની દૃઢતા સાથે નમ્રતા ભરેલી વર્તણુક" છે.

## લોકવ્યવહારસંબંધી વર્તન.

પુરુષનુ લોકવ્યવહારસંબંધી વર્તન ચોખ્ખું હોવું જોઇએ એટલું જ નહિ પણ જુલીઅસ સીઝર (રોમના) ની પત્નીની પેઠે સંશયરહિત જોઇએ. જરાક પણ ડાઘ કે બટ્ટો લાગે તો સઘળું પાણીમાં જાય. આથી વધારે બીજા કશાથી પ્રતિષ્ઠા ઘટતી નથી અને હલકું પડાતું નથી. કારણ તેથી ધિક્કાર અને તિરસ્કાર ઉત્પન્ન થાયછે અને જોડાઈ જાયછે. સંસારમાં હલકા માણસો એટલા તો લફંગા હોયછે, કે તેઓ સદા સદ્નીતિના

વિચારોનો તદ્દન નાશ કરેછે; અને એમ ધારેછે કે આવા વિચારો ફક્ત સ્થાનિક છે અને જૂદા જૂદા દેશની રૂઢી અને રીવાજ ઉપરજ ફક્ત આધાર રાખેછે. એટલું જ નહિ પણ બની શકે તો આથી વધારે અવર્ણ્ય હલકા માણસો હાલપણ છે, જેઓ પોતાની આસ્થા સિવાય ઉંધા અને અતિદુષ્ટ વિચારોનો ઉપદેશ કરવાનો અને પ્રસાર કરવાનો ડોળ કરેછે. જે લોકોની સાથે વાત કરવાથી આપણી જરા પણ ગેરઆબરૂ થાય કે કલંક લાગે, તે લોકોની સોબત બને ત્યાં સુધી તજો. પણ કોઈ વખતે અકસ્માત્ તમે એવા લોકોમાં જઇ પડો તો તમે આવા નિંદ્ય વિચારોથી ખુશી પણ થયાછો એમ તમારી સભ્યતા, ખુશમીઝાજ કે તેમના આનંદમાં તમારા ઉત્સાહવડે કરીને ન જણાવવા દેવાને ઘણી સંભાળ રાખવી. તો પછી તમે તે વિચારો મંજુર રાખોછો અગર વખાણોછો એમ ન જણાવવાને તો તમારે વળી તેથી વધારે સંભાળ રાખવી. આટલાની સાથે વળી સંવાદને છાજે નહિ એવા વિષય ઉપર તકરાર ચલાવવી નહિ કે ગંભીર દલીલોમાં ઉતરી પડવું નહિ. પણ તેમને “હું જાણુંછું કે તમે ફક્ત હસો છો, તમે ઇચ્છો તેના કરતાં તમારાવિષે મારો સારો અભિપ્રાય છે અને તમે જે વિચારોનો બોધ કરોછો તેને તમે અમલમાં નહિ

લાવો એવી મને ખાત્રી છે” એટલું જ કહીને સંતોષ પમાડો. પણ ખાનગી રીતે તેમને તમે ઓળખી રાખો અને પછીથી હમેશાં તેમનાથી દૂર રહો. પુરુષના લોકવ્યવહારસંબંધી વર્તન જેવું બીજું કંઈ નાજુક નથી. અને તેને શુદ્ધ રાખવામાં જેટલો લાભ છે તેટલો બીજા કશામાં નથી. જે માણસ ઉપર અન્યાય, અદેખાઈ, વિશ્વાસઘાત, જૂઠ, વગેરેનો શક ગયો તો આ દુનિયામાંના સઘળા જ્ઞાન અને બુદ્ધિથી તેની કોઇ દિવસ ચાહના કે દોસ્તી થવાની નથા કે તેને માન મળવાનું નથી. તેટલામાટે હું તમને ભલામણ કરૂંછું કે તમારે લોકવ્યવહારસંબંધી વર્તનને જીવની પેઠે અતિશય કાળજી રાખી જાળવવું અને તેને જરા પણ ડાઘ લાગે તેવું કંઈ પણ કરવાને કે બોલવાને અત્યંત સાવચેતિ રાખવી. સઘળે પ્રસંગે સદ્ગુણના તમે દાસ છો, અને પતરાજખોર નથી એવા જણાઓ. કર્નલ ચાર્ટ્રીસ જે આ દુનિયામાં નામીચો અતિદુષ્ટ માણસ હતો અને જેણે દરેક પ્રકારનાં પાપ કરીને ઘણી જ દોલત એકઠી કરી હતી તેને પણ ખરાબ ચાલના ગેરલાભથી જાણીતો થઇને એક વખત એમ બોલતો સાંભળ્યો છે કે, “સદ્ગુણને માટે જો કે હું દમડી પણ ન આપું પણ સારી ચાલ (સાખ) ને માટે હું એક લાખ રૂપીઆ આપુ; કારણકે

તેથી કરીને મને બીજા દશ લાખ મળશે." ત્યારે એક ડાહ્યો શઠ માણુસ જે ચીજ આટલા પૈસા આપી ખરીદ કરે, તે ચીજ પ્રામાણિક માણુસ ગુમાવશે એ સંભવે છે?

ઉપર કહેલા દુર્ગુણોમાંનો એક દુર્ગુણ જો કે બીજા કરતાં તે જૂદો ન પડી શકે તેવીરીતે, કલંક અને નુકશાનસાથે વધારે જોડાયેલો છે, તો પણ જેમાં સારી કેલવણી પામેલા માણુસો અને ઘણું કરી સારા નિયમવાળા લોકો યુક્તિ, હોશિઆરી, અને સ્વરક્ષણુના ભૂલ ભરેલા વિચારથી કોઈ વખત પડેછે, તે જૂઠ છે. પણ વધારે ખુલાસાથી મેં આગળ આ વિષયમાટે મારા વિચાર જણાવેલાછે. તેટલામાટે છેવટ હું એટલું જ કહું છું કે તમારા લોકવ્યવહારસંબંધી વર્તનની પવિત્રતાસારૂ અતિશય સાવધાન થાઓ. તેને હમેશાં નિષ્કલંક, નિર્દોષ, અને પવિત્ર રાખો, અને તેથી તે અશંકિત થશે. જ્યાં કોઈ પણ નબળી જગા નથી ત્યાં અપવાદ અને નિંદા કદી હુમલો કરતાં નથી; તેઓ વાતને વધારે છે, પણ ઉત્પન્ન કરતાં નથી.

## સાધારણ વિષય ઉપર ટીકા.

સાધારણ વિષયઉપર ટીકા કરતા નહિ, તેને માનતા નહિ અને મંજુર કરતા નહિ. એવી ટીકા કરવી એ બુદ્ધિ વગરના અને ફક્કડ લોકોનો સાધારણ વિષય છે.

જે લોકો ખરેખરા હાજરજવાબી છે તેમને આવી ટીકાનો ઘણો જ તિરસ્કાર છે. અને તેઓ આવા વિષયો ઉપર હવે પછી થનારા હાજરજવાબી માણસો જે અવિનય ભરેલું કહે તેથી ખુશી થવું એ પણ નીચું ગણેછે.

## ધર્મ.

ધર્મ તેઓનો એક વાહાલો વિષય છે. ધર્મ એક ધર્મકાપટ્ય છે અને પોતાના દાબ અને લાભને અર્થે ધર્મના બોધકોએ એક તરકટ રચી ચલાવ્યું છે. આવી જાતના અયુક્ત અને ખોટા મૂલતત્વ ઉપરથી તેઓ ધર્મ ગુરૂઓની હલકી નીરસ મશ્કરીઓ અને અપમાન કરેછે. આ લોકોના આગળતો પંથના ગુરૂઓ, કાંતો જાહેર કે ખાનગી રીતે, નાસ્તિક, દારૂડીઆ, અને છીનાળવા છે. પરંતુ હું ધારૂ છું કે તેઓ તદ્દન બીજા માણસો જેવા જ હોયછે. તેઓનો જભો પેહેરવાથી કંઇ તેઓ વધારે સારા પણ નહિ તેમ ખરાબ પણ નહિ. પણ જો તેઓ બીજા લોકોથી જૂદા પડતા હોય તો, પોતાની કેલવણી અને પોતાની જીંદગીની રીતભાતથીકરીને, ધર્મ અને નીતિ અથવા થોડામાં થોડા વિવેકના સંબંધમાં જ તેઓ જૂદા પડેછે.

## લગ્ન.

ઢોંગી હાજરજવાબી માણસો અને ઉત્સાહ વગરની મશ્કરી કરનારાઓનો બીજો સાધારણ વિષય લગ્ન છે.

દરેક પતિપત્ની એક બીજાને અંતરથી ધીક્કારેછે પછી જાહેરમાં એથી વિરૂદ્ધ ફાવે તે ઢોંગ કરતા હો. ઘણી એમ ઇચ્છા રાખેછે કે બઇરી જાહાનમમાં જાય અને બઈરી ખરેખર તેને ભડવો બનાવેછે એમ તેઓ માનેછે. પરંતુ હું એમ ધારૂછું કે પુરુષો અને તેમની સ્ત્રીઓ લગ્નક્રિયા કરેલી હોયછે તેથી કરીને કાંઇ વધારે એક બીજાને ચાહાતાં કે તિરસ્કાર કરતાં નથી. એક બીજાની યોગ્યતા પ્રમાણે લગ્નનું પરિણામ જે સહવાસ છે તેથી એક બીજાને વધારે ચાહાય કે તિરસ્કાર કરેછે. પણ બરોબર તેજ પ્રમાણે લગ્ન થયાવગર જે સ્ત્રીપુરુષ (ઘરમાંડી) સાથે રહ્યાં હોય તેમનામાં પણ બને જ.

## રાજદરબાર અને ઝુંપડાં.

રાજદરબાર જૂઠ અને ઠગાઇનું એક સ્થાનક છે, એ પણ એક ચવાઇ ગએલી અને સાધારણ ટીકા છે. બીજી ઘણીખરી સાધારણ ટીકાઓની પેઠે આ પણ જૂઠી છે. જૂઠ અને ઠગાઇ બેશક રાજદરબારમાં હોયછે, પણ તે કયાં નથી? રાજદરબારની પેઠે ઝુંપડામાં પણ હોયછે. તફાવત એટલોજ કે ઝુંપડાવાળાની રીત વધારે ખરાબ હોયછે. કોઈ પણ બે રાજદ્વારી માણસો જેમ એક બીજાની ઠેકાણે રાજાના માનીતા થવાને યત્ન કરે, તેમ કોઈ પણ બે ખેડુતો બજારમાં એક બીજાથી આ-

ગળ જવાને અથવા જમીનદારની બીજા ઉપરથી મેહેરબાની ખસેડી પોતા ઉપર કરાવવાને ઘણી યુક્તિઓ રચશે અને કરશે. ખેડુતોના નિષ્કપટવિષે અને રાજ્યદરબારના કપટવિષે કવિઓ ફાવે તેમ લખો અને મૂર્ખ માણસો માનો; પણ આટલું તો નિઃસંશય ખરૂં જ છે કે ભરવાડો અને રાજદ્વારીઓ બેઉ મનુષ્ય છે. તેઓના સ્વભાવ અને મનોવિકાર સરખાં છે. તફાવત માત્ર રીતિમાં જ છે. જેને પોતાની હાજર જવાબી હોતી નથી તેમ કોઇ વાત નવીન ઉત્પન્ન કરવાની જેઓને શક્તિ હોતી નથી પણ ઉતરેલા સુંદર પોશાક પેહેરી જાણે મંડલીમાં જાણીતા થવા યત્ન કરતા હોય તેવા માણસોનો ઉપર કહી તે અને બીજી એકંદર જૂદી જૂદી પ્રજા અને ધંધાઓ ઉપર સાધારણ ટીકા (જેટલી સાચી તેટલીજ જૂઠી) એ એક ગરીબડો આશ્રય છે–વાત કરવાનો આધાર છે. આવા બેઅદબી માણસોને જે વખતે તેઓ એમ આશા રાખેછે કે તેઓની રમુજી વાતથી મારે હસવું જોઇએ, તે વખતે હું તદન ગંભીર રહીને તેમને નિરાશ કરૂંછું, અને જાણે કે તેઓ હજુ વાત પૂરી કરી રહ્યા નથી અને ખરી રમુજ હજી હવે આવવાની હોય તેમ તેમને કહું કે "ઠીક, અને પછી?" આથી કરી તેઓ નિષ્ફલ થાય છે. કેમ કે તેઓમાં

છત હોતી નથી અને ફક્ત એક જ જાતની મશ્કરી ઉપર તેમને દહાડા કહાડવાના હોયછે. અક્કલવાળા માણસો આવા રસ્તા પકડતા નથી પણ તેમને તેનો ઘણો જ ધિક્કાર હોય છે. કાંતો ઉપયોગી કે ગમતની વાતો માટે તેઓ યોગ્ય વિષયો ખોળી કાઢેછે. તેઓ નિન્દા કે સાધારણ કુથલી કર્યા સિવાય હાજર જવાબી થઇ શકેછે, અને સુસ્ત થયા સિવાય ગંભીર થઈ શકેછે.

## વક્તૃત્વ.

સારૂ બોલવાની કળા-વક્તૃત્વ જીંદગીની દરેક સ્થિતિમાં ઉપયોગી છે. અને ઘણીકમાં તો તે અવશ્ય જરૂરની છે. વક્તૃત્વ સિવાય માણસ રાજ્યસભામાં, આચાર્ય પદવીમાં, અને વકિલ મંડલમાં પ્રખ્યાત થઈ શકતો નથી. અને સાધારણ વાત કરવામાં પણ જેને સરળ અને અભ્યાસજનિત વાક્પટુતા હોયછે અને જે ચોકસ અને યથાર્થ બોલેછે, તે અશુદ્ધ અને બેઢપથી બોલનાર ઉપર મોટી ફતેહ મેળવેછે. વક્તૃત્વનું કામ સમજાવવાનું-વાત સામાના મનમાં ઉતારવાનું છે. અને સમજાવવામાં ઘણું અસરકારક પગલું પ્રસન્ન કરવાનું છે. શ્રોતાજનનું લક્ષ પોતાતરફ ખેંચાય તેવી રીતે તેમને પ્રસન્ન કરવા એ જાહેરમાં ભાષણ આપનારને બહુ લાભકર્ત્તા છે. અને આપ્રમાણે વક્તૃત્વની સહાયતા વગર બની શકતું નથી.

એટલું તો નક્કી છે કે દરેક માણસ અભ્યાસથી સાધારણ રીતે સારો વક્તા થાય. વાક્ચાતુર્ય તો અવલોકન અને સંભાળ ઉપર આધાર રાખેછે. દરેક માણસ ચહાયતો નઠારા શબ્દ અને વાકયને બદલે સારાં પસંદ કરી શકે. અયથાર્થ નહિ પણ યથાર્થ બોલી શકે અને ગુંચવણ ભરેલું ન સમજાય તેમ બોલવા કરતાં સ્પષ્ટ સમજાય તેવું બોલી શકે. હાવભાવમાં બેડોલ નહિ રહેતાં લાવણ્યતા રાખી શકે. ટુંકામાં શ્રમ અને પ્રયોગથી પ્રતિકૂળ થવાને બદલે અનુકૂલ વક્તા થવાનું દરેક માણસના અધિકારમાં છે. અને જે ખાસ લક્ષણમાં માણસો પશુ કરતાં ચઢિયાતા છે તે લક્ષણમાં કોઇ માણસે બીજા માણસો કરતાં ચઢવાનો શ્રમ કરવો યોગ્ય છે.

ડીસ્મોથનીસને (ગ્રીસ દેશનો પ્રખ્યાત વક્તા) સારૂ બોલવું એટલું તો અવશ્ય જરૂરનું લાગ્યું કે જો તે સ્વાભાવિક તોતડો હતો અને નબળી છાતીવાળો હતો તોપણ ખંતથી તે ખોડને હઠાવી દેવાનો તેણે નિર્ણય કર્યો. મ્હોમાં નાના કંકર રાખી અને દરરોજ ઘણો વખત સુધી ઉતાવળે અને સ્પષ્ટ બોલવાનો અભ્યાસ રાખીને તેણે પોતાનું તોતડાપણું મટાડયું. તોફાની હવા હોય ત્યારે તે દરીઆ કિનારે ઘણી વખત જતો અને અથેન્સની જે પ્રજા સભા આગળ તેને ભાષણ કરવાનું હતું, તેનો ઘોંઘાટ

અને બડબડાટ સહન કરવાને તૈયાર થવાને માટે આવી વખતે ત્યાં પોતાથી બોલી શકાય તેટલે મોટે શબ્દે બોલતો. આવા અસાધારણ ઇલાજ અને લક્ષથી સારા ગ્રંથોનો નિરંતર અભ્યાસ કરીને પોતાના અગર બીજા કોઈ વખતમાં અને દેશમાં પેદા થયેલા વક્તાઓમાં તે મ્હોટામાં મ્હોટો થયો.

માણુસ ફાવે તે ભાષા વાપરે પણ તે અતિશય શુદ્ધ અને વ્યાકરણના નિયમ પ્રમાણે બોલવી જોઇએ. પણ આપણે અશુદ્ધ ભાષા ન બોલવી, એટલું જ બસ નથી પણ અગ્રામ્ય ભાષા બોલવાને યત્ન કરવો જોઇએ. આટલામાટે આપણે ઉત્તમ ગ્રંથકારોનાં પુસ્તક ધ્યાન દેઈ વાંચવાં જોઇએ, અને કેલવણી પામેલા અને વિવેકી લોકો કેવી રીતે બોલેછે તે લક્ષપૂર્વક જોવું જોઇએ. સાધારણ માણુસ ઘણું કરીને અશુદ્ધ ભાષા બોલેછે અને ગ્રામ્ય અને નીચાં વાક્ય વાપરેછે.

ઉચ્ચપદવીવાળા માણુસો આ પ્રમાણે બોલતા નથી. સાધારણ માણુસ એક અને અનેક વચન ભેગાં જોડી દેછે અને યોગ્યકાળ કવચિતજ વાપરેછે. આ સઘળા દોષો દૂર રાખવામાટે આપણે ધ્યાન દેઇ વાંચવું જોઇએ, શ્રેષ્ઠ ગ્રંથકારોની રીત અને વાકયો લક્ષ આપી જોવાં જોઇએ અને વળી કોઈ શબ્દ આપણે બરોબર ન સમજતા

હોઇએ ત્યારે તેનો બરોબર અર્થ શું છે તેની ખોળ અને પુછપરછ કર્યાવિના મૂકી દેવો ન જોઇએ.

એમ કહેવામાં આવેછે કે માણસ કવિતો જન્મથી જ હોય તો હોય પણ વક્તા થવું તે તેના અધિકારમાં છે. કારણ કવિ થવાને માટે મનની કેટલેક અંશે મજબુતી અને ચંચલતા જોઇએ; પણ લક્ષ, વાચન અને પરિશ્રમ વક્તા થવાને માટે પૂરતાં છે.

## વિદ્યાદંભ.

દરેક જાતની શ્રેષ્ઠતા અને દરેક સદ્‌ગુણને, તેઓની સાથે સંબંધ ધરાવનાર દુર્ગુણ અને એબ હોયછે. અને અમૂક હદપાર જો તે શ્રેષ્ઠતાને અને સદ્‌ગુણને લેઇ જવામાં આવે તો તે દુર્ગુણ અને એબ નિવડેછે. ઉદારતામાંથી ઉડાઊપણું થઇ જાયછે, કરકસરમાંથી કંજુસાઈ, હીંમતમાંથી અવિચાર, સાવચેતીમાંથી બીહિકણુપણું, અને તેપ્રમાણે બીજાનું પણ. કારણ કે, હું ધારૂંછું, સદ્‌ગુણને જાળવવાનેમાટે તેના વિરૂદ્ધના દુર્ગુણ તજવાના કરતાં વધારે વિચારની જરૂર પડેછે. દુર્ગુણ તેના ખરેખરા રૂપમાં જોતાં એટલો બધો ખરાબ દેખાયછે કે પ્રથમ તો તેથી અતિશય કંટાળો આવે. અને જો પેહેલેથી જ તે કોઈ સદ્‌ગુણરૂપે ન ભાસ્યો હોય તો આપણને ભાગ્યે જ કુમાર્ગે ચઢાવશે. પણ સદ્‌ગુણ

પોતે જ એટલો તો સુંદર છે કે પ્રથમથી જ આનંદ પમાડેછે. જેમ જેમ આપણે તેને વધારે સારી રીતે ઓળખીએ છીએ તેમ તેમ તે આપણને વધારે મોહ પમાડેછે અને બીજી સુંદરવસ્તુઓની પેઠે આ વસ્તુની પણ સીમા આપણે ધારી શકતા નથી. આવી વખતે ઉત્તમ કૃત્ય તરફના પ્રયત્નોને ચલાવવા અને હદમાં રાખવાને વિચારશક્તિની જરૂર પડેછે. તે જ પ્રમાણે મોટી વિદ્વત્તા જો તેની સાથે પુખ્ત વિચારશક્તિ ન હોય તો આપણને ઘણી વખત ભૂલમાં, અભિમાનમાં, અને વિદ્યાદંભમાં દોરી જાયછે.

## એકદમ નિશ્ચયપૂર્વક અભિપ્રાય આપવો નહિ.

કેટલાક વિદ્વાન માણસો પોતાના જ્ઞાનના ગર્વનેલીધે ફક્ત નિર્ણય કરવાને માટે જ બોલેછે અને છેવટનો ચૂકાદો કરી દેછે. આથી એ પરિણામ થાયછે કે માણસજાત જૂલમથી હેરાન થઇને અને અપમાનથી ચીડાઇને સામી થાયછે. અને આ જૂલમમાંથી મુક્ત થવાને કાયદાસર અધિકારની સામે પણ તકરાર લેછે. જેમ જેમ તમે વધારે જ્ઞાન સંપાદન કરતા જાઓ તેમ તેમ તમારે વિનયી થવું જોઇએ; કારણ તમારા મિથ્યા બડાઇ કરવાના મનને સંતુષ્ટ કરવાનો સિદ્ધ માર્ગ તમારો વિનયછે. જ્યાં મને ખાતરી હોય ત્યાં પણ જરા સંશય

બતાવો. તમારો મત દર્શાવો, પણ નિશ્ચયપૂર્વક કહેશો નહિ. અને જો સામા માણસને ખાતરી કરવાની તમારે ઇચ્છા હોય તો તમે પોતે પણ સામા માણસ જે કહે તે સાંભળવા તત્પરછો એમ તેને સમજવા દો.

## અર્વાચીનના કરતાં પ્રાચીન વધારે પસંદ કરવાનો ડોળ ઘાલતા નહિ.

કેટલાક માણસો, પોતાની વિદ્વત્તા બતાવવાને કે ઘણી વખત, જ્યાં બીજું કાંઈ કાને પડતું નથી એવી શાળાઓની કેલવણીનેલીધે પ્રાચીન માણસો સાધારણ માણસ કરતાં કંઇક વધારે અને અર્વાચીન કંઇ ઉતરતા હોય તેમ હમેશાં વાત કરેછે. તે લોકોની પાસે હમેશાં એક બે પ્રાચીન પુસ્તકો ખીસામાં હોયછે જ. તેઓ જુના વિચારને સારા માની વળગી રહેછે, નવા પુસ્તકો નિરૂપયોગી ધારી વાંચતા નથી, અને તમને સ્પષ્ટ એમ જણાવશે કે છેલાં સતરસેં વરસથી કોઇ પણ કલા કે શાસ્ત્રમાં સુધારો થયો નથી. હું કોઇ પણ પ્રકારે એમ ઇચ્છતો નથી કે તમે તમારૂં પ્રાચીન જ્ઞાન છુપાવી રાખો. પણ તેથી વધારે હું એમ ઇચ્છુંછું કે તમે પ્રાચીન જ્ઞાન સાથે ઘાટો સંબંધ ધરાવવાની પતરાજ ન કરો. અર્વાચીનની વાત કરતાં તિરસ્કાર બતાવો નહિ અને પ્રાચીનની વાત કરતાં અતિ ભક્તિ બતાવો નહિ. કાળ

જોઇને નહિ પણ તેઓના ગુણ દોષ જોઇ અભિપ્રાય બાંધો. અને કદી તમારા ખીસ્સામાં ઇલઝેવીરનું પ્રાચીન પુસ્તક હોય તો તે બતાવતા પણ નહિ. અને તેને વિષે કંઈ બોલતા પણ નહિ.

## પ્રાચીન આધાર લેઈ અનુમાન કરતા નહિ.

કેટલાક મહાન્ પંડિતો પ્રાચીન ગ્રંથકારોના દાખલા સમાન ગણીને તે ઉપરથી પોતાની જાહેર અને ખાનગી વર્તણુકને માટે ઘણીજ બેઢંગી રીતે નિયમો ઘડી કાઢેછે. પણ એટલો વિચાર કરતા નથી કે દુનિયાની ઉત્પત્તિ થઇ ત્યારથી કદાપિ એવા બે દાખલા નથી બન્યા કે તે કેવલ એક બીજાની સમાન હોય; અને કોઇ પણ ઇતિહાસ લખનારે તેની સઘળી હકીકત સાથે વર્ણવ્યો હોય કે જાણ્યો પણ હોય એવો એક પણ બનાવ નથી. કોઇ પણ દાખલા ઉપરથી અનુમાન કરવાને તેની સઘળી હકીકત જાણવી જોઇએ. પ્રાચીન કવિઓ અને ઇતિહાસ લખનારાઓના પ્રમાણ ઉપરથી નહિ પણ કોઇપણ દાખલા જ ઉપરથી અને તેની સાથે બનેલી સઘળી હકીકત ઉપરથી અનુમાન કરો અને તે પ્રમાણે વર્તો. તમારી ઇચ્છા હોય તો દેખીતા સમાન દાખલા તમારા વિચારમાં લ્યો. પણ તે કેવલ આશ્રયદાખલ જ, પણ તેથી દોરાવવાને નહિ.

## વિદ્વત્તાનો ડોળ બતાવવાથી દૂર રહો.

વિદ્વાન્ માણસોનો એવો પણ એક વર્ગ છે કે જેઓ જો કે થોડા સ્વમતાગ્રહી અને મીજાજી હોયછે, પણ થોડા અસભ્ય હોતા નથી. આ જાત વાચાળ અને પ્રખ્યાત વિદ્યા દંભિઓની છે. તેઓ પોતાની વાર્તાને સ્રીઓથી અને ગ્રીક અને લાટીન ગ્રંથોમાંથી વાકયોના તરતજ ઉતારા કરીને શોભાવેછે. આપ્રમાણે ઘણી વખતે પતરાજખોરો કરેછે. તેઓને લેશમાત્ર વિદ્યા તો હોતીજ નથી, પણ પ્રાચીન ગ્રંથકારોમાંના કેટલાકનાં જે નામ અને તેમના ગ્રંથમાંના જે નાના ફકરા યાદ હોયછે, તે તેઓ અયોગ્ય રીતે અને અપ્રસ્તુત પ્રસંગે સર્વ મંડલમાં વિદ્વાનમાં ખપવાને કડકે કડકે કહી દેછે. તેટલા માટે જો તમારે એક બાજુએ વિદ્યાદંભીના દોષથી અને બીજી તરફ અભણછો એમ જણાવવાથી દૂર રહેવું હોય તો વિદ્વત્તાનો ડોળ ઘાલતા નહિ. જે મંડલમાં તમે બેઠા હો તે મંડલની શુદ્ધ ભાષા બીજી ભાષા જોડે મિશ્ર કર્યાવગર બોલો. તમે જે લોકો સાથે હો તેમનાથી વધારે ડાહ્યા અથવા વિદ્વાન જણાશો નહિ. તમારા ઘડીઆળની પેઠે તમારી વિદ્વતા પણ એક અંદરના ખાનગી ખીસ્સામાં રાખો, અને તમારી પાસે છે એમ બતાવવાની ખાતરજ તે બાહાર કાઢી વગાડશો નહિ.

તમને કેટલા વાગ્યા એમ પૂછવામાં આવે તો કહેજો, પણ પેહેરેગીરની માફક કલાકે કલાકે વગર પૂછે જાહેર કરશો નહિ.

## મોજ-શોખ.

ઘણા માણસો પોતાની રૂચી નહિ છતાં પણ ફકત નામની ખાતર જ કેટલાક શોખ કરેછે. તેઓ ઘણી વખત એવી મોટી ભૂલ કરેછે કે રંડીબાજીને શોખ માનેછે. મનને અને શરીરને સરખું નુકશાનકારક મદ્યપાન તો તેમને મન મઝેનો શોખ છે! આપણને હઝાર વિપત્તિમાં લાવનાર, દમડીવિનાના કરી નાખનાર, આપણો દેખાવ અને વર્તણુક નિર્લજ ગાંડા માણસ જેવાં કરી નાખનાર જુગાર તો વળી તેમને મન ખરેખરો શોખ !!

શોખરૂપી ખડક ઉપર ઘણા યુવાનો અથડાઇ નાશ પામેછે. તેની શોધમાં તેઓ ખુલ્લા અને પવનથી ભરેલા શઢસહિત ઝોકાવી નીકળે છે પણ તેમનો રસ્તો સૂચવવાને હોકાયંત્ર હોતુંજ નથી તેમ તેમનું નૌકા ચલાવવાને બુદ્ધિ પણ હોતી નથી. તેથી તેમની સફરનું ફળ શોખને બદલે દુઃખ અને શરમ થઈ પડેછે.

લોકોમાં ચાલતા અર્થ પ્રમાણે શોખી પુરુષ, પશુવત્ દારૂ પીનાર, અતિદુષ્ટ વ્યભિચારી અને લફંગો સોગન

ખાનાર હોય તેને કહેછે. આપણા શોખથી થતા તરત વખતના આનંદનો અને તેથી નીપજતા અવશ્ય પરિણામનો આપણે તોલ કરવો જોઇએ અને પછી આપણે આપણી સાધારણ અક્કલપ્રમાણે એ બેમાંથી વધારે કયુ સારૂ તેનો નિર્ણય કરવો જોઇએ.

ખાવાપીવાનો શોખ આપણે ભોગવવો, પણ અકરાંતીઆ થવાથી થતાં અવશ્ય દુ:ખો આપણે અટકાવવાં જોઇએ. બીજા લોકો જે કરે તેને માટે આપણે તેમને રીતિસર અને માર્મિક શબ્દમાં ઠપકો દીધાવગર તેમને ઈચ્છાપ્રમાણે કરવા દેવું. પણ જે લોકોને પોતાના બલ અને શરિરને માટે દરકાર નથી તેઓનું મન રાખવાને આપણે આપણા બલ અને શરીરનો નાશ ન કરવાનો દઢ નિશ્ચય રાખવો.

આપણે ગમત વાસ્તે રમવું પણ દુ:ખી થવાને નહિ. મિશ્ર મંડલમાં આપણે ખુશી થવાને અને રૂઢીને અનુસરવાને જુજ પૈસાથી રમવું. સારા માણસો પોતાના મંડલમાં દારૂ પીઈ લથડીઆં ખાનારો માણસ હોય તેને ચાહાતા નથી. તેમજ કોઇ માણસ રમતમાં પોતાથી અપાય તે કરતાં વધારે પૈસા હાર્યો હોય તેથી લટીઆં તોડતો અને ઈશ્વર નિંદા કરતો જોવાનું તેઓને પસંદ હોતું નથી. જે લોકો આ પ્રમાણે કરેછે અને તેની વ-

ડાઇ કરેછે તેઓ સારી સોબતમાં હોતા નથી. અને કદાપિ હોય તો તેમને ઘણી નાખુશીથી દાખલ કરવામાં આવ્યા હોયછે. ખરેખરો શોખી અને સભ્ય માણસ વિવેકથી વર્તેછે. થોડામાં થોડું તે દુર્ગુણ માગી લેતો નથી તેમ તેનો ડોળ પણ રાખતો નથી. અને કમનશીબે તેને કંઈ દુર્ગુણ હોય તો તેને વિચારથી, શાણપણથી અને ગુપ્ત રીતે સંતોષ પમાડેછે.

જેટલો લક્ષ આપણે આપણા અભ્યાસમાં આપીએ છીએ તેટલો જ આપણા શોખમાં પણ આપવો જોઇએ. ભણવામાં આપણે જે વાંચીએ તે ઉપર આપણે વિચાર કરવો અને અવલોકન કરવું. અને શોખ કરવામાં આપણે જે જે સાંભળીએ અને જોઇએ તેથી સાવચેત રહેવું, તે ઉપર ધ્યાન આપવું અને મૂર્ખ લોકો જેમ કહછે કે "ખરેખર હમારૂં ધ્યાન તે તરફ ન હોતું કારણ હમે કોઈ બીજા વિષયનો વિચાર કરતા હતા" તે પ્રમાણે આપણા મ્હો આગળ કંઈ કેહેવાય અગર કરવામાં આવે તે સંબંધમાં આપણે કહેવું પડે તેવો પ્રસંગ આવવા દેવો નહિ જોઇએ. તેઓ શામાટે બીજી બાબતનો વિચાર કરતા હતા અને તેમ હતું તો તેઓ ત્યાં આબાજ શું કરવા. જ્યાં આપણે હોઇએ ત્યાં, સાધારણ લોકોમાં કહેવામાં આવેછે તેમ, આપણા કાન અને

આંખો પાસે રાખવી. હર કંઈ કહેવામાં આવે તે સાંભળવું જોઈએ, અને જે કરવામાં આવે તે જોવું જોઇએ. અવલોકન કોઈ ન જાણે તેમ કરવું જોઇએ કારણ જો જાણે તો આપણા આગળ લોકો સાવચેત રહે.

સઘળી જાતનો જુગાર, શિકાર અને એવીજ બીજી ગમતો જેમાં સમજશક્તિનો કે અક્લનો જરાય ખપ પડતો નથી તે સઘળી હલકી રમતો છે અને જે લોકો વિચાર કરતા નથી કે વિચાર કરવાને ચાહાતા નથી તેવા ટુંકા મનવાળાઓને કાલ ગત કરવાનો એક આશ્રય છે. પણ અક્લમંદ માણસોના શોખ કાંતો તેમના મનને સુધારે છે કે તેમની અક્લને ઉત્તેજન આપે છે.

ઉંચા નીચા પ્રકારની કલા હોયછે, તેમ ઉંચા નીચા પ્રકારના શોખ હોયછે. છાકટા થતા સુધી દારૂ પીવો, વીચારવગર અકરાંતીયુ જમવું, ગાડીઓ હાંકવી, મેદાનની જંગલી રમતો જેવી કે, શીઆળનો શિકાર, ઘોડાની સરતો, વિગેરે, દરજી મોચીના પ્રમાણીક અને મેહેનતવાળા રોજગારથી બહુ જ ઉતરતાં છે. જેમ વધારે આપણે કામમાં વળગ્યા રહીએ તેમ આપણને શોખની વધારે રૂચી થાયછે. જેમ શરીર કસરત જમવાની ભૂખને સતેજ કરેછે, તેમ સવારના અભ્યાસથી મનની કસરત સાંજની ગમત માટેની ભૂખને વધારે તીવ્ર કરેછે. મૂર્ખ અથવા

એદી માણુસો એમ સમજે છે કે કામ અને શોખ એક બીજાનાં દુષ્મન છે. પણ તેમ નહિ હોતાં જો બરોબર સમજાય તો તેઓ એકબીજાને મદદગાર છે. પૂર્વે કામ કરવાથી રૂચી થયાવગર આપણુને શોખનો ખરેખરો સવાદ પડતો નથી. જે લોકો મોજ શોખ કરતા નથી, તેમાંના થોડાક જ કામ સારી રીતે કરતા હશે. પણુ મોજ શોખ એટલે મારે કહેવાનું કે વિચારવંત પ્રાણીની સુઘડ ગમતો, કુક્કરનાજેવી જંગલી ગમતો નહિ.

## આગેળથી બંધાઇ ગએલા વિચાર.

તમે જે પુસ્તક વાંચો તેના અગર તમારા સોબતીઓના વિચાર વાજબી છે કે નહિ તે તપાસ્યા સિવાય તમે કબૂલ રાખશો નહિ; કારણુ તેમ નહિ કરો તો વિચારશક્તિથી દોરાવાને બદલે તમારા આગળથી બંધાઇ ગએલા વિચારથી તમે ઘસડાઈ જશો અને સત્ય ખોળવાને બદલે તમે નહિ જણુાય તેવી રીતે ભૂલોની વૃદ્ધિ કરશો.

તમારી વિચારશક્તિનો ઊપયોગ કરો અને તેને સિદ્ધ કરો. દરેક વસ્તુનું ચિંતન કરો તેને તપાસો અને તેનું પૃથક્કરણુ કરો. પુરાવા સિવાય જે કંઇ કેહેવું હોય તેથી તમારી જ્ઞાનશક્તિને ઠગાવા દેશો નહિ, તમારા કૃત્યોને ખોટે રસ્તે દોરાવા દેશો નહિ, અથવા તેને તમારી વાત

ચીતઉપર ઉપરીપણું ભોગવવા દેશો નહિ. આપણે અમૂક કામ કરવું જોઇતું હતું એવી અવસર ચૂકયા પછી તમને ઈચ્છા થાય તે કામ પ્રથમથીજ કરવાને તત્પર રહો. વખતે વખત તમારી વિચારશક્તિની સલાહ લ્યો. હું એમ નથી કહેતો કે વિચારશક્તિ કોઈ વખતે ભૂલ નહિજ કરાવે, કારણ કે મનુષ્યની વિચારશક્તિ ભૂલ ન કરી શકે એવી નથી. પણ બીજા કરતાં વિચારશક્તિથી જો તમે દોરાશો તો તમે થોડી ભૂલ કરશો. વાચન અને વાતચિત વિચારશક્તિને મદદ કરશે. પણ આંખો મીચીને નિઃસંશયપણે કબુલ કરતા નહિ. "વિચાર કરો." એ આપણને દોરાવાને ઇશ્વરે આપેલા ઉત્તમ નીયમથી વાચન અને વાતચીતની અજમાયશ કરી જૂઓ. ઘણા લોકોની પેઠે સઘળા શ્રમમાં વિચાર કરવાનો જે શ્રમ છે તે લેવાનું ના કહેશો નહિ. સાધારણ પંક્તિના માણસો વિચાર કરતા હોય એમ ભાગ્યેજ કેહેવાય. તેઓના વિચાર સઘળા લેઇ પડેલા હોયછે. અને હું ધારૂંછું કે ઘણું કરીને એમ હોવું તે વધારે સારૂં છે. કારણ કે તેઓના પોતાના જૂદા જૂદા અણઘડ અને નહિ સુધરેલા વિચારો કરતાં આવા સાધારણ લેઈ પડેલા વિચારોથી સલાહ શાન્તિ વધારે રહેછે.

સ્થાનિક ભૂલ ભરેલા વિચારો સાધારણપંક્તિના મા-

ણુસોઉપર પ્રધાનતા ભોગવેછે, અને કેળવાયલા, શ્રુત અને વિચારવંત લોકોને ઠગતા નથી. પણ જો કે તેટલા હડહડતા બેઢંગા નહિ પણ તેટલા જૂઠા વિચારો પણ છે જેને, સત્યનું શોધન કરવાને માટે જરૂરના શ્રમના, તેની પરીક્ષા કરવાને યોગ્ય લક્ષના અને તેનો નિર્ણય કરવાને માટે અવશ્ય ઉંડા ઉતરવાના વાંધાને-લીધે જ માત્ર ચડીઆતી અને સુધરેલી જ્ઞાનશક્તિ ધરાવનાર માણુસો ધારણ કરેછે. હું ઇચ્છું છું કે માણુસને ઘટે તેવી રીતે તમારી વિચારશક્તિને કામમાં લેઇ તેઉપર લક્ષ રાખી આવા ( ભૂલ ભરેલા ) અગાઉથી બંધાએલા વિચારોથી તમે સાવધ રહો.

## ધર્મ.

અભિપ્રાયના સંબંધમાં ગમે તેવી મોટી પણ જો નિખાલસ ભૂલચૂક થાય તો તે દયા લાવવા જેવું છે, પણ શિક્ષા કરવા જેવું કે હસવા જેવું નથી. આંખના અંધાપા જેટલો જ જ્ઞાનચક્ષુનો અંધાપો દયા લાવવા જેવો છે. અને બન્ને રીતે જે માણુસ રસ્તો ભૂલે તે શિક્ષાને પાત્ર કે હાસ્યને પાત્ર નથી. તેઓને પ્રમાણુ સહિત તકરાર કરીને અને સમજાવીને સીધે રસ્તે લાવવાનો યત્ન કરવાનું પરોપકારબુદ્ધિ આપણુને ફરમાવેછે. પણ તેની સાથે તેઓની દુર્દશાને સજા કરવાની

કે હસી કાઢવાની મના કરેછે. દરેક માણસ સત્યને શોધેછે પણ ઇશ્વર એકલો જ જાણેછે કે કોણે સત્યને શોધી કાઢયુંછે. પોતાની વિચારશક્તિવડે ખાતરી કર્યા પછી ધારણ કર્યાવગર ચાલે નહિ એવા સઘળા વિચારો માટે લોકોને સતાવવા તે ગેરવાજબી છે. અને તેઓનું હાસ્ય કરવું તે બેવકુફી ભરેલું છે. જે માણસ જૂઠું બોલેછે અગર કરેછે તે ગુન્હેગાર છે. અને જે પ્રમાણીકપણે અને અંતઃકરણથી જૂઠાને (સાચું) માનેછે તે ગુન્હેગાર નથી.

આ દુનિયામાં સઘળા લોકો એકજ જણની પ્રાર્થના કરે છે. અને તે એકજ જણ, વસ્તુ માત્રનો સ્રષ્ટા (અનાદિ) અનંત પરમેશ્વર છે. ઈશ્વરપૂજાની જૂદી જૂદી રીતો કોઇપણ રીતે હસવાલાયક નથી. દરેક પંથવાળો પોતાનો શ્રેષ્ઠ ગણેછે અને શ્રેષ્ઠ કયો પંથ છે તે નિર્ણય કરે એવો કોઇ આ જગતમાં અચૂક ઈનસાફ કરનાર મારા જાણવામાં નથી.

## કાળનો ઉપયોગ.

વખતના ઉપયોગ અને કીમત ઉપર આપણે કેટલો થોડો વિચાર કરીએ છીએ! દરેક માણસ "વિચાર કરવો જોઇએ" એમ કહેછે ખરો પણ થોડાક જ કરેછે. દરેક મૂર્ખ માણસ જે પોતાનો સઘળો વખત નકામો ગુમાવેછે તે એકાદ ચવાઈ ગએલું સાધારણ વાકય, કા-

ળની ઝડપ અને તેનો ઉપયોગ એકદમ સાબીત કરવાને ઘણી વખત બોલેછે. આખા યૂરોપખંડમાં છાયાયંત્રો ઉપર તે મતલબના યુક્તિવાળા લેખ હોયછે, તેથી કરીને વખતનો સારી રીતે ઉપયોગ કરવાનું કેટલી જરૂરનું છે, અને જો ખોઇએ તો કેવો પાછો ન આવે એવો છે એ વારંવાર જોયા અને સાંભળ્યા વગર કોઈ પણ માણસ પોતાનો વખત ગુમાવતું નથી. યુવાન માણસોને એમ ધારવાની ટેવ પડી ગઇ હોયછે કે આપણે તો એટલો બધો વખત છે કે ખુશીમાં આવે તેટલો ગુમાવીશું તોપણ પૂરતો વખત બાકી રહેશે. આ જ પ્રમાણે ઘણી જ દોલતનેલીધે માણસો ઘણો વખત છેતરાઇને ઉડાઉ બની જઈ નાશ પામ્યાછે. પણ જ્યાં સારી અક્કલ અને વિચારશક્તિ આ સઘળી શિખામણો લેવાને નહિ પણ સૂચવવાને જોઇયે તેટલી નથી, ત્યાં તે શિખામણો નિરૂપયોગી છે.

## આલસ્ય.

વખત કીમતી છે, જીંદગી ટુંકી છે અને તેથી એક પળ પણ ગુમાવવી ન જોઇએ. સુમજુ માણસો વખતનો કેવી રીતે સારો ઉપયોગ કરવો તે જાણેછે, અને શોખ કરવામાં કે નફો મેળવવામાં સઘળો વખત કામે લગાડેછે. આળસુ તો તેઓ કદી હોતા જ નથી. પણ અભ્યાસ અગર ગંમતમાં જાથુ ગુંથાયલા હોયછે. આલસ્ય

દુર્ગુણની જનેતા છે, એ આખા જગત્‌ની કહેવત છે. તોપણ એતો નક્કી જ છે કે સુસ્તાઈ એ મૂર્ખ લોકોનો વારસો છે. અને એદી માણસો કરતાં બીજું કંઇ વધારે ધિક્કારવા યોગ્ય નથી. ડાહ્યો અને સદ્‌ગુણી રોમન સેનસર કેટો, એમ કહેતો હતો કે મ્હારી જીંદગીમાં માત્ર ત્રણ કૃત્યોમાટે મને પસ્તાવો થાયછે. પેહેલું એ કે **મ્હારી સ્ત્રીને મ્હેં એક ગુપ્તવાત કહી દીધી હતી** બીજું એ કે **ખુસ્કી-રસ્તે જઇ શકત તે વેળા હું જળમાર્ગે ગયો હતો.** અને ત્રીજું એ કે **કંઇપણ કર્યાવગર મેં એક દિવસ ગાળ્યો હતો.**

## વાચન.

ઇંગ્લંડના **વિલીયમ** ત્રીજા, એન, અને જયોર્જ ૧ લાના વખતના ખજાનાના પ્રખ્યાત મંત્રી વૃદ્ધ મી૰ **લોનડીઝનું** વાજબી અને ડાહાપણ ભરેલું કહેવું એ હતું કે પૈએ-પૈની સંભાળ રાખશો, એટલે રૂપીઆ તો પોતાની સં-ભાળ કરી જ લેશે. તેટલામાટે હું તમને પળેપળની સંભાળ રાખવાને ભલામણ કરૂંછું, કારણ કલાક તો પો-તાની સંભાળ રાખશે જ. આખો દિવસ કાંઇ કાંઈ કરતા રહો. અને અરધા કલાક અને પા કલાક વિસારી મૂ-કશો નહિ, કારણ વરસની આખરે તેનો મોટો સર-વાળો થઈજાય. જેમ કે, દિવસમાં અભ્યાસ અને શોખની વચમાંના ટુંકાટુંકા ગાળા ઘણા થાયછે. આ

વખતમાં આળસુ બેસી રહી બગાસાં ખાવા કરતાં એકાદ કીમતી પુસ્તક લ્યો અને તેને પુરૂ કરતાંસુધી વાચવાનું જારી રાખો. એકથી વધારે બાબતથી એકીવખતે તમારા મનઉપર બોજો કરતા નહિ. પુસ્તક વાંચવામાં ઉપર ચોટીયું જોઈ જતા નહિ, પણ ઓછામાં ઓછું દરેક વાક્ય બે વખત વાંચો. એક વાક્ય બરોબર સમજ્યા સિવાય બીજું પકડવું નહિ. અને તે વિષય પુરેપુરો શિખ્યા સિવાય તે પુસ્તક મૂકી દેશો નહિ. કારણ, જો તેમ કરશો તો તમે તે પુસ્તક પુરૂ વાંચશો, પણ તેમાં શું લખ્યુંછે તે એક અઠવાડીઆસુધી પણ તમને સાંભરશે નહિ. કોઇ કોઇ વખતે તમને પા અરધો કલાક મળે ત્યારે નવીન શોધનાં અને રમુજી ટોળનાં પુસ્તકો વાંચજો પણ પ્રાચીન કે આર્વાચીન નજીવા ગ્રંથકારોનાં પુસ્તક વાંચવામાં એક મીનીટ પણ નકામી ગાળશો નહિ. વિચારવંત માણસો કરે તેવા શોખ કરવા એ કંઇ આળસ નથી. તેમ તેમાં વખત ગાળેલો કંઇ ફોગટ નથી. પણ તેથી ઉલટું થોડો વખત મોજ શોખમાં ગાળ્યો હોય તે સારા ઉપયોગમાં લીધો કહેવાય.

## વેહેવારીક કામ કરવું.

તમારે જે કંઇ કામ કરવાનું હોય, તે તમે કરી શકો તેવે પેહેલેજ અવસરે કરવું. કડકે કડકે કામ કરવું નહિ

પણ બની શકે તો વગર અટકાવે પુરૂં કરવું. કામ અ-ળસાવ્યાં કરવું નહિ તેમ રમતમાં ગણી કાઢવું નહિ. અને ફેલીક્ષે પોલને જેમ કહ્યું હતું કે "વધારે અનુકૂલ અવસરે હું તારી સાથે બોલીશ," તેમ તમારે કામને-માટે કહેવું નહિ. પેહેલો જ અવસર તે કામનેમાટે બહુ જ અનુકૂળ વખત છે. પણ સમજણા માણસને તો અ-ભ્યાસ અને કામ કેટલેક દરજ્જે તેમનો પોતાનો વખત બતાવી આપેછે. રમત અને શોખ કરવાની અયોગ્ય રીત અને ખોટી પસંદગીમાં વખત ઘણીવાર ગુમાવવામાં આવેછે.

## નિયમ.-( પદ્ધતિ )

કામનો મૂખ્ય આધાર નિકાલ છે. અને નિકાલસારૂ, નિયમ કરતાં વધારે જરૂરનું બીજું કોઇ નથી. દરેક વસ્તુનેમાટે નિયમ રાખો. અને અણધાર્યા બનાવો આવી પડે તે સિવાય તેને તોડયાવગર વળગી રહો. હીસાબ કરવાનેમાટે અઠવાડીઆમાં અમૂક દિવસનો અ-મૂક કલાક નક્કી કરો. અને તેને બરોબર અનુક્રમમાં ભેગો રાખો. આવી રીતે કર્યાથી હીસાબ કરવાને બહુ જ થોડો વખત લાગશે અને તમે કદી વધારે છેતરાશો નહિ. તમે જે જે કાગળ પત્રો રાખતા હો તેમના જૂદા જૂદા વર્ગ કરી તેની ફેરીસ્ત કરી બાંધી મૂકો કે જ્યારે

તમારે કોઈ કાગળ જોઇતો હોય ત્યારે તરત મળી શકે. તમારા વાંચનનેમાટે પણ અમૂક નિયમ કરી રાખો. અને તેનેમાટે સવારનો અમૂક વખત કાઢી મૂકો. ઘણા માણસો જેમ જૂદા જૂદા ગ્રંથકારોનાં જૂદા જૂદા વિષયો ઉપરનાં લખાણના ટુકડા ટુકડા વાંચેછે તેમ સંબંધવગર અનિયમિત ન વાંચતાં સંબંધ અને અનુક્રમે વાંચવું જોઇએ. વિદ્યાનો દંભ બતાવવા ઉતારા કરવાને નહિ, પણ તમારી યાદશક્તિને મદદ કરવાનેમાટે, તમે વાંચો તેનું ટાંચણ કરવાને એક ઉપયોગી અને નાની ચોપડી રાખો. નકશા અને વંશાવળીનું પુસ્તક પાસે રાખી તેનો વારંવાર ઉપયોગ કર્યાસિવાય તમે ઇતિહાસ વાંચશો નહિ. આમ કર્યાવગર ઇતિહાસ માત્ર બનાવોના ગુંચવણ ભરેલા ઢગલા જેવો છે. ઘણા યુવાન માણસો જેમ કહેશે તેમ તમે પણ કહેશો કે આ સઘળી પદ્ધતિ અને નિયમ ઘણા હેરાન કર્તા છે. તેઓ આળસુ માણસને જ ફકત યોગ્યછે અને જુવાનીના ઉત્તમ જુસ્સા અને હોંશઉપર અપ્રિય અંકુશ છે. હું તે ના કહુંછું. અને એમ પ્રતિપાદન કરૂંછું કે ઉલટું તેથી તમને તમારા શોખનેમાટે વધારે વખત મળશે અને વધારે રૂચિ થશે; અને નિયમ તમને અણગમતા તો શેના થાય, પણ ઉલટું એક મહિનાસુધી તે પાળ્યા પછી તમને તે મૂકી દેવા એ અણગમતું થઈ

પડશે. જેમ અંગકસરતથી ખોરાકનેમાટે રુચિ થાયછે, તેમ કામથી શોખ ભોગવવાની ભૂખ પ્રદીપ્ત થાયછે, તેની રૂચિ થાયછે, અને તેથી શોખનો ઉત્સાહ વધેછે. કામ તો નિયમવગર કોઈ દિવસ કરી શકાતું નથી. અને તમાશો, નાચ, અથવા સભામાં જતાં, જે માણસે તે પેહેલાંનો વખત નકામો ગાળ્યો હશે તેના કરતાં જેણે તે પહેલાંના વખતમાં કામ કર્યું હશે તેને વધારે જણાય તેવીરીતે અસર થશે. એટલુંજ નહિ, પણ હું એમ કહેવાને હીંમત ધરૂંછું કે એક સુંદર સ્ત્રીમાં એક રસળનાર કરતાં એક અભ્યાસ કરનાર અગર કામ કરનાર માણસ વધારે શોભા જોશે. રસળનારની આખી વર્ત્તણુકમાં એકની એક જ જાતનું બેદરકારપણું રહેછે. અને જેટલો તે પોતાના શોખનો અરસિક હોયછે તેટલો જ બીજી દરેક બાબતમાં તે અશક્ત હોયછે.

હું ઇચ્છા રાખુંછું કે તમે તમારા શોખને પેદા કરો (કામ કરીને તેને લાયક થાઓ ) અને તેથી તેનો સ્વાદ જાણો. કારણ કે, પોતાને મોજશોખી ગણનારા, પણ ખરૂં જોતાં એકે શોખ વિનાના ઘણા માણસોને હું પ્રસંગ વશાત્ કહું છું કે, ઓળખુંછું. વગર વિચાર કરે તેઓ બીજા લોકોના શોખ પોતાની કંઇ રૂચિ સિવાય પોતાના કરેછે. મેં એમ પણ જોયું છે કે ખાનદાનીના એક લક્ષણ તરીકે ગણીને તેઓ

હદપાર શોખ ભોગવેછે. પણ જે પ્રમાણે બીજા માણસનાં લુગડાં તેમને અતડાં લાગે તેમ તે શોખ પણ તેમને શોભતા નથી. તમારા પોતાના શોખ સિવાય બીજા શોખ કરતા નહિ. અને ત્યારે જ તમે તે કરવામાં દીપી નીકળશો.

ઘણા લોકો જો પોતે અભ્યાસમાં કે કામમાં ન હોય તો એમ ધારેછે કે હમે મોજ માણીએ છીએ. પણ તેવું કાંઇ છે જ નહિ. નવરા બેશી રહેવું અને સુઇ રહેવું સરખું જ છે. સુસ્તાઇનો તેઓને અભ્યાસ પડીજાયછે. અને જ્યાં કાંઈ અંકુશ કે ધ્યાનની વાત ન હોય તેવી જગોએજ તેઓ જાયછે. વખતને આ પ્રમાણે આલસ્યમાં ઉડાવી ન દેવા સાવધ રહો. અને તમે જે જગોએ જાઓ, તે કાં તો ચાલાક અને આનંદી મોજનું કે તમારામાં સુધારો થાય તેવું સ્થળ હોવું જોઇએ. તમે જે મંડલીમાં જાઓ તે મંડલી એવી હોવી જોઇએ કે તેથી તમારી ઇંદ્રિયો તૃપ્ત થાય. જ્ઞાન વધે અથવા તમારી રીતભાત સુધરે.

કદાપિ કોઇ કાળે કોઇ ઉપયોગી કામનેમાટે બે ત્રણ કલાક ખુટતા હોય તો તેટલું ઓછું સુવો. હમેશાંનેમાટે છ અથવા સાત કલાકની ઊંઘ તમારે અગર બીજા કોઇને બસ છે. તેથી વધારે તો સુસ્તાઇ અને ઝોકાં મારવાનું

છે અને તે અસુખાકારી અને જડ કરનાર છે. દૈવયોગે કબી તમારે કામનેલીધે કે ગંમતમાં સવારના ચાર પાંચ વાગ્યાસુધી જાગવું પડે તો તમારે બરોબર હમેશને વખતે ઉઠવું. કારણ કે તેથી તમારો સવારનો કીમતી વખત નકામો નહિ જાય, અને ઓછી ઊંઘનેલીધે બીજી રાત્રે તમારે રોજના કરતાં વેળાસર સુઇ જવું પડે.

## નિર્જીવ બાબતો ઉપર ધ્યાન ન આપવાને સાવચેત રહો.

સર્વમાં મુખ્યત્વે નિર્જીવ બાબતોઉપર ધ્યાન ન આપવાને સાવચેત રહો. નિર્જીવ બાબતમાં પરોવાયલું મન હમેશાં કામમાં હોયછે પણ તેનું કંઈ ફળ થતું નથી. જુજ બાબતોને મોટી ગણેછે અને જરૂરની બાબતોને જે ધ્યાન અને વખત ઘટેછે તે હલકી બાબતો પાછળ કાઢી નાખેછે. રમકડાં, ફૂલાં, શંખલા, નાનાં જીવડાં વગેરેની ઘણી જ ગંભીરાઇથી શોધ કરેછે. પોતાની મંડલીના લોકોની ચાલચલગત ઉપર નહિ, પણ પોશાગઉપર ઊંડો વિચાર કરેછે. રમતની ખુબીઉપર ધ્યાન આપવા કરતાં તેઓ તેના શણગારઉપર વધારે ધ્યાન આપેછે. તેમ રાજ્યનીતિ કરતાં, રાજદરબારના આચારઉપર વધારે ધ્યાન આપેછે. વખતનો આવી જાતનો ઉપયોગ તે તદ્દન તેની ખુવારીજ છે.

આ વિષયઉપર છેવટે એટલુંજ કહેવાનું કે, થંડાશ,

સુસ્તી, અને બાયલાપણું, જુવાન માણસને નુકસાનકારક અને અનુચિત છે. આજથી ચાલીસ વરસ પછી તમે તેઓનો આશરો લેજો. દરેક પ્રકારે, થોડા વખતનેમાટે પણ, તમે જે શેહેરમાં હો ત્યાંના ઘણા જ પ્રખ્યાત અને અમીર માણસોની સોબત તેમના દરજ્જા અગર વિદ્વત્તાને માટે, તમને કેટલીક બાબતોમાં તેમ કરવું પ્રતિકૂલ હોય તો પણ રાખવાનો નિર્ણય કરો. આમ કર્યાથી, પછીથી તમે જ્યાં જાઓ ત્યાં શ્રેષ્ઠ મંડલીમાં દાખલ થવાને વાસ્તે તમને એક જાતનું વિશ્વાસપત્ર મળેછે.

કાળની ખરેખરી કીમત જાણો, દરેક પળને ઝડપથી પકડી લો, તેનો કબજો કરી લો, અને તેનો ઉપભોગ કરો. આળસ, સુસ્તી, કે લાસરીયાપણું, કંઈ જ ન રાખવું. તમે જે આજ કરી શકો તે કાલનેમાટે કોઈ દિવસ રાખી મુકશો નહિ. કમનશીબ "પેનશનરી" ડીવીટ'નો આ એક પ્રખ્યાત નિયમ હતો. તેપ્રમાણે બરોબર વર્તવાથી ફકત પ્રજાસત્તાક રાજ્યનું સઘળું કામ કરવાને તેને વખત મળતો હતો એટલું જ નહિ પણ જાણે તેને બીજું કંઇ કરવાનું કે વિચારવાનું જ ન હોય તેમ, સભાઓમાં અને જમણવારોમાં સાંજનો વખત ગાળવાનું તેને બની આવતું.

---

૧. હોલાંડના પ્રજાસત્તાક રાજ્યનો પ્રધાન.

## બડાઇ.

અનુભવી જુવાન માણુસોની સાધારણ ખોડ, બડાઈ મારવાની ટેવથી અતિશય સાવધ રહો, પણ મુખ્યત્વે કરીને જેથી તમને "ફક્કડ"ની પદવી મળેછે તે ફ઼ાકિયતથી દૂર રહો. આ પદવી પાદરીની પદવી કરતાં વધારે વજ્ર લેપ સરખી હોયછે. ફ઼ાકિયતથી પોતાનું જ કામ કેટલે જૂદે જૂદે પ્રકારે બગડેછે તે ધારી શકાય તેવું નથી. એક માણુસ જહાંગીરી રીતે દરેક વિષય ઉપર ચુકાદો આપેછે. ઘણી બાબતોમાં પોતાનું અણુજાણુપણું ઉઘાડું કરી આપેછે. અને બાકીના વિષયોમાટે કંટાળો ઉપજાવે તેવું ખોટુ અભિમાન રાખેછે. બીજો માણુસ વળી સ્ત્રી વર્ગમાં ફતેહ પામવાનું ઇચ્છેછે. અતિશય નામાંકિત કુલની અને સુંદર સ્ત્રીઓ તરફથી પોતાને ઉત્તેજન મળ્યું છે એવો ઈસારો કરેછે. અને કોઇ પણ એકની સાથેનો ખાસ સંબંધ જણાવેછે. જો આ સાચું હોય તો હલકું કામ છે. અને જૂઠું હોય તો બેઆબરૂનું છે. પણ દરેક રીતે તે માણુસ જે માન મેળવવાને ધારેછે તેનો તે નાશ કરેછે. કેટલાક લોકો પોતાની સાથે બીલકુલ સંબંધ ન ધરાવનારી કેટલીક નાની જૂદી જાતની બાબતોથી પોતાની ફ઼ાકિયતને રાજી રાખેછે. જેવીકે પ્રખ્યાત ગુણવાળા અને શ્રેષ્ઠ આબરૂવાળા માણુસોના

વંશમાં હોવું તે, તેમની સાથે સગાઈ હોવી તે, અગર ઓળખાણ હોવું તે. વારંવાર તેઓ પોતાના ફલાણા ફલાણા દાદા, કાકા, અને દીલોજાન દોસ્ત, જેને તેઓ ભાગ્યે જ ઓળખતા હોય, તેમની વાતો કરેછે. પણ તેમની ઇચ્છાપ્રમાણે સઘળું હોય એમ કબુલ કરીએ તોપણ શું થઇ ગયું? આવા આકસ્મિક બનાવોથી શું તેમને વધારે માન ઘટેછે? બેશક નહિ. તેથી ઉલટું વળી તેઓ આવું આકસ્મિક માન લેછે તેથી તેમનામાં સ્વાભાવિક માન નથી એમ સાબીત થાયછે. શ્રીમંત માણસ કોઇ દિવસ કોઇનું ઉછીનું લેતો નથી. જેવા માણસ તરીકે તમારે પ્રખ્યાત થવું હોય તેવા દેખાવાનો ઢોંગ કરશો નહિ—એટલો નિયમ તો કાયમ પાળવાનો બીન તકરારે સ્વીકારો. પ્રશંસારૂપી માછલી પકડવાને અચૂક ગલ વિનય છે. જેમ હાજર જવાબીનો ડોળ રાખ્યાથી ખરેખરો હોંશીઆર માણસ પણ લાલ લોકમાં ખપી જશે તેમ હીંમતનો ડોળ ઘાલવાથી બહાદુર માણસ પણ પતરાજખોરમાં ગણાશે. 'વિનય' શબ્દથી હું કહેવા માગતો નથી કે બીહીકણપણું, અને બેવકુફાઈ ભરેલું શરમાળપણું પણ તેથી ઉલટું, અંદરખાનેથી ચોકશ અને દ્દઢ થાઓ એમ કહું છું. ગમે તેટલી હોય પણ તમે તમારી છત જાણો અને તે નિયમઉપર ચાલો. પણ તમે તમારી છત

જાણોછો તે કોઇને જાણીજવા ન દેવાની ઘણી સંભાળ રાખો. તમારીપાસે ખરેખરા ગુણ શા છે તે બીજા લોકો ખોળી કાઢશે જ, અને જેમ લોકો બીજાની શોધોને હલકી પાડેછે તેમ પોતાની શોધોને હંમેશ મ્હોટું રૂપ આપેછે.

## સદ્‌ગુણ.

સદ્‌ગુણ એવો વિષય છે કે તે તમારા અને દરેક માણુસના ધ્યાનને યોગ્ય છે. ભલું કરવું અને સત્ય બોલવું એજ સદ્‌ગુણછે. તેટલામાટે તેનું પરિણામ માણુસજાતને અને વિશેષે કરીને પોતાનેજ લાભકારક છે. સદ્‌ગુણનેલીધે માણુસ જાતનાં દુ:ખોની આપણને દયા આવેછે અને તેમને તેમાંથી મુક્ત કરીએ છીએ; તેનેલીધે સંસારમાં ન્યાય અને સારી વ્યવસ્થાનો આપણે વધારો કરીએ છીએ; અને, ઘણું કરીને, માણુસ જાતનું ખરૂં હિત જેથી થાયછે તેને એ મદદ કરેછે. આપણને તે અંતરનું સુખ અને સંતોષ આપેછે, જે બીજા કશાથી મળતાં નથી અને જેને બીજું કોઈ આપણી પાસેથી ચોરી શકતું નથી. બીજા સઘળા લાભોનો આધાર જેટલો આપણાઉપર છે તેટલો જ બીજાઉપર છે. દ્રવ્ય, અધિકાર અને મોટાઈ આપણી પાસેથી બીજા લોકોના અન્યાય અને જુલમથી તેમજ અનિવાર્ય અકસ્માતોથી લેઇ લેવામાં આવે, પણ સદ્‌ગુણ ફક્ત આ-

પણાઉપર જ આધાર રાખેછે. અને કોઇપણ માણસ તેને આપણી પાસેથી લેઈ શકતું નથી. મંદગી આપણા સઘળા શરીરના શોખને લેઈ લેછે, પણ તે આપણી પાસેથી સદ્દગુણને તેમ જ તેથી થતા સંતોષને લેઇ શકતી નથી. સદ્દગુણી માણસને આ જીંદગીની સઘળી વિપત્તિયો પડવા છતાં અંદરનું સુખ અને સંતોષ મળેછે. તેથી સંસારના સઘળા સુખવાળા દુર્ગુણી માણસ કરતાં તે વધારે સુખી થાયછે. જો કોઇ માણસે જૂઠ, અન્યાય અન જુલમથી મોટો અધિકાર અને દ્રવ્યસંપાદન કર્યાં હોય તો તેમને તે ભોગવી શકતો નથી કારણ તેનું અંતઃકરણ તેને દુઃખ દેશે. અને તેને, અધિકાર અને દ્રવ્ય મેળવવાને લીધેલા ઉપાયોમાટે તિરસ્કાર કરીને નિરંતર ઠપકો દેશે. તેના અંતઃકરણના ચટકા તેને નિરાંતે સુવા પણ દેશે નહિ, પણ તેને પોતાના ગુન્હાનાં સ્વપ્નાં આવ્યાં કરશે. અને દિવસના વખતમાં પણ જ્યારે એકલો હોય ત્યારે, અને જ્યારે વિચાર કરવાનો વખત હોય ત્યારે તે બેચેન અને ઉદાસી રહેશે. કારણ, તે એમ જાણે છે કે માણસજાત તેને ધિક્કારશે જ અને તેથી, માણસજાત બની શકે તો તેને દુઃખ કરશે એમ ધારવાનું તેને કારણ હોવાથી તે દરેક વસ્તુનો ભય રાખેછે. પરંતુ કોઈ સદ્દગુણી માણસ સંસારમાં ગમે તેટલો ગરીબ અને દુઃખી હશે

તોપણ તેનો સદ્ગુણ એજ સદ્ગુણનો બદલો છે અને તે તેનાં સઘળાં દુઃખોમાં તેને દીલાસો આપશે. તેના અંતઃકરણની શાન્તિ અને સંતોષથી તે દિવસે આનંદમાં રહેશે અને રાત્રે સુખે સુશે. તે એકલો પણ સુખી રહેછે અને પોતાના વિચારની પણ તેને દેહેસત રહેતી નથી. સંસાર ત્યાગ કર્યા પછી એકાંત સ્થિતિમાં સદ્ગુણ જોરથી પોતાનો રસ્તો કરી દીપી આવેછે. અને મોડો વેહેલો હમેશાં તેનો બદલો મળેછે.

લોર્ડ શાફ્ટ્સબરીએ કહ્યું છે કે જેમ ~~કોઈ જુવે કે~~ ન જુવે તોપણ આપણે પોતાનેમાટે જ સ્વચ્છ રહેવું જોઇએ તેમ કોઈ જાણે કે ન જાણે તોપણ આપણે પોતાનેમાટે જ સદ્ગુણી થવું જોઈએ.



# સંક્ષિપ્ત સુવાક્ય

અથવા

# લઘુવાણીમાં ગુરુઉપદેશ.



(વિચારશીલને સંબોધન.)

---

## પાઠશાલાસંબંધી ઉત્કૃષ્ટ પદ.

વિદ્યાપ્રકરણસંબંધી પારિતોષિક અને પાઠશાલાસંબંધી ઉત્કૃષ્ટ પદ કોઈ પણ યુવાન પુરુષને કીર્તિસ્પૃહાના વિષય છેઃ વર્ત્તમાન ગુણનાં એ પ્રમાણ છે અને ભવિષ્યના લાભનાં સાધન છે. પરંતુ જ્યારે અભ્યાસગૃહમાં ઉત્પન્ન થયેલી આશાઓ તે ગૃહ છોડવા પછી ફલીભૂત થતી નથી, ત્યારે પાઠશાલાનાં ફલ પ્રસિદ્ધ લાભ કરતાં નથી, અને ફલ થયે આપવાનેમાટે રાખી મૂકેલાં પ્રશંસા અને ઉપકાર, લોકો ફુલ આવ્યાથીજ ફેંકટ વાપરી દેતા નથી. માટે જેઓ પાઠશાલામાંથી જય મેળવી બહાર આવ્યા હોય તેમણે પોતાની મતિ મન્દ ન થવા દેવાને બહુ સંભાળ રાખવી જોઇએ, નહિ તો સરસ્વતિ

મંદિરની દીવાલની અંદર રાજ્ય કરનારા આ નાના રાજાઓ જ્યારે જગત્‌ની સાથે વ્યવહારમાં આવશે ત્યારે પોતે પદભ્રષ્ટ થયેલા છે એમ તેમને જણાશે. આ જગત્‌માં વળી તેમને કોરસીકોના રાજા થીઓડોરનીપેઠે જનસમૂહને નિરુપયોગી થઈ પોતાનીજ ઉપર કંટાળી જઈને ભટકવું પડશે. તેઓ પોતાના પૂર્વ રાજત્વની અવજ્ઞા કરનારાઓ સાથે પ્રકોપિત થાયછે અને પોતાના વર્ત્તમાન અપમાનને સવિશેષ દયાપાત્ર કરેછે.

## કૃત્યો.

જેને આપણે આપણી સંપત્તિ કહી શકીએ તે માત્ર આપણાં કૃત્યોજ છે. આપણા વિચારો કદાચિત્ અશુભ હોય તોપણ તેથી વિષ નીપજે નહિ અને શુભ હોય તોપણ તેથી કોઈ ફલ થાય નહિ. દુર્દૈવથી આપણા દ્રવ્યનો અપહાર થાયછે, આપણા ઉપરના કોઇના દ્વેષથી આપણી પ્રતિષ્ઠાનો, આપદ્‌થી ઉત્સાહનો, રોગથી શરીરસંપત્તિનો, અને મૃત્યુથી આપણા મિત્રોનો પણ, અપહાર થાયછે. પરંતુ આપણાં કૃત્યો આપણા મૃત્યુ પછી પણ આપણાં અનુયાયી થાયછે. માત્ર તેમને લીધે જ આપણાથી એમ નહિ કહેવાય કે આપણે મરી જઇયે ત્યારે કાંઈ સાથે લેઈ નથી જતા, અથવા તો આપણે આ જગત્‌ની બહાર શુદ્ધ જઈશું. આપણાં કૃત્યો

આપણને યશસ્કરી, કે અતિ ગર્વી, અમરતાથી આચ્છાદિત કરશે જ. આપણાં કૃત્યો જ માત્ર એવાં અધિકારપત્રો છે કે જેના રિક્થાધિકારથી કોઇ આપણને ભ્રષ્ટ કરી શકતું નથી. જ્યારે બીજું સઘળું નહિ જેવું થઇ જશે ત્યારે કૃત્યોને સનાતનત્વની તુલામાં પોતાનું ગુરુત્વ મળશે જ; અને પેલા દૃઢ અને અવૈભવ કૃતાન્ત-કાલ અને મૃત્યુ તે કૃત્યોના મ્હોટા માહાત્મ્યને દૃઢ કરી સ્થાપશે.

## કીર્તિ–લોભ.

પક્ષીને જેમ તેના માથા ઉપરના વાળ છે તેમ માણસના મનને લોભ છે. જેથી પ્રથમ આપણે આંધળા થઇએ છીએ, અને તે અંધાપાને લીધે પછી તે લોભ આપણને ઉંચા ચઢાવે છે. પણ શોકજનક વાત એ છે કે, જ્યારે આપણે મિથ્યા લોભના શિખર ઉપર હોઇએ છીએ તેજ વખતે વળી આપણે ખરેખરા દુઃખના ઉંડા ખાડામાં હોઇએ છીએ. તે વખતે આપણી એવી સ્થિતિ થાયછે કે જેમાં કાળ કાંઈ સુધારો કરી શકતો નથી પણ હાનિ તો કરે છે જ; જેમાં નસીબ અને ફેરફાર આપણા મિત્ર થતા નથી પણ ઉલટા આપણને વખતે ફસાવેછે; ટુંકામાં આપણી ઇચ્છા પ્રમાણે સઘળું પ્રાપ્ત થવાથી અને આપણને જે જોઈએ તે મળ્યાથી આપણે માત્ર એક શિખરને પોહોચીએ છીએ જ્યાં આપણે કોઈ વ-

ધારાની આશા રાખવાનું હોતું નથી પણ સઘળા તરફથી ભય રાખવાનું હોયછે.

## ક્રોધ.

મધના મદનીપેઠે ક્રોધનો મદ માણુસને બીજાના આગળ ઉઘાડું પાડી દે છે અને પોતાનાથી ભુલવે છે. વળી આપણે આપણા કોઈ હેતુનું બહુ આતુરતાથી અને જુસ્સાથી પ્રતિપાદન (બચાવ) કરીએ તો તેથી જગતના વિચારમાં તો આપણે આપણા જ હેતુને હાનિ કરીએ છીએ. તેમ જ આપણી તકરારોમેં આપણે જ જે રૂપમાં સમજીએ છીએ તેના તે જ રૂપમાં સર્વે માણુસો સમજતા નથી. અને જેટલા પ્રમાણુમાં આપણે બીજા ઉપર ક્રોધ કરીએ અથવા પોતા ઉપર પ્રસન્ન રહીએ તેટલા જ પ્રમાણુમાં પોતાના દોષ પ્રતિ આપણી અંધતા નિરંતર વધતી જશે.

માણુસ, આશાઓમાં, અને જ્યારે વખત મળેછે ત્યારે, ભવિષ્યમાં વેહેલા કે મોડા અતિ સુખી થવાનો નિર્ણય કરવામાં જીંદગી ગાળે છે. પણ વર્ત્તમાન કાળમાં ભવિષ્યના કરતાં એક વધારે લાભ છે અને તે એકે વર્ત્તમાન આપણો છે. પાછલા અવસરો તો જતા રહ્યા અને ભવિષ્યના હજી આવ્યા નથી. જેમ મદિરાનો તેમ સુખનો પણ જો આપણે સંગ્રહ કરીએ, અને તેનો સ્વાદ

લેવાનું લાંબા વખત ઉપર મુલતવી રાખીએ, તો આપણને જણાશે કે વચનેલીધે બન્ને અરુચિકર જ ખાટાં થઈ ગયાં હશે. તેટલામાટે આપણા સુખનું એક પરિમિત ગૃહ બાંધવું કે જેમાં આપણે આરોગ્ય અને શક્તિમાન્ હોઇએ ત્યાંસુધી વસી શકીએ. પરંતુ વ્યય ભોગવીને એ ગૃહ એટલું બધું વિશાલ બાંધવું નહિ કે જે કરવામાં આપણી જીંદગીનો શ્રેષ્ઠ ભાગ આપણે ખર્ચ કરવો પડે; અને વળી જ્યારે આપણને સ્મશાનના કરતાં ગૃહનો થોડો સંભવ હોય ત્યારે જ તેમાં વાસ કરવાની આશા રાખી શકીએ. "ભવિષ્યને આપણે આપણો વૃદ્ધ મિત્ર ગણવો જેનાથી આપણને મૂલ્યવાન્ વારસો મળવાની આશા છે" એ ઉક્તિ બહુ જ વાસ્તવિક છે. આપણે એવું કાંઇ ન કરવું જોઇએ કે જેથી આપણા ઉપરથી તેનો ભાવ જતો રહે. એટલામાટે તેની સાથે ગુલામગીરીથી નહિ પણ માનથી વર્ત્તવું. પણ આપણે જુવાન હોઇએ ત્યારે બહુ ઉડાઉ તેમ વૃદ્ધ હોઇએ ત્યારે બહુ કંજુસ ન થવું જોઈએ: જો તેમ થશો તો જે લોકને ભોગવવાની શક્તિ હોયછે ત્યારે ભોગ્ય મેળવવાનું ડહાપણ હોતું નથી, અને જ્યારે તે ડહાપણ આવેછે ત્યારે ઉપર કહી તે શક્તિ જતી રહી હોયછે, તે લોકના જેવી સામાન્ય ભૂલમાં તમે પડશો.

## વખાણ.

ઉચ્ચમનના માણસોએ, સમાનકાલનાં વખાણપાત્ર થયાવગર તે મેળવવા કરતાં, તે મેળવ્યાવગર જ પાત્ર થવું જોઇએ. વખાણ તેમની પાછળ જાય તે તો યોગ્ય જ છે પણ તેમણે તો વખાણ પાછળ જવાને ચલવું ન જ જોઇએ. હલકા મનનાં માણસોમાં તો આથી વિપરીત જોવામાં આવેછે, જેથી શઠ લોકોની ખુશામત આજીવિત તેમને આધીન હોયછે, અને મર્ણ પછી સજ્જનો તેમનો તિરસ્કાર કરશે તેની તેમને કાંઇ દરકાર હોતી નથી. વર્ત્તમાન કીર્તિની કવિ **મીલટને** સ્પૃહા કદી રાખી નહતી તેમ તેની આશાપણ રાખેલ નહિ, પરંતુ તેની ઉચ્ચ કીર્તિસ્પૃહા તેના જ શબ્દમાં કહીએ તો એ હતી કે "ભવિષ્યના જમાનાને માટે એવું કાંઈ લખી મૂકવું જોઇએ કે જેનો લોકો ખુશીથી નાશ થવા દે નહિ." મહાન્ **કેટોની** પણ સુંદર ઉક્તિ એવી હતી કે "પછીની પ્રજા મારેમાટે કીર્તિસ્તંભ કેમ ઉભા કર્યાછે, તેના કરતાં મારેમાટે તે કેમ ઉભા નથી કર્યા, એમ પ્રશ્ન કરે તેથી હું વધારે પ્રસન્ન છું."

## લોભ.

લોભ એ અસત્યાભાસથી પૂર્ણ વિષયવાસના છે અને પદ્ધતિથી પૂર્ણ ગાંડપણ છે; કારણ કે એક કૃપણ મા-

ણુસ જોકે સર્વ કરતાં વધારે દ્રવ્યપરાયણુ છે તોપણુ સારા ધાર્મિક માણુસો એક ઉત્તમ ધણીની જેવી સેવા કરે તેના કરતાં વધારે નીમકહલાલીથી એક કનિષ્ઠ ધણીની સેવા તે કૃપણુ માણુસ કરેછે. તે નીચે પડીને આ દુનીઆના ઇશ (પૈશા) ને પૂજે છે પણુ તે શ્રમના બદલામાં તેને તે ઇશથી મળતો દબદબો, દંભ કે મોજમઝાહ જોઇતાં નથી. સુખના સાધન તરીકે તે દ્રવ્યનો સંચય કરવાનું આરંભેછે પરંતુ સામાન્ય પણુ દૂષિત સહવાસનેલીધે એક સાધ્ય તરીકે તેનો સંચય કરવાનું ચાલુ રાખે છે. તે મરતી વખતે ધનાઢ્ય કહેવરાવવાને ગરીબાઈથી જીંદગી કાહાડેછે. તેવો માણુસ પોતાના ઘરનો પાલક માત્ર છે અને પોતાના દ્રવ્યનો કીલીદાર છે. પોતાના સોનાને લીધે ભીખારી થઇને તેના જ જેવા ગુલામો સોનાને ખાણુના બંદિખાનામાંથી મુક્ત કરવાને જેટલો શ્રમ લેછે તેથી વિશેષ શ્રમ આ કૃપણુ દ્રવ્યનો ગુલામ તે સોનાને પેટીમાં કેદ કરવાને લેછે. કૃપણુના દ્રવ્યલોભને તેની અન્ય સર્વ વિષયવાસનાઓની કબર કેહેવી જોઇએ, કારણુ તે સર્વ અનુક્રમે નાશ પામેછે; પણુ બીજી કબરોથી વિરુદ્ધ રીતે આ કબર તો તેમાં ઉમેરો થવાથી વધેછે અને કાલ જતો જાયછે તેમ દૃઢ થતી જાયછે. આ છેલો વિરોધાભાસ જે ખાસ આ વિષયવા-

સનામાં જણાયછે, તે માણુસના મનથી અભિન્ન જે અધિકારશક્તિનો મોહ છે તેથી ઉત્પન્ન થાયછે. શક્તિ ત્રણ પ્રકારની છે, દ્રવ્યની, શારીરિક, અને બુદ્ધિની. પણ વૃદ્ધાવસ્થાથી છેલી બે નિર્બલ થાયછે અને ઘણીવાર નાશ પામેછે, તેથી વૃદ્ધ માણુસો પેહેલી શક્તિને વધારે આતુરતાથી વળગી રહેવાને લલચાયછે. વૃદ્ધ માણુસોની દ્રવ્ય ઉપરની પ્રીતિ નવી થતી, અને દિવસે દિવસ વૃદ્ધિ પામતી હોવી જ જોઇએ. કારણ કે એવા લોકો તુરત એમ શોધી કાહાડે છે કે જે નિર્દય વર્ષોએ આવી બુરી રીતે તેમની શારીરિક અને માનસિક શક્તિ હરી લીધીછે તે જ વર્ષો તેમની દ્રવ્યની શક્તિ વધારવાને અને દૃઢ કરવાને જ માત્ર ઉપયોગી થાયછે.

## ઉપહાસ અને ચેષ્ટા.

આ જગત્માં એવા ઘણા ભલામાણુસો છે કે જેમની જીંદગી ઉપહાસ અને ચેષ્ટા કરવાના શોખનેલીધે નકામી થઇ ગઇછે. તેમને ઘણી ગમત થઈ હશે એમાં તો કંઈ શક નથી, પણ તેથી તેમને હાનિ બહુ જ થયેલી હોયછે. તે લોકોની હાજરજવાબી અક્કલનાં વખાણ તો બહુ વખત થયાં હશે તોપણ અન્તે તો તે બન્ને હંમેશને માટે ઉચ્છિન્ન થાયછે જ; અને તે પણ વળી જેનામાં તે બેમાંનો એક પણ ગુણ ન હોય પણ જેને વ્યંગ્યોક્તિને બ-

દલે એક તલવાર બતાવવાનું વધારે સેહેલું જણાયું હોય તેવા શત્રુને હાથે જ. બંગાલા ઈલાકામાં એક માણસમાટે મેં એવું સાંભળ્યું છે કે તે વાઘનો શિકાર કરવામાં બહુ ફ-તેહમંદ હતો. તેની હોશીઆરીથી તેને બહુ પ્રશંસા પ્રાપ્ત થઇ અને તેમાં તેને બહુ જ રમુજ પડવા લાગી. પણ અન્તે બહુ મુશ્કેલીથી તેની જીંદગી બચી તે ઉપરથી તેણે શિકારની રમત મૂકી દીધી અને નીચેપ્રમાણે તેવિષે વિચાર જણાવ્યો. "આપણે વાઘનો શિકાર કરીએ છીએ ત્યાં સુધી તો વાઘનો શિકાર એક સુંદર ગમત છે પણ જ્યારે વાઘના મનમાં આપણો જ શિકાર કરવાનું આવેછે ત્યારે એ કામ જરા કઢંગુ થઇ પડે છે." વળી નાનાં શસ્ત્ર વાપરવાની હોશીઆરીની પેઠે નાના ટોળ કરવાની હોશીઆરીને લીધે આપણામાં એક જાતનો આપણી શક્તિ ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાયછે, જે આખર વખતે નાશકારક નિવડે છે. ટોળ કરવામાં આપણે કાંતો યોગ્ય સમયની ભૂલ ખાઇએ છીએ–કારણ બાયલાઓને પણ કોઇ કાળે લડવાનું મન થાયછે– કે પછી યોગ્ય માણસની ભૂલ ખા-ઇએ છીએ. સેવોયનો એક રહીશ મર્કટ અને રીછના ખેલ કરી પેટ ભરતો હતો. તેને પોતાની મર્કટ સાથેની યુક્તિવાળી રમતથી એટલુંબધું માન મળ્યું કે તેમાંની કેટલીક યુક્તિ તે રીછ ઉપર અજમાવવાને તે ઉશ્કે-

રાયો. તેમ કરતાં તેને તે રીછે બહુ નર માર્યા અને ઘણી મુશ્કેલીથી તે તે રીછના પંજામાંથી મુક્ત થયો ત્યારે તે બોલ્યો કે, "હું કેવો મૂર્ખ કે રીછમાં અને મર્કટમાં ફેર જોઈ શક્યો નહિ. મારામિત્ર! રીછ એક ગંભીર જનાવર છે જે મશ્કરીમાં સમજતું જ નથી."

## રણક્ષેત્ર.

એવું કહેવામાં આવેછે કે જેમ ઉત્તર આપવામાં વક્તાની ખુબી જણાય છે તેમ પરાવર્તનમાં સેનાધિપતિની ખુબી જણાય છે. આ કહેવું કંઈક અંશે સત્ય છે; જોકે સેનાધિપતિ પરાવર્તન કરતાં પ્રયાણ (ધસારા) ઉપરથી, અને પોતે જે મૂકી દીધું હોય તેના કરતાં જે મેળવ્યું હોય તેના ઉપરથી પોતાની કીર્તિ બંધાય એ વધારે પસંદ કરે છે. આપણે જાણીએ છીએ કે મોરોને તેના સહયોદ્ધાઓ એક નોબત, જેને વગાડ્યા વગર કોઈ સાંભળતું જ નથી, તેની સાથે સરખાવતા હતા, તેટલે અંશે તો તે પોતાના પરાવર્તનથી નામાંકિત થયો હતો. છતાં પણ એતો સત્યજ છે કે એક સેનાધિપતિના ગુણની માત્ર યુદ્ધથી જ પરીક્ષા થતી નથી પણ યુદ્ધની પૂર્વે જે રચના કરવામાં આવે તેથી અને તે પછી જે પગલાં ભરવામાં આવે તેથી થાયછે. જયનો લાભ કેમ લેવો તેના કરતાં જય મેળવવાનું હેનીબોલ વધારે જા-

ણુતો હતો. યુદ્ધ વખતે સારૂં સ્થલ પકડવામાં **નેપોલીઅન** નિપુણ હતો પણ તેટલો તે સ્થિતિ ટકાવી રાખવામાં હતો નહિ. બીજી તરફ જોઇએ તો કોઈપણ સેનાધિપતિ એમ કહેવાને હીંમત નહિ ધરે કે તે હાર ખાશેજ નહિ પણ એટલું તો કહી શકે અને કહેવું જ જોઇએ કે તે દુશ્મનનો છાપો નહિ ખાય. પૂર્વ રચનાઓ એવી કુશલ હોય છે કે યુદ્ધ થતાં પહેલાં પણ તેમાં જય થશે, અને રણસ્તંભ રોપાતા પહેલાં તે સંગ્રામનું અમુક પરિણામ થશે એમ ધારી શકાય. એવા પણ સેનાધિપતિ થઇ ગયા છે કે જેમણે બંદુક કરતાં કૂચથી વધારે કાર્ય સાધ્યું છે. **ટોરીસવેડ્રાઝના** પક્ષમાં **વેલીંગટનના** હાથમાંની એક સાધારણ દૂર્બીન સામા પક્ષમાંની સઘલી તોપો કરતાં વધારે જીવ લે એવી અને નાશકારક થઇ હતી તે આખા યૂરોપને જાહેર છે.

## દુર્લભ.

જે અછતનાં હોય તે સિવાયનાં પુસ્તક જ ન જોઇએ એવો, વિદ્યાસંબંધમાં જે પુસ્તક સંગ્રહ કરવાની ઇચ્છા રાખનારનો શોખ, જેઓને સન્યાસી ગણી કહાડ્યાછે તેવાની જ માત્ર મૈત્રી કરવાના શોખ જેટલોજ ખરો છે.

## પુસ્તકો અને કવિઓ.

જેમ આપણે આપણાં સોબતી પસંદ કરીએ તેમ

આપણાં પુસ્તકો પણ, તેમના આકસ્મિક ફાયદામાટે નહિ, પણ તેમના વાસ્તવિક અને સ્વાભાવિક ગુણમાટે પસંદ કરવાં જોઇએ. કારણ, માણસોની પેઠે પુસ્તકોના સંબંધમાં પણ તેમના અભિમાન જેટલી કૃતિ અથવા તેમની પ્રતિષ્ઠા જેટલું તેમનું મૂલ્યદ્રવ્ય હોય એમ કવચિત્ જ બને છે. તેટલામાટે લખનાર કોણ છે તેના કરતાં શું લખ્યુંછે તેનો આપણે વિચાર કરવો જોઇએ, તેમજ કોઈ પક્ષ કરનારનું પરિણામ કરતાં તે પક્ષનું જ પરિણામ વિચારવું જોઇએ. કારણ કે મૂર્ખ માણસોના મગજમાંથી પણ કોઈ વાર ડહાપણની વાત નીકળી જાયછે તેમ ડાહ્યા માણસોના મગજમાંથી કોઇવાર મૂર્ખાઇની વાત પણ નીકળી જાયછે. **એરીસ્ટોટલ** અને **સીસીરોના** જેવા વાદવિવાદ શીખવનારા ઉપદેશકો કરતાં **બેકન** અને **લોક** જેવા વિચાર કરતાં શીખવનારા ઉપદેશકો આપણે વધારે પસંદ કરવા જોઇએ. **હેરીંગ્ટન** અને **બોલીંગબ્રોક**ની પેઠે માણસો કેવા હોવા જોઇએ તેનું વર્ણન કરનારાના કરતાં **ટેસીટસ** અને **સલી**નીપેઠે માણસો જેવા હોયછે તેનું વર્ણન કરનારા તરફ આપણે રાતદિવસ લક્ષ આપવું જોઇએ. કવિઓમાં આગળ થઇ ગયેલા અને વર્ત્તમાન કાલમાં જેઓ લોકપ્રિય હોય તેમનાં પુસ્તક વાંચવાં જોઇએ; અને આપણે થોડાક

પ્રાચીન કવિઓનાં પુસ્તકો વાંચી જવાં એજ અર્વાચીન કવિઓમાં જેટલુ સારૂં હોય તે વાંચી જવાનો રુચિકર અને સંક્ષિપ્ત રસ્તો છે. છાપખાનું કવિઓને હેલીકનમાંના ઉતાવળા, રેલાઈ જતા અને અખુટ છતાં પણ ઘોંઘાટ કરનારા, ફીણવાળા અને કચરાવાળા તથા ઘણા ઉંડા નહિ પણ અપરિમિત ઝરાઓથી આપણને રેલારેલ કરી નાખવાને શક્તિવાન્ કરેછે. પણ બીજા બધા લખનારા કરતાં કવિઓના ગુણદોષ સરખાવવામાં મતની વધારે વિરુદ્ધતા આપણને જણાશે; કારણ શાસ્ત્રમાં વિચારણશક્તિ માર્ગોપદેશક છે પણ કાવ્યમાં તો રસ છે. મેં પૂર્વે કહ્યુંછે તેમ એકનો હેતુ સત્ય છે, જે એક સરખું અને ભાગ ન થઈ શકે તેવું છે; બીજાનો હેતુ સૌંદર્ય છે, જે નાના પ્રકારનું અને અનેક રૂપવાળું છે.

## નિષ્કાપટ્ય.

દરેક માણસ જો પોતે નિષ્કપટ થાય અને જેટલા નિષ્પક્ષપાતથી બીજાની હકીકત તપાસે તેમ પોતાનીજ તપાસે તો તેનો પ્રાયશઃ નીચે પ્રમાણે સિદ્ધાંત થશે; કે બીજા માટે તે એટલું પુરતું જ્ઞાન ધરાવે છે કે તેને શત્રુ છે, અને પોતાની જાતવિષે એટલું તો જ્ઞાન છે કે તે શત્રુઓને યોગ્ય છે એમ ખાતરી થાય. પણ પ્રતીકારફલ જે સ્થાનેથી થાયછે તે સ્થાનથી આપણે જેટલા અસંતોષ

થઇએ છીએ તેટલા તે પ્રતીકારના પરિણામથી થતા નથી. યોગ્ય હાથથીજ હમેશ શિક્ષા થતી નથી તેથી આપણને તે શિક્ષા ઘટતી નથી એમ માનવાનું આપણું વલણ થાયછે, પણ જેમ કેટલીક વખતે ગુન્હાનાં કડવાં બીજ વવાયછે પણ તેનું વાજબી ફલ, પ્રતિદ્રોહ, ઉત્પન્ન થતું નથી તેમ જો અન્યકાલે બીજ વાવ્યાવગર જ ફલ ઉત્પન્ન થઈઆવે તો તેનો આપણે અચંબો પામવાનું નથી.

## લડાઇના સંભવ.

જેને લાંબી કૂચ કરવી હોય તેણે કઠિન ઉપાનત્ ( સખત જોડા ) રાખવા નહિ જોઇએ તેમ જેને મોટાં કામ માથે લેવાં હોય તેને દૃઢ હસ્તબંધન નહિ જોઇએ. સર્વ બચાવવાને કોઈ વખત સર્વ જોખમમાં નાખવું પડે છે. થોડું જોખમમાં નાખવું તે આખું ખોયા બરોબર છે, કારણ અરધું તો જે આપણને છોડી ચાલ્યા જાય તે ખાઇજાય અને અરધું જે આપણને જીતે તે ગળીજાય. **મારકવીસ આવ વેલેસલીએ** હીંદુસ્તાનના લશ્કરને બમણું કર્યું હતું પણ એવો પણ વખત હતો કે **લીડન** હોલમાં બેસનારી રાજ્યકર્તા મંડલીના અધિષ્ઠાતા અધિકારીઓને લશ્કરના ખર્ચથી મહાહાનિ અને દેવાળું આવશે એમ સુઝયું, અને તેથી તેમણે એક શિખામણનું લાંબું પત્ર લખ્યું, જેનું સંક્ષિપ્ત ઉત્તર વેલેસલીએ મોકલ્યું

કે "ગૃહસ્થો, ત્રિરાશિની રીતથી રાજ્ય મારાથી ચલાવાશે નહિ."

## સદ્‌વર્તન.

મહાન્ સીઝરની પત્નીની પેઠે જે શકથી પણ બહાર હોય, અને જે પડતીમાં આવ્યો છે પણ જેની કોઇ દયા લાવતું નથી, અને જે આશ્રય વગર ઉભો થઇ શકતો નથી, તેજ માણસ ફક્ત, વિનાકારણ જેને ઘા વાગ્યો છે તેના તરફથી નિન્દાનાં બાણ નિવારણ કરવાનું માથે લેવાને સર્વથી વધારે યોગ્ય છે. નિષ્કલંક વર્તનવાળા માત્ર આવે સમયે શરણાગતને નિરઅપરાધી ઠરાવવાને અને રક્ષકને કીર્તિ આપવાને પેલા બે ધીરા પણ દૃઢ મિત્રો, સત્ય અને કાલ, આવે ત્યાં સુધી મોઝીઝની પેઠે વિવરમાં ઉભા રહેવાને અને પૈશુન્યના ઉપદ્રવને સ્થંભાવવાને હિંમત ધરી શકે છે. એટલા માટે બની શકે તો આપણા કરતાં વધારે બીજાને સારૂ સદ્‌વર્તન સાચવી રાખવું. સદ્‌વર્તન સારલોહનો ત્રેવડો ડગલો છે. તે પેહેરનારને નિર્ભય કરેછે, જેના ઉપર જુલમ ગુજરે છે તેને રક્ષણ આપેછે, અને જુલમ કરનારને ભય ઉપજાવે છે.

## ચીનાલોકોનું અજ્ઞાન.

ચીના લોકોના અજ્ઞાનતું મૂલ તેમની ભાષા છે. કોઈ વિદ્યાનુરાગી ચીનાને સ્વભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવ-

વાને માટે પોતાનું અર્ધું જીવન ગાળવું પડેછે. અલંકાર જેને ભાષાનું અક્ષરગણિત કહેવાય તે તો હું ધારૂં છું કે તેમને અજાણ્યોજ છે. અને ભાષા તો નિદાન જ્ઞાનનાં ચિન્હ અને મુદ્રાનીજ માત્ર બનેલી છે, તેથી જેને ચિન્હ પ્રાપ્ત કરવાને સારૂ આટલો બધો કાલ ખોવો પડેછે તેને અસલ વસ્તુ તો થોડીજ મળવાની. ઘણા વિષયોમાં આ દંભી પ્રજાનું અજ્ઞાન એટલું તો પૂર્ણ છે કે તેમના રાજ્યમાં ફ્રાન્સના રાજ્ય તરફથી મોકલવામાં આવેલા તમામ યંત્રના પીતલના બનાવેલા વિચિત્ર નમુનાને તેઓ એમ સમજ્યા કે તે તેમના મહારાજાનાં પૌત્ર પૌત્રીને રમવા સારૂ રમકડાં છે. સર જયોર્જ સ્ટાન્ટનને એમ પ્રસિદ્ધ રીતે કહેતાં મેં સાંભળ્યો છે કે **રામસ્ડન** અને **ડાલેન્ડનાં** બનાવેલાં કીમતી ગણિતનાં યંત્રો જેને લોર્ડ **મેકાર્ટની** પેકીન લઇ ગયો હતો તે **એસકવીમોને** જેટલું વરાલયંત્ર અથવા એક હોટેન્ટોટને જેટલી શાલ તેટલાંજ ચીનાઓને નિરૂપયોગી હતાં. હાલના મારા વિષયને મળતુંજ **મોનટેનના** પિતાએ કહેલું છે કે પ્રાચીન ગ્રીક અને રોમન લોકો સ્વભાષા સહજ શીખતા હતા, તે શીખવાને આપણે અર્વાચીન પ્રજાઓ કંટાળા ભરેલો વખત કામે લગાડીએ છીએ તેજ આપણે તે લોકોના જેટલી આત્માની ઉચ્ચતા અને જ્ઞાનની

પૂર્ણતાને પોહોચી શકતા નથી તેનું મુખ્ય કારણ છે. પણ છેવટે ગૃહસ્થ અથવા વિદ્વાનમાં ખપવાને તે સુરિ ભાષાઓ અવશ્ય છે. અને માત્ર ભાષાઓ જાણવાથી વિદ્યાગર્વિત થવાય તેથી નહિ, પણ જો જ્ઞાનની વિશેષ પ્રાપ્તિના મૂલ આધાર તરીકે તેમને શિખવાનો આદર થાય તો તેમ કરવાને જે મેહેનત આપણને પડેછે તે સાર્થક છે. તેટલા માટે મૂલ ઘણે ભાગે ઢંકાયેલું જોઇએ; ઉપરની ઈમારતનાં મજબુતાઈ, શોભા અને સગવડ ઉપરથી તે મૂલની દૃઢતા માની લેવાય, અથવા તેનું અનુમાન થઇ શકે. પૂર્વે પ્રસિદ્ધ કરેલા એક પુસ્તકની ટીકામાં મેં એક પ્રાચીન લેખકના શબ્દોનો ઉતારો કર્યો છે જેમાં કહેછે કે "ઘેટાની પીઠ ઉપરથી આપણને ઘાસનો પાક મળે તેટલા માટે નહિ પણ આપણા વસ્ત્ર માટે તે ઉન આપે અને ભોજન માટે માંસ આપે તે સારૂ આપણે ઘેટાને ઘાસ ખવરાવી પુષ્ટ કરીએ છીએ." આ ઉક્તિ આપણે શાસ્ત્રોને લાગુ કરીએ; કોઈ પણ માણસ વેસ્ટમીનસ્ટર હોલમાં પોતાનાં સમીકરણ અથવા સમાન્તરબાજુ ચોખુણ, અથવા તો આમની સભામાં, ન્યાયશાસ્ત્રનાં દશ પદાર્થો લેઇને જાય તેટલા માટે નહિ પણ વકીલમંડલના પ્રપંચથી અથવા રાજ્યમંડલના ભ્રમયુક્ત તર્કથી ન ઠગાય તેથી તર્કશક્તિ

અને સત્યનાં ન્યાયાનુસાર ધોરણોથી પૂર્ણ મનવાળો થ-ઇને ઉપરનાં બન્ને સ્થલોએ જાય તે સારૂ તેને યુવાવ-સ્થામાં બીજગણિત, ગણિત, અને ન્યાયશાસ્ત્ર, આપણે શીખવીએ છીએ. શાસ્ત્રોનું અવગત થવું તે મનને એક બખતર છે. પરંતુ જો તે બખતર સંપાદન કરતાં આ-પણે જે હોય તે ખોઇએ અને રક્ષણ સારૂ કાંઈજ રહે નહિ ત્યારે તો તે બખતર નિરુપયોગી કરતાં પણ ખ-રાબ સમજવું.

## સુધારો.

જનમંડલની અર્ધ સુધરેલી સ્થિતિ અશિષ્ટતા અને પૂર્ણ સંસ્કારથી સમાન અંતરે છે. અને ખાસ તેજ એવી સ્થિતિ છે કે જેમાં આતિથ્યની પરસ્પરતા અને દાન ત-રતજ વૃદ્ધિ અને સંપૂર્ણતાને પામેછે. કારણ એમ બને છે કે સુધારાની શ્રેષ્ઠ સ્થિતિમાં આરામ, સુખોપભોગ, અને બાહુલ્યથી પણ, સુધારાની કનિષ્ઠ સ્થિતિમાં હરકતો, સુખસાધનલોપ અને નિષ્ફલત્વ જેટલીજ સ્વાર્થપરા-યણતા નિપજે છે. સ્વાભાવિકમાંથી કૃત્રિમમાં અને જં-ગલીમાંથી સુધરેલી સ્થિતિમાં લગભગ આવતા સમુદા-યમાં વ્યક્તિની જરૂરિયાતો અને મુશ્કેલ પ્રયત્નો આપણા સ્વભાવની અતિ ઉદાર વૃત્તિઓનો પોતાની જાત ઉપરજ આરંભ કરાવે છે, અને ઘણી વખત તેનો લય પણ ત્યાંજ

કરેછે. આપણા પોતાનાજ દેશના ઇતિહાસ ઉપરથી આ અનુમાનનું સત્ય જણાશે. કારણ કે જેમ જેમ સુધારો વધતો ગયો અને મિલકત જેમ જેમ શાસ્ત્રસંમત થતી ગઈ અને વૃદ્ધિ પામતી ગઈ, તેમ તેમ સામાન્ય ગૃહસ્થ અને ધર્માચાર્ય જમીનદારોએ ખરેખર ગ્રામ્ય અને અવિવેકી, પણ તેની ગોઠવણની શોભા માટે નહિ, પણ તેના વિસ્તાર માટે અદ્વિતીય વિભૂતિવાળું આતિથ્ય આચરવાનું આરંભ્યું. તેવા જમીનના માલિકોને પોતાના મ્હોટા ઉત્પન્નનો ઉપયોગ કરવાનો બીજો કંઇ રસ્તો નહતો. મોહોટાં ગામ અને શેહેરોમાં જે વ્યસનિતા અને ગંમતો જોવામાં આવેછે તે તે કાલે જણ્યામાં નહતી. જેને સોબતની જરૂર હતી (અને જેને મળી શકે એમ છે તેમાંના કોને નથી જોઈતી?) તેઓ ખુશીથી પોતાના કોઠાર, તબેલા અને ઓરડા ઉઘાડતા હતા, અને સેવકોને જેટલા શેઠ જરૂરના થઈ પડ્યા તેટલાજ શેઠને સેવકો થઇ પડ્યા. શિકાર ખેલના આડંબર અને ભભકાની બરોબરી ફક્ત જમણવારનાં અમિત વ્યય અને સમૃદ્ધિ કરી શકતાં હતાં; પણ શાસ્ત્ર અને કલા આગળ વધતાં ગયાં અને વ્યાપાર અને કારીગરી સુધરતાં ગયાં તેથી એક નવીનજ વ્યવસ્થા ઉત્પન્ન થઈ, મોજ શોખની સૂક્ષ્મતાનેલીધે પોતાની સર્વ આ-

ચક પોતાનીજ જાત ઉપર ખરચવાને માણુસ શક્તિવાન્ થયા અને કાર્પણ્યતા આગળ આતિથ્ય ગયું, અને નીચતા આગળ વિભવ ગયો. સુધારાના હાલના વખતમાં જંગલનાં બધાં ઝાડની કીંમત એક ઘડીઆળના આકારમાં પોતાના ખીસામાં રાખી શકે, અને એક આખી જાગીરના ઉત્પન્નને એક અંગુઠીના આકારમાં પોતાની નાની આંગળી ઉપર ધારણ કરી શકે, અને પોતાના સર્વ લાભ રૂશ્વત લેઇ વેચી નાખી શકે, અને પોતાના દુષ્કર્મના કીંમતી પૈસા પોતાની તપખીરની ડબીમાં મૂકી ઉપર કહેલાં કાર્યની પરાકાષ્ઠાએ પણ પોહોચી શકે !

## વેપારની ચીજો.

જ્યારે વસ્તુઓના ભાવ વધી જાયછે ત્યારે પહેલો ધોકો તેનો ઉપયોગ કરનારને લાગેછે અને જ્યારે ભાવ ઘટી જાયછે ત્યારે તેને તેનો લાભ તો સર્વથી છેલો થાયછે.

## સંગતિસાહચર્ય.

કેટલાંક માણુસો પ્રથમ મુલાકાતેજ બહુ વિનોદ કરાવનાર હોયછે, પણ પછીથી તેઓની તે શક્તિ ખપી જઈ નાબુદ થઈ જાયછે; બીજી મુલાકાતે તેઓ આપણને વિરસ અને નિર્વિશેષ જણાશે. હાથે વગાડવાના વાજાની પેઠે તેમના સર્વરાગ પેહેલીજ વખતે સંભળાઈ જાયછે: ફેર એટલોજ કે વાજામાં રાગનું બીજુ ભુંગળું

મૂકી શકાય છે પણ ઉપર જણાવ્યા તેવા માણસોને તો તેમપણુ સેહેલાઇથી થતું નથી.

## સંતોષ.

આગરે કહ્યુંછે કે "મને ગરીબાઈ કે શ્રીમંતાઈ આપીશ નહિ" અને આ પ્રમાણે સર્વે ડાહ્યા માણસોની પ્રાર્થના હોવી જોઇએ. આપણી ઉપજ આપણા જોડા જેવી છે; જો તે જોઇએ તે કરતાં ટુંકા હોયતો ચુસે અને ડંખે, જો વધારે મોટા હોયતો નીકળીજાય અને ઠોકરો વાગે. દ્રવ્ય એ અન્યસાપેક્ષ વસ્તુ છે કારણ કે તેથી જેની પાસે થોડું દ્રવ્ય છે અને તેથી પણ થોડાની જેને જરૂર છે તે માણુસ જેની પાસે ઘણું દ્રવ્ય છે અને તેથી પણ વધારેની જેને જરૂર છે તેના કરતાં વધારે શ્રીમંત છે. ખરેખરો સંતોષ આપણી પાસે કેટલું છે તે ઉપર નહિ પણ આપણે કેટલુ જોઇશું તે ઉપર આધાર રાખેછે. ડાઓજીનીસને એક નાહાવાના પીપ જેટલી જગા પણ મોટી પડતી હતી પણ એલેકઝાન્ડરને આખું જગત્ નાનું પડયું હતું.

## વાત-ચીત.

વાતચીત એ એક માનસિક ગાયન છે અને એક બુદ્ધિ વિષયક વાદિત્ર ગણ છે જ્યાં હરેક યંત્ર પોતાનો ભાવ ભજવે છે પણ જ્યાં સર્વે સાથે વાગતાં નથી; તેમાંના

દરેક વગાડનારાને પોતાની શક્તિની વાજબી બુજ થવી જોઇએ નહિ તો એક કેલવાયા વગરનો નવીન વગાડનાર પહેલોજ સારંગી ઝુંટાવી લીધા પછી અચૂક ગોથાં ખાયછે. આવી ચૂકો બંધ કરવાને વાદિત્ર ગણના ઉપરીએ વગાડનારાઓને સ્થાપતી વખતે બહુ કાળજી રાખવી જોઇએ કારણ કે બહુ વિજાતીય હોયતો સ્વરૈક્ય ન થાય, જો બહુ થોડા હોય તો તેમાં નાના પ્રકાર નહિ થાય, અને જો બહુ વધારે હોય તો પછી વ્યવસ્થા ન રહે; કારણ કે જેમ એક નોબતનો અવાજ બીજા સર્વ ઝીણા મનોહર રાગને દબાવી દેછે તેમ તેમાંના એકાદ ઘોંઘાટ કરનારનું અભિમાન એટલું તો હોયછે કે તે બકેના વક્તૃત્વને ચુપ કરી નાખે અને શેરીડનની હાજર જવાબીને કોરે મૂકેછે.

## ધૈર્ય.

શારીરિક ધૈર્ય જે સર્વ ભયનો તિરસ્કાર કરેછે તે મનુષ્યને એક બાબતમાં શૂરો કરેછે અને માનસિક ધૈર્ય જે સર્વ લોકાપવાદને ગણતું નથી તે માણસને બીજી બાબતમાં વીર કરેછે. શારીરિક ધૈર્ય રણક્ષેત્રમાં અને માનસિક રાજ્યસભામાં અવશ્ય છે. પરંતુ મહાન્ પુરુષ થવાનેવાસ્તે બન્ને જરૂરનાં છે નેપોલીઅને મુરેટનામાં શારીરિક ધૈર્યની ખોડ કહાડી હતી અને પોતાનામાંજ

માનસિક ધૈર્ય ઓછું હતું એવો તદન શક નહિ આવેલો એમ નહોતું.

## દાંભિક–આત્માભિની.

સ્વસંતોષી (આત્મપ્રિય) દાંભિકો એટલો થોડો વખત એકલા જણાતા હશે અથવા સ્વસંગતથી એટલા વેહેલા કંટાળી જતા હશે કે તે પ્રમાણે બીજા થોડા નેજ બનતું હશે.

## ભયનું પૂર્વજ્ઞાન.

ભયને પાસે આવવાની રાહ જોવી તેના કરતાં તેની સામા જવું એ વધારે સારૂ છે. પવન આવતો હોય તે તીરે જે માણસ હોય તેને અતિવાત થશે એમ પૂર્વજ્ઞાન થાય તો તે સમુદ્રમાં દૂર નૌકા રાખશે અને તેનો નાશ અટકાવવા તે તરફ જઈ તેને સહન કરશે. તેમ જે ધારાશાસ્ત્રી દુ:ખની સામો જાયછે તે તેમને અડધાં તો દબાવી દેછે. ઇજીપ્તની ભૂમિમાં જ્યારે ત્રાસદાયક દુર્ભિક્ષે પગલાં કર્યાં હતાં ત્યારે જોસફે તે પીડાને અગાઉથીજ જાણી લઇ અને એવા ઉપાયો યોજ્યાકે જે ઉપરથી પ્રજાને એમ જોરથી કહેવા લાગ્યા કે, “તમે પછીથી ભુખે ન મરો તેસારૂ હાલમાંજ તમારે જમણવારની મોજ મઝાહથી દૂર રહેવું અને તેથી જોકે તમારે તંગાશ વેઠવી પડશે પણ અનાહાર સમય તો તમારે ન-

હિજ ભોગવવો પડે." આ દેશમાં ટુંકા વિચારવાળા માણસો જે લોકોને એક ઠેકાણેથી સર્વ વેચાતું લેઈ ત્યાંને ત્યાંજ ભાવ ચઢાવી વેચનાર regraters અને સર્વ ગ્રાહક તરીકે ઠોકી બેસાડે છે તેજ ખરેખરા તંગીના વખતમાં તે દેશના યથાર્થ જોસફ થઇ પડેછે અને રોમનોના સૈન્યના ગુપ્તચરોની પેઠે પ્રજાના મોહોટા ભાગને જાણ થાય તે પૂર્વે દેશમાં આવી પડવાની તંગીને અગાઉથી જાણી લેછે અને વ્યાપારની ચીજોના ભાવ વધારીને તેથી તેની ઉપયોગમાં કરકસર દાખલ કરાવી દેછે.

## દૃઢતા.

માણસના મનનું એક એવી જાતનું બંધારણ છે કે બીજા સર્વ કારણો કરતાં તેજ જો તેને બુદ્ધિનો યોગ થાય તો આપણું ભવિષ્ય સુધારી દેછે અને તે યોગ ન થાય તો બગાડી દેછે; કારણ આવા મનની ભૂલો ક્વચિત્ થાયછે પણ જ્યારે થાયછે ત્યારે અવશ્ય હાનિકારક નીવડે છે. હું એવા માણસો માટે કહું છું કે જેનો નિર્ણય એક ગણિતના નિયમ જેવો હોયછે, જે એમજ બતાવે કે બે બિંદુની મધ્યમાં ટુંકામાં ટુંકુ અંતર તે બેને જોડી દેનારી એક સીધી લીટીજ છે. અથવા તો ગતિવાળી નહાની વસ્તુઓનો વેગ ગતિવગરની મોહોટી વસ્તુઓ કરતાં વધારે છે અને તેટલામાટે તેઓ પૂર્ણ પ્રણોદની યષ્ટિને

બદલે તોપના ગોળાનોજ ઉપયોગ કરશે. આવા દૃઢ મનના માણસોનો નિર્ણય અને કાર્ય તાત્કાલિક હોયછે; તેઓ કાલની ગતિની પણ અગ્રે જતા જણાયછે, કારણની ઉત્પતિમાંથીજ કાર્યનું તેમને પૂર્વ જ્ઞાન થતું જણાય છે, અને જે કાલ બીજાં માણસો વિચાર કરવામાં ગાળે તેમાં તેઓ કાર્યસિદ્ધિ કરતા જણાય છે. યુદ્ધકાલે ક્રામવેલનામાં આવી દૃઢતા બહુ હતી પણ દેવાલયમાં તેના ઉપર દૃંભિકતાએ અધિકાર બેસાડી દીધો અને તેથી કરીને તેના શારીરિક ધૈર્યનો તો નહિ પણ માનસિકનો કોઈ કોઇવાર અભાવ થતો; કારણ કે તે હમેશ ભક્તિ કરતાં શુદ્ધ અંતઃકરણના ભાવપૂર્વક કરતો હતો. પોતાના વ્યવહારનાં સર્વ સ્થલ જેવાં કે દેવળ, રણભૂમિ, રાજ્યસભા, અને રાજ્ય દરબારમાં કાર્ડીનલ ડીરેચ્ઝ હમેશાં શક્તિ અને ઔત્સુક્ય રાખતો હતો. પણ પાંચમા ચાર્લસની પેઠે તેની હોડીને ભાર કરતાં શઢ વધારે રાખતો હતો અને તેથી અણી ઉપરથી બચી જઇને પણ અન્તે તેનો નાશ થયો. સર્વ પ્રાચીન અને અર્વાચીન મહાન્ પુરુષો કરતાં નેપોલીઅનનામાં આવી જાતના નિશ્ચયનો અવિલંબ વધારે હતો. તેના મોટા સેનાપતિઓ પણ નેપોલીઅનનાં સમયોચિત કૃત્યોથી વિસ્મયમાં ગરક થઇ જતા હતા. કલેમરે એમ કહ્યું છે કે એક સેનાધ્યક્ષ તરીકે તેનામાં બે દોષ હતા

એક તો એકે પાછું શી રીતે હઠવું તેનો વિચાર કર્યાવગર તે આગળ ધસતો હતો અને બીજો એકે દેશોને શી રીતે ટકાવી રાખવા તેનો વિચાર કર્યાવગર તે તેમને કબજે લેતો હતો.

## નાશ અને રક્ષણ.

નાશ કરવાની કલા રેખાગણિતની શ્રેઢીના નિયમપ્રમાણે વધેલી જણાય છે, પરંતુ રક્ષણ કરવાની કલા સાધારણ એક ગણિતની શ્રેઢીના નિયમપ્રમાણે પણ વધેલી કહેવાય નહિ. તે દરેકના દોષ જરૂર સુધારવાને માત્ર એજ ખાસ ઉપાય જણાયલા છે. જીંદગીનો નાશ કરવાના રસ્તા એટલી ત્વરાથી વધ્યાછે કે માણસ કેમ મારી નાખવાં તેનો વિચાર કરવાનું જેતાઓને રહેતું નથી, પરંતુ મનુષ્યોનો જીવ લેવાને જે અસંખ્ય રીતિઓ શોધી કહાડવામાં આવીછે તેમાંથી અમુક રીતિ પસંદ કરવામાં ઉલટા તેઓ ગુંચવાય છે. જો કોઈ પણ પ્રજા હવે પછી પોતાના શત્રુઓનો આધુનિક ઉપાયો કરતાં વધારે નિઃસંશય અને સાર્વત્રિક નાશ થાય એવો ઉપાય શોધી કહાડે ( જે રસાયણ શાસ્ત્રના નવિન થયેલા અજમાયશી પ્રયોગો ઉપરથી સંભવિત જણાય છે ) તો આજુ બાજુ વસતી પ્રજાઓને તેવી જ શોધનો યત્ન કરવાનું અવશ્ય જરૂરનું થઈ પડશે. નહિ તો આવી ભ-

યંકર ગુપ્તવાત જે પ્રજાના હસ્તકમાં આવી હોય તેતો એરતના નાગની પેઠે આસ પાસની પ્રજાઓને ગળી જાય અને છેવટે આખા જગતને પણ પોતાના તાબામાં કરીલે. આવી ગુપ્તવાત એકવાર એકજ પ્રજાને જાણવાધો અને પછી પાડોશનાં રાજ્યની જાગ્રત થયલી ચંચલાઈ, સાવધાન અને અનિદ્ર ગૂઢ પ્રચારના સર્વ શક્ય યત્ન, અને તે સંબંધી બાતમીમાટે અપાવવાનાં મોટાં મોટાં ઇનામો, ઉપરથી મનુષ્ય જાતિને તુરત જણાશે કે રક્ષણ અને નાશ એન્નિ કલાઓમાંથી રાજ્યતંત્ર કઇ ને વધારે મહત્વની ગણેછે. ખરેખર જીવતરના રક્ષણનો કોઈ નવીન અને સુખદ ઉપાય જો શોધી કહાડવામાં આવે તો તેવી શોધથી સ્પર્ધા જાગ્રત થવાની નહિ તેમ તે નાશની કલાની પેઠે બીજી પ્રજાઓની શોધક બુદ્ધિને જરાપણ ઉત્તેજન આપનાર થઈ પડશે નહિ. આવી શોધો તરફ રાજા રજવાડાઓ ઔદાસિન્ય બતાવેછે. તેમ તે શોધોની વૃદ્ધિ પણ બહુ મંદ અને તેનાં સુખદ પરિણામ દૂરસ્થ અને અધ્રુવ હોયછે. નિવેશન ક્રિયા યુરોપમાં જાણવામાં આવી તે પેહેલાં ઘણા લાંબા વખતથી તુર્કસ્થાનમાં દાખલ થઇ હતી અને હજી પણ શીળી કહાડવાના કામને ઘણા વહેમો નડેછે. ચીનાઓ જે પોતે એક સુધરેલી પ્રજા ગણાવવા ઇચ્છે છે તે આજ-

સુધી પણ લોહિના સંચારથી અજાણ્યા છે અને ઇંગલાન્ડમાં પણ જે માણસે તે ઉત્તમ શોધકરી તેણે પોતાની શક્તિના ફલમાં પોતાનો સર્વ ધંધો ખોયો હતો.

## સામ પ્રયોગ.

જેમ બીલીઅર્ડસની રમતમાં ગોળાની–કોઇ અતિકુશલ રમનાર કળી કે કરી ન શકે પણ જે જ્યારે થાયછે ત્યારે રમનારને હજુ કેટલું શીખવાનું છે તે બતાવવાના ઉપયોગમાં મુખ્યત્વે કરી આવેછે–એવી ગતિ સ્થિતિ થાયછે તેજ પ્રમાણે રાજ્ય નીતિ અને સામપ્રયોગની વધારે ગહન અને સંકીર્ણ રમતમાં પણ છે. બન્ને વિષયોમાં આપણે આશા રાખી હોય તેના કરતાં આપણે જોયું હોય તેને, અને આપણે ધાર્યું હોય તેના કરતાં અનુભવ્યું હોય તેને આધારેજ માત્ર આપણી રમતની વ્યવસ્થા આપણે કરી શકીએ છીએ. મનુષ્ય વ્યવહારની રંગભૂમિ ઉપર જણાતા બનાવોના નિયમ કરી શકે એવા દરેક પુરુષે એવા દશ સહસ્ર હોયછે જે આવા પરમ નિપુણોનું અનુકરણ કોઇવાર વધારેજયથી અને હંમેશ વધારે ક્ષેમથી કરી શકેછે. જે નૌકાને ચલાવવાનું માથે લે છે તે આખરે તોફાનનેલીધે સુકાન ઉપરથી ખસડાઇ પણ જાયછે. પણ જેઓ પોતાની નૌકાને ચલાવવા કરતાં તે જ્યાં જાય ત્યાં જવાનો નિર્ણય

ફરી ખાઇ પી બેશી રહ્યા હોય તે વખતે કુશલક્ષેમ ક્રીનારે આવે છે. ભવિતવ્યતા બીજી સ્રીઓની પેઠે ધણી કરતાં પ્રીતમને વધારે પસંદ કરેછે અને અધિકારને તો અધીરતાથીજ આધીન થાયછે, પણ સમય જોઇને આગ્રહથી જે તેને આરાધશે તેની વિવાહાર્થે પ્રાર્થના કવચિત્‌જ નિષ્ફલ થશે.

## નાટકીય કલા.

નાટ્ય યોગ્ય બુદ્ધિકૌશલ્ય કેટલાક ધારેછે તેટલો વિરલ પ્રસાદ નથી; તેની યોગ્યતા કરતાં વધારે તેનું મૂલ્ય થાયછે, અને ધારે તે કરતાં તેને વધારે દ્રવ્ય આપવામાં આવેછે. ઉત્કૃષ્ટ અભિનેતા થવાનેમાટે આવશ્ય ગુણો આવવાસારૂ અસુલભ સંયોગ જોઇએ છીએ એવું ધારવું એ ભૂલ ભરેલું છે. તે ભૂલ થવાનાં કારણો નીચે બતાવેલાં છે. નાટ્યકીય બુદ્ધિનું વિક્રયસ્થાન અપૂર્ણ હોયછે કારણ કે નાટ્યકીર્તિ મેળવવાને ખરેખર યોગ્ય મનુષ્યોમાંના થોડાકજ તે કાર્યમાં પડવાને સંમત હોયછે. તેનો જય મેળવવાનેમાટે તેનો પ્રાર્થક સ્વભાવે ઉદાર જોઇએ અને વિદ્યામાં પંડિત જોઇએ. આ બન્ને ગુણોનો સંયોગ હોવાનો વાજબી રીતે ગર્વ કરી શકે એવા ઘણા હોયછે, પણ તે ઘણામાંના નાટ્યકીર્તિને શોધનારા અથવા તેની ઇચ્છા રાખનાર થોડા હોયછે.

પ્રાંતના શેહેરોના નાટક ગૃહોમાં કામે લાગેલા લોકો પૈકી ઉત્તમ નમુનાથી રાજસ્થાનનાં નાટકોમાં ભરતી કરવામાં આવેછે. આ વિક્રયસ્થાન સંખ્યામાં પૂર્ણ પણ ગુ-ણમાં અતિ અપૂર્ણ હોયછે. દા. જોનસને ગેરીકને કહ્યું હતું કે તે પોતે અને તેનાજ ધંધામાં વળગેલા બીજા મનુષ્યો પરસ્પર આભારી છે. વળી તે પંડિત બોલ્યો કે તમારા ધંધાથી તમે દ્રવ્યવાન્ થયા છો અને તમે ત-મારા ધંધાને માનનીય (સપ્રતિષ્ઠ) કર્યો છે. સ્મીથ, ગેરીક, કેમ્બલ અને યંગ જેવા માણસો દરેક ધંધાને શોભા આપે અને તે દરેકમાં ક્વચિત્ જયવાન થયા હોત. પણ આ ધંધામાં તેઓએ જય પ્રાપ્ત કર્યો તેના કરતાં તેમણે તેને મેળવવાને યત્ન કર્યો એ વધારે વિ-લક્ષણ વાત છે. કારણ કે જેઓને અભિનેતા થવાને-માટે અવશ્ય ગુણો હોય છે તેઓને એમ તો લાગેછે કે તેથી સારા કાર્યને તેઓ લાયક છે. અને આ વૃત્તિ તેમને વધારે માનનીય કાર્ય સૂચવછે. તેમ રાજધા-નીય રંગ પ્રેક્ષકોની સંમતિથી બક્ષેલી બુદ્ધિયોગ્યતા પણ સદા એક ભાવવાળી શુદ્ધ હોતી નથી. આવા રંગ પ્રેક્ષકો એવા નિર્ણય કરનારછે કે જેના નિર્ણયને ફેરવા-વાનો કોઈપણ અભિનેતાને પ્રસંગ આવતો નથી; પણ તે પ્રેક્ષકોના નિર્ણયને કોઇ અમુક વલણ ઉપર ઉતારીદે

તેવાં કારણો ઘણાં હોયછે; અને વારંવાર એમ સંભવેછે કે ગામડાના પ્રેક્ષકોને ખુશી કરવા એ, લંડનના પ્રેક્ષકોને ખુશી કરવા કરતાં કઠિન જણાયછે. ગામડાની રંગભૂમિ ઉપર એવું કાંઇ હોતું નથી કે જેથી આપણો નિર્ણય અમુક તરફ જ વળે; મુખ્ય અભિનેતાને સારૂ ઉત્તેજન મળતું નથી, ને તેથી તેને પોતાના ઉપરજ બધો આધાર રાખવો પડછે. લંડનની રંગભૂમિ ઉપરનો પ્રકાશ અને કાન્તિનો ભપકો, પડદાનો ચમત્કાર, ગવૈયાંઓની ચતુરાઇ, તે બધાં મસાલારૂપ આકર્ષણો હોયછે, અને અભિનેતાના ગુણના આપણને પ્રથમથી જ પક્ષપાતી બનાવી, અભિનયાદિથી ખુશી થવાને પણ તૈયાર કરી દેછે. એમાં વળી એટલીવાત ઉમેરો કે શેહેરની વિસ્તૃત રંગભૂમિના તેજનેલીધે, અભિનેતા ઉપરજે હજારો આંખો ગામડામાં બારીકાઇથી ચોટી રહે, તેમાંથી તે બચી જાયછે. એ પણ આપણે સ્મરણમાં રાખવું કે ઘણીવાર સ્તુતિ કરવામાટે નિંદા કરવા કરતાં વિશેષ મનોબલની જરૂર હોયછે; આવાં કારણોથી શેહેરના અભિનેતાને ગામડીઆ અભિનેતા કરતાં આટલોજ વધારે લાભછે કે આપણે ખુશી થઇએ ત્યારે એકના પ્રસંગે આપણી રસજ્ઞતા ઉત્તમ ગણાય છે, અન્યના પ્રસંગે શક ભરેલી રહેછે.

## સ્વપ્ન.

તત્ત્વદર્શીઓ આજે ચાર હજાર વર્ષ થયાં વિચાર કર્યા કરેછે; હવે પોતાનો નિશ્ચય જણાવી આપણને ઉપદેશવાનો વખત થયો ગણાય. એ મંડલમાંના કોઈ પણ આપણને સમજાવી શકશે કે સ્વપ્નમાં અંતઃકરણના સર્વ વ્યાપાર, માત્ર એક વિવેકબુદ્ધિ જે તેસમયે શૂન્ય હોયછે તે સિવાયના સર્વ વ્યાપાર, શામાટે જાગ્રતના જેટલી જ ત્વરાથી અને તેટલાજ બલથી પ્રવર્તેછે? વિવેકબુદ્ધિ સ્વપ્ન સમયે કેવલ નિર્વ્યાપાર હોયછે. કોઇ પણ માણસ આ સંબંધે પોતાના અનુભવને અવલોકતાં જાણી શકશે કે દેશ, કાલ, વસ્તુગતિ, ઇત્યાદિના અનેક વિરુદ્ધ વિરુદ્ધ ચમત્કારો, સ્વપ્નનો અનુભવનાર, જરાપણ વિવેકબુદ્ધિથી વાંધો લીધાવિનાજ, સહજે ગળે ઉતારતો ચાલેછે. જાગ્રત થતાની સાથેજ આપણી વિવેકબુદ્ધિ પોતાનું કામ બજાવવા મંડેછે, અને જે ભોળપણથી નિદ્રામાં પણ આપણે અનેક વિરુદ્ધ વાતોને સહજમાં સંગત કરી લીધી, તે તરફ આપણને મહાઆશ્ચર્ય પ્રેરેછે. આસંબંધે એક અસાધારણ બુદ્ધિના ગૃહસ્થસાથે વાત કરતાં તેણે મને પોતાનાજ અનુભવની એક વિલક્ષણ વાત કહી હતી તે મને યાદ આવેછે. તેને એવું સ્વપ્ન આવ્યુંકે પોતાના મિત્રનું પાયદસ્ત તેની નજરે પડયું,

અને, એજ સ્વપ્નસંગતિએ આગળ જતાં, તેજ મિત્ર રસ્તામાં ચાલતો સામો મળ્યો, તથા તેને તે વાતની ખબર કહી; છતાં, આ બધા સંભવમાંનો વિરોધ તેને એ પ્રસંગે જરાપણ લાગ્યો નહિ; તેમજ, જાગ્રતમાં આવ્યા પછી, આ વિરોધને આધારે ખરો નિર્ણય સમજાયો ત્યાં-સુધી, પોતાના મિત્રના મરણનો નિશ્ચય લગારે શિથિલ પડ્યો નહિ. વિવેકબુદ્ધિની શૂન્યતાના આવા ચમત્કા-રપરત્વે જે ખુલાસો મારા મનને સંભવિત લાગેછે તે એ છે કે સ્વપ્નમાત્ર અંતઃકરણની દૃષ્ટિનાં પ્રત્યક્ષ ચિત્ર છે. જે જે આપણા સ્વપ્નમાં આવેછે તેને આપણે પ્રત્યક્ષ દે-ખીએ છીએ, એટલે કાંઈ શંકા થતી નથી, ને તેથીજ વિવેકબુદ્ધિને વાપરવાનો પ્રસંગ આવતો નથી. બધું નાટક પ્રત્યક્ષ જ હોયછે, ને તેમાંનાં પાત્ર માત્ર चक्षुर्भिःस-त्यम् હોયછે. મને મારા જેટલા સ્વપ્નાનુભવ યાદ છે તે-પ્રમાણે, અથવા બીજાનાની તપાસથી મને જે સમજાયું છે તેપ્રમાણે, જ્યારે સ્વપ્નમાત્ર અંતઃકરણ ઉપર પડેલાં પ્રતિબિંબનું પ્રત્યક્ષ થઇ આવવું એ રૂપેજ સમજાય છે, ત્યારે જેઓ જન્મથીજ ચક્ષુહીન હોય તેમને, શાનાં, કેવાં, શા પ્રકારનાં, સ્વપ્ન આવતાં હશે એ જાણવું બહુ વિલ-ક્ષણ થઇ પડે. તેવાંને સ્વપ્ન આવતાંજ હશે? ને જો આવતાં હોય તો, જે વાતનાં તેમને સ્વપ્ન આવતાં હોય

તે વાતને, પોતાના જોવામાં તો કદાપિ પણ ન આવે તેવા બાહ્ય પદાર્થોના કોઇ પણ જાતના મુકાબલાથી તેઓ સમજાવી પણ શકે? જેઓને આવી શોધ કરવાનો પ્રસંગ અને અવકાશ હોય તેમને માટે હું તો માત્ર એક સૂચના જ કરૂંછું.

## પોશાખ.

પ્રતિમનુષ્ય મેલે લુગડે આબરૂ પામે એમ સંભવવું કઠિન છે; દુનિયાદારી તો પોતાના ભક્તોને એવોજ ઉપદેશ આપેછે કે શરીર શણગારવામાં સોરડાની પાર જવું, પણ થાલ શણગારવામાં તેની અંદર રહેવું; કારણ કે આપણે કેવાં લુગડાં પહેરીએ છીએ તે સર્વે દેખી શકેછે, આપણે કેવું જમીએ છીએ તે, આપણે બતાવીએ નહિ તો, કોઇ નથી દેખી શકતું. છતાં, જેઓ શુદ્ધ પતિષ્ઠાવાળાં છે તે તો, સર્વમાન્ય સર્વાનુમતે, આવાં બંધનથી મુક્ત છે; અને યથારુચિ શરીર કે થાલી શણગારી શકેછે.

## વહેલું ઉઠવું.

પથારી એ અનેક વિરોધની ભરેલી વાત છે; એમાં આપણે નાખુશીથી પેસીએ છીએ, છતાં નિકળતી વેળે દલગીર થઇએ છીએ; અને પ્રતિરાત્રિ એમાંથી વહેલાં નીકળવાનું મન કરીએ છીએ, પણ પ્રતિપ્રાતઃકાલે તનને તેમાં ઘણીવાર સુધી રહેવા દઇએ છીએ.

## બુદ્ધિની આંટી.

મહાપુરુષોને પણ મહાનગરોની પેઠે પોતાના અંતરમાં ઘણી વક્ર કલાઓને ગલિઓ હોયછે; જે એ બધાંને જાણતો હોય તે ઘણો વખત અને મહેનત ખુએ નહિ.

## વાગ્માધુરી.

આ વિશ્વની સ્વાભાવિક ભાષા તેજ વાગ્માધુરી છે; એ શાલાઓમાં ભણાતી નથી; મનોભાવ છે તે બહુ જબરા વકીલ છે, તેમની શાન્તિજ, પ્રખ્યાત ગેરિકની શાન્તિની પેઠે, ચિત્ના આવરણને ભેદેછે;* પણ અનુભાવ છે તે શીખી શકાયછે, ને એમાં તો જેના હૃદયમાં ભાવ ઓછો તેજ વધારે હોશીઆર થઇ શકેછે; એતો ખરી વાગ્માધુરીને નામે ચાલતું ઉંટવૈદું છે, ને પાંચ પચાસ નુસખાઓથી મટાડવા મથેછે, ખરી ચિકિત્સા કે તદનુસાર ઉપચારથી નહિ.

## સ્પર્ધા.

સ્પર્ધાને સદ્ગુણ (રૂપ અશ્વને દોરાડવાનો) કાંટો ગણવામાં આવેછે; ને તે પણ સોનાનો. પણ એ કાંટો સોના કરતાં હલકી ધાતુનો બનેલો છે એમ તેને તાવી

* જગન્નાથ વગેરેએ રસ એટલે આનંદનું એજ લક્ષણ આપ્યું છે કે **भग्नावरणाचित्.** મૂલનો ભાવ સ્થિર થઇ જામે તેજ રસ; અને તે બાહ્ય આકારમાં જણાય તે અનુભાવ.

જોવાથી સમજાય તેમ છે, કેમકે જે વધઘટ સોનામાં કદી જણાતી નથી તે એમાં જણાશે. 'બીજા કરતાં વધું' એવી ઇચ્છાથી સદ્ગુણ પાછળ દોડેછે, તે 'બીજા મારાથી થોડા આગળ જાઓ' એમ ઇચ્છવાથી અળગો નથી; અને જે માણસ કેવલ પોતાની જાતનીજ સંપૂર્ણતામાં રાજી છે તે બીજાના ઉણાપણાથી દુ:ખી થનાર નથી. વળી આપણે એમ પણ આગ્રહ કરી શકીએ કે ખરો સદ્ગુણ, નમ્રમાં નમ્ર છતાં, સર્વથી ઉચ્ચ છે; ને તેથી તેની મહત્તા તો તેના પોતાના રૂપે પહોચવામાંજ છે. પણ જેમ અલેક્ઝાન્ડરે ઓલિમ્પિક ગેમ રમવા નાપસંદ કર્યા હતા કેમકે તેમાં પોતાના પ્રતિસ્પર્ધી થવા યોગ્ય કોઇ રાજાઓ ન હોતા, તેમ જે માણસ બીજાથી આગળ ધપવા માટે કમર કસે તે તેટલું થતાંજ ન્યારાંત વાળશે; અને જે પોતાની પૂર્ણતા ઉપર લુબ્ધ છે તે ખરો જય પ્રાપ્ત કરતા પૂર્વેજ ફલ ભોગવવા તૈયાર થશે.

## ઉત્સાહ.

અધિકારવાળાઓએ પોતાની ધારણાઓનો અમલ કરવાનું કામ, અતિશય સાવધાનીથી, શક્તિમાન્ કરતાં ઇચ્છાતુર માણસને સોંપવા પ્રયત્ન કરવો. એક સેવક અથવા સાધનરૂપે તેઓ પોતાથી બને તેટલું કરવાને બંધાયલાજ છે, છતાં તેમને કામે લગાડનારને તેમની

કર્તવ્યતામાત્રથીજ એટલો સંતોષ અને વિશ્વાસ ન આવે કે જેટલો તેમની રાજી ખુશી પણ છે એમ જાણવાથી વધે. જે માણસ કોઈ વાતની કલ્પનાની વિરુદ્ધ હોય તેને તેનો અમલ કરવાનું સોંપવું એ તો આખા માણસનો માત્ર ત્રીજોજ ભાગ કામે લગાડયા બરાબર જાણવું; એનું ચિત્ત અને એની બુદ્ધિ તમારી વિરુદ્ધ છે, તમે માત્ર તેના હાથના ધણી છો.

## ઈંગ્લંડનું સામર્થ્ય અને તેનાં સાધન.

પૃથ્વી ઉપરના કોઈ પણ દેશ કરતાં ઇંગ્લંડ વધારે અવ્યવસ્થા, મોજશોખ, અને વિશૃંખલ અનાચાર, સહન કરી શકે તેમ છે; તેથીજ, બીજા દેશોનાં દૃષ્ટાન્તથી જેમણે ઇંગ્લંડનો વિનાશ અનુમાનેલો, તે, સારે ભાગ્યે ખોટા પડયા છે; કારણ એજ છે કે ઇંગ્લંડની ચાર વસ્તુ, જે દૃષ્ટાન્તમાંના દેશોને ન હતી, તેવી અસાધારણ વસ્તુ તેનાં બલ અને પુનરુજ્જીવનના સાધનરૂપે છે. એમાંનાં બે, ભૌતિક છેઃ એના કોયલા અને એનું લોહખંડ; બે લૌકિક છેઃ છાપાની સ્વતંત્રતા, અને “જ્યુરી” થી ફેસલો કરવાની રીત. આ બે યુગ્મ અન્યોન્યને આશ્રયરૂપ છે; કેમકે જો પાછળ જે યુગ્મ કહ્યું તેનો નાશ કરવાનું કાંઇ પણ પ્રયત્ન કરવામાં આવે તો, આગળ જે યુગ્મ કહ્યું તે બહુ આશ્ચર્યકારક રીતે તેનું રક્ષણ કરવા સમર્થ તથા યોગ્ય છે.

## ઇર્ષ્યા.

પરિપૂર્ણ વાસ્તવિકતાથી જોતાં ઇર્ષ્યાને માણસના હૃદયમાં અવકાશજ ન મળવો જોઇયે; કારણ કે આ ભવનો વૈભવ એવો તુચ્છ તથા માયિક છે કે તે એને ઇચ્છવા યોગ્ય નથી; અને હવે પછીના ભવનો વૈભવ એટલો અગાધ અને સૂક્ષ્મ છે કે તેને તેનાથી પહોચાય તેમ નથી.

## અનન્તતા.

જે માણસ વારંવાર અનન્ત પરમાર્થને અને આ સાન્ત માયિક અર્થને દૃષ્ટિગોચર રાખશે, અને દૃઢતાથી ઉભય ઉપર સ્થિર દૃષ્ટિએ જોઈ શકશે, તેને પોતાના મનના પ્રમાણમાં પૂર્વ અર્થ વિસ્તાર પામી અપર અર્થને ઢાંકી નાખતો સમજાશે.

## ઇતિવૃત્ત—તેમનાં ગુપ્ત કારણો.

ટેસીટસ, બર્નેટ, આબેરેનૉલ, એવા અનેક ઇતિહાસ લખનારા પોતે વર્ણવેલા ઇતિવૃત્તસંબંધે તેના ઉદ્ભવનાં ગુપ્ત કારણો અને નિયામક પ્રસંગો આપ્યા વિના સંતુષ્ટ થતા નથી. પણ યુદ્ધનેતા તેમજ રાજ્યનેતા ઉભયને હથીઆરોની ધમચકડમાં અને કામકાજના ગરબડાટમાં ભાવિ ઇતિવૃત્તના નિયમોનેજ ઉલટાવી દેવાની જરૂર પડેછે. નિશ્ચય કરતા પૂર્વેજ યુદ્ધ કરવું પડેછે; વિવેક કરતા પૂર્વેજ વિચાર આપવો પડેછે. રાજ્યનેતા પોતાની

જાતને ઇતિવૃત્તના સંભવપ્રમાણે નિયમી શકે ખરો, પણ સંભવોને તો ભાગ્યેજ પોતાને હાથ રાખી શકે. વળી, રાજસભામાં તેમ મંત્રમંડલમાં વારંવાર એમજ બને છે કે બે વાતો સાથે ચાલતી હોયછે. એક મુખ્ય વસ્તુ હોયછે ને બીજું તેનું અંગ હોયછે; એટલે જે એ બેમાંના માત્ર એકનેજ સમજેછે તે સોવશા તો ઉભયથી છેતરાય છે. કોઈ રાજા ઉપર તેના અંગવસ્ત્રની છાયા હોય, પણ તે અંગવસ્ત્ર પોતેજ વળી કોઇ ક્ષુદ્ર પ્રિયતમની છાયામાં હોય. દાક્તર બસ્બીને કોઇએ પૂછ્યું કે તમે એક પછી એક ચઢતી પદવીઓ, અને વેસ્ટમિન્સ્ટર સ્કુલના માસ્તરની જગો, એ બધું, પેહેલા ચાર્લ્સ, ઓલિવર ક્રોમવેલ, બીજા ચાર્લ્સ, અને જેમ્સ એ બધાંનાં ઉત્તરોત્તર આવેલાં પણ ઘણાં તોફાનવાળાં રાજ્યમાં શી રીતે સાચવી શકયા? ત્યારે તેણે ઉત્તર આપ્યું કે "પિતા પ્રજા ઉપર અમલ ચલાવેછે, ને માતા પિતા ઉપર ચલાવેછે; પણ બાલકો માતા ઉપર અમલ ચલાવેછે, ને હું બાલકો ઉપર ચલાવુંછું."

## ઉત્કર્ષ.

કેટલાક લોક બેજ પ્રકારનો ઉત્કર્ષ માન્ય કરશે: એક જેને પોતે સમાન થઈ શકે તે, અને બીજો જેને તેઓ એથી પણ ઉચ્ચતર ગણશે, એટલે કે જેમાં તે બીજા-

નાથી વધારે સારૂ કરી શકે તે. એવા પ્રયત્નરૂપ ઉત્કર્ષ કે જેથી તેમનો પરાજય થતો હોય, તે સંબંધે તો પોતાનો પરાજય માન્ય કરવા કરતાં એવા ઉત્કર્ષનો અભાવજ માનશે. પરમોત્કર્ષના તેજથી તેઓ નિસ્તેજ થઇ જાયછે, અને તેના જેવા થવાતું નથી એથી અકળાય છે; ને તેટલાજ માટે મુખ્યદેવના સ્થાનથી દૂર રહેનારા સેવકોની પેઠે એક પોતાની કલ્પનાનુસારજ નાની સરખી પીતળની મૂર્તિ બનાવી લેછે, જેને તેઓ નમેછે, ને પૂજેછે.

## અનુભવ.

એક લેટિન ઉક્તિનું કોઇએ ઠીક ભાષાન્તર કર્યુંછે કે અનુભવ ખરીદવા કરતાં ઉછીનો લાવવો વધારે સારો છે. જે માણસ બીજામાં સર્વ પ્રકારનાં સુખથી મુદિત થાયછે તે ઘણું કરીને સ્વતંત્ર સુખ ભોગવે છે; ને જે બીજાંની મૂર્ખાઇથી શિક્ષા ગ્રહણ કરેછે, તે ઘણું કરીને સારામાં સારૂં ડાહાપણ સંપાદન કરેછે. પણ માણસજાતનાં અંધ અહંકાર, અને આત્મઘાતી સ્વાર્થપરાયણતા એવાં છે કે આવી ઈષ્ટ વસ્તુઓને ભાગ્યેજ શોધવામાં આવેછે, વા આવી લભ્યવસ્તુઓનો ભાગ્યેજ લાભ લેવામાં આવેછે. એ બેવડું ડાહાપણ કહેવાય કે જે ડાહ્યાના ડાહાપણમાંથી ને મૂર્ખની મૂર્ખાઈમાંથી સરખીજ રીતે ઉપદેશ ગ્રહણ કરે. એમ કરવું તે તરવાર તથા ઢાલ

બન્નેના બરાબર છે. એમ કરનાર અજવાળામાંથી આશ્રય ગ્રહણ કરેછે, ને અંધકારથી સાવધાન થતાં શીખેછે.

## શ્રદ્ધા અને કર્મ.

ખરા ક્રીશ્ચીઅન તરીકેના આપણા આધ્યાત્મિક જીવિત માટે શ્રદ્ધા અને કર્મ એટલાંજ આવશ્યક છે કે જેટલાં જીવ અને શરીર એ આપણી મનુષ્ય તરીકેની સ્વાભાવિક જીંદગીને આવશ્યક છે; કારણ કે શ્રદ્ધા એ ધર્મનો જીવ છે ને કર્મ એ શરીર છે.

## સત્ય અને અનૃત.

દૃષ્ટિબિંદુને અવલંબી કરેલા ચિત્રાનુસાર અનૃત છે તે સર્વદૃષ્ટિબિંદુથી એકસરખું દર્શન આપી શકશે નહિ, પણ એકજ બિંદુથી આપી શકશે; કારણ કે જેમ તે ચિત્ર ખરી વિશ્વલીલાનું, તેમ એ અનૃત શુદ્ધ ને સત્યનું બહુ ઉત્તમ અનુકરણ માત્રજ છે. પણ પેલી ખરી વિશ્વલીલા કે જેનું પેલું ચિત્ર એક અનુકરણ છે, તે લીલાની પેઠે સત્ય સર્વ દૃષ્ટિબિંદુથી એકજ રૂપે જણાઈ શકશે, ને ગમે તે સ્થિતિમાં જોશો તો પણ એક અને અવિકૃતજ જણાશે.

## કીર્તિ.

કીર્તિ એ એક એવો ઘોર શણગારનાર છે કે જે જી-

વતાં તરફ થોડુંજ લક્ષ આપેછે, પણ મુવેલાંને શણગારેછે, તેમના પાયદસ્તના શણગાર તૈયાર કરેછે, ને તેમને ઘોરસુધી વળાવી આવેછે.

## રીવાજ ("ફેશન") અને મૂર્ખાઈ.

પ્રતિક્ષણે બુદ્ધિપૂર્વક વિચાર મૂર્ખાઇની ક્રૂર શક્તિને હલકી કરતો જાયછે, અને બુદ્ધિપૂર્વક સુખની યથાર્થ માગણીને નમતો ચાલેછે, તેવા આ સમયમાં રહેનારા, "રીવાજ" નામની મૂર્ખ લોકોની રાણીએ ઉત્પન્ન કરેલાં અસંખ્ય નાનાં દુઃખોની કલ્પના ભાગ્યેજ કરી શકે. માણસના ક્ષણિક જીવિતને એકંદરે જે સુખ મળી શકે તેમાંથી ઉણું કરવાને આવી મૂર્ખાઇઓ ઓછી ન હતી; કારણકે નાનાં નાનાં દુઃખો, ટુંકાં ટુંકાં દેવાંની પેઠે, એટલી બધી જગોએ નડેછે, ને ઘડી ને સાયતે એટલાં આડે આવેછે, કે તેમનામાં જે ભાર નથી હોતો તે તેમની સંખ્યાથી પુરો થઇ જાયછે, અને એઉપરથી એક ભારે તોપના ગોળાનો માર સહન કરવો તે અગણિત છરાના વરસાદ કરતાં ઓછી હાનિવાળું લાગેછે. ઘણાખરા વાંચનારના લક્ષમાં હશે કે થોડાજ વખતપર, કોઇ પણ સદ્‌ગૃહસ્થ કે સન્નારી, પોતાના બાલમાં, પેલો અતિકામગરો અને બહુ ભારેખમ પુરુષ બાલ હોલનાર (હજામ) કે જેની સહાય ઉપર તેમનો ફરવા હર-

વાનો બધો આધાર રહેતો, છતાં જે કદી પણ વખતસર હાજર થઈ શકતો નહિ, તેને હાથે સાત આઠ શેર આટો તથા ચરબી ભરાવ્યાવિના કોઇની મુલાકાત લઈ કે દઈ શકતાં નહિ, બહાર જઈ શકતાં નહિ, કે જમણવારમાં ભાગ લઇ શકતાં નહિ! એવી બીજી કોઇ પણ વાત સર્વસામાન્ય ન હતી કે જેટલી ઘોડદોડને માટેના આનંદનૃત્યમાટે, કે ચુંટણીમાં હાજર થવામાટે, કે ફરતી દીવાની અદાલતની બેઠકમાટે, સ્ત્રીઓને પૂર્વની રાત્રીએજ બાલ હોળનારની આ ભયંકર કારીગરીને તાબે થઇ, આવતી રાત મૂર્ખાઇમાં ગુમાવવા માટે આ રાત ઉજાગરામાં ગુમાવી, રીવાજને તાબે થવું પડતું. આપણા દેશની સુંદર નારીઓ ચીનની સ્ત્રીઓ જે પોતાની ચાલવાની શક્તિ સખ્ત જોડાથી ને પાટાથી ગુમાવેછે, ને ચાલી શકવાનું બને તો પોતાની આબરૂ ને કલંક સમજેછે, તેમને હસેછે; પણ તેઓ પોતેજ એ કરતાં પણ વિશેષ હાનિકારક સખ્ત કમરપટાના રીવાજથી પોતાનીજ નહિ પણ પોતાનાં બાલકની, એ કરતાં પણ અતિઉપયોગી, શારીરિક ક્રિયાઓનો નાશ કરેછે, ને તેથી એવા પાતલી કમરના નાજુક મરદો, જે મરદાઈમાં તેમની માતાના જેવાજ હોયછે, તેમનાં ટોળે ટોળાં પેદા થાયછે. પોતાનું સૌંદર્ય વખણાવરાવવું એજ આવા રીવાજનો ઉદ્દેશ હોય,

તો તે રીવાજ એ હેતુ સિદ્ધ કરવામાં બહુ સંશય ભરેલો છે, કારણ કે જેથી શરીરનો બીગાડ થાય તેથી કાન્તિનો તો વિશેષ બીગાડ થવો જોઇએ—કાન્તિ કે જેને સાચવવામાટે આવા રીવાજને તાબે થઇ અનેકે નિરાનંદ જુવાની અને અકાલ વાર્ધકયને પોતાનો ભોગ આપેલો છે.

## ખુશામદ.

ખુશામદ એ ઘણીવાર અન્યોન્યની નીચ બુદ્ધિનો વ્યાપાર હોયછે; એમાં યદ્યપિ ઉભયે પક્ષ એકબીજાને છેતરવું ધારેછે, તથાપિ કોઇ છેતરાતું નથી, કારણકે વગર કીમતની વાણીને બદલે એથી પણ ઓછી કીમતની આશામાત્રજ આપવામાં આવેછે. પણ બેવકુફોની ઓછી ખુશામદ કરતાં, તેમજ ડાહ્યાઓની ઝાઝી ખુશામદ કરતાં, આપણે સાવચેત રહેવું, કારણ કે ખુશામદ કરનારે વૈદ્યના કરતાં ઉલટોજ રસ્તો પકડવાનોછે, ને નબળામાં નબળાને ઘણામાં ઘણું ઔષધ આપવાનું છે. જે ખરેખર મોહોટા છે તે તો અસત્યના મિશ્રણવાળા પ્રિયવચન કરતાં સત્યને આધારે કહેલું કડવું વેણ પણ સાંખી રહેશે, કારણકે સત્યને આધારે કડવું સંખાવવામાં આપણે તેમની પ્રેમબુદ્ધિને માન આપીએ છીએ, પણ અસત્યવાળું પ્રિય વચન બોલી તેમને ઠગવામાં તો તેમની વિચારશક્તિને અપમાન પહોચાડીએ છીએ.

## મૂર્ખાઇ.

મૂર્ખને હોયછે, તેમ ડાહ્યાને પણ પોતાની ખાસ મૂર્ખાઇ નથી હોતી તેમ નથી; પણ એમ કહેવાયછે કે તે બેમાં તફાવત એટલોજ છે કે મૂર્ખની મૂર્ખાઈ બધા જગત્‌ને જાહેર છતાં પોતાનાથી અજાણી હોયછે; ને ડાહ્યાની મૂર્ખાઈ પોતાને જણાયા છતાં જગત્‌ને અજાણી હોયછે. ડાહાપણ અને બુદ્ધિ ભેગાં, નિર્દોષ આનંદિપણું અને ખુશમિજાજ કાંઈ અસાધારણ નથી; તેથી, ભારેખમાઇને મોહોટાઈ ગણવામાં, કે અતિ માનબુદ્ધિથી બોલવાને શાસ્ત્ર ગણવામાં, કે બહુ ફડાકાને વિદ્યા ગણવામાં, આપણે જેવા ઠગાઇએ છીએ તેથી વિશેષ ભાગ્યેજ ઠગાતા હોઇએ.

## મૂર્ખ.

આપણી અક્કલ ગમે તેવી આબાદ અને તીક્ષ્ણ હોય, તોપણ તે મૂર્ખની સ્મરણશક્તિ કે તેના ક્રોધના જેટલી આબાદ કે તીક્ષ્ણ ન જાણવી. જેને ક્ષમા કરવા જેટલું ઉદાર મનોબલ નથી, તે કદાપિપણ એટલો નબળો નહિ હોય કે કાંઇપણ વાત વિસારે પાડે; અને એતો સ્પષ્ટજ છે કે એક અક્કલભરી બોલી કરવા કરતાં ઘાતકી કામ કરવું એ વધારે સેહેલું છે.

## ક્ષમા.

જેમ કોઈ એવું નબળું નથી કે જેને આપણે હાનિ કરીને સાજાસમા બચી જઇએ, તેમ કોઈ છેક એવું નીચપણુ નથી કે જે કોઇ વખતે પણ કરેલા ઉપકારનો બદલો વાળ્યાવિના રહે. તેથી, પરોપકારબુદ્ધિ જે વાત પ્રમાણ કરેછે, તેને ડાહાપણ પણ કબુલ કરેછે. કારણ કે જે માણસ નબળામાં નબળાને પણ અપમાન આપવાથી દૂર રેહેછે, ને જે હલકામાં હલકા ને પણ મદદ કરવામાં પોતાનું માન ગયું સમજતો નથી, તે ક્ષમા અને નમ્રતાની એવી સ્થિતિએ પહોચ્યો હશે કે જેથી પોતાની નીચેના સર્વેની પ્રીતિ સંપાદન કરી શક્યો હશે, અને પોતાની ઉપરના સર્વેની નાખુશીથી બચતાં શીખ્યો હશે. કેમકે જે માણસ એક જીવડાને પણ ચાંપતાં ડરે તે સાપને પૂછડે પગ દેતાં તો વિચાર કરેજ.

## નિષિદ્ધ વસ્તુઓ.

મહંમદ પોતાના દીનના લોકોને દારૂનો નિષેધ કરેછે, રૂમનો સુલતાન વિદ્યાનો નિષેધ કરેછે, ને પોપ પ્રાકૃત લોકને ધર્મપુસ્તકો જોવાનો નિષેધ કરેછે, ત્યારે એ બધા ઉપરથી આપણે શું અનુમાન કરવું? નિષિદ્ધ વસ્તુઓ ભયકારક છે એમ નહિ, પણ નિષેધ કરનારાને ભય છે એટલુંજ. મહંમદ જાણતો હતો કે એનો ધર્મ કેવલ બલ

ઉપરજ આધાર રાખેછે, ને તરવારથીજ વૃદ્ધિ પામનારોછે; તેમ એ પણ એ જાણતો હતો કે નિયમિતપણાનો ભંગ કરનારૂં દારૂ જેવું બીજું કાંઇ નથી; તેથીજ તેણે દારૂનો નિષેધ કર્યો. સુલતાન જાણેછે કે પ્રજાનાં અજ્ઞાન અને નબળાઇ ઉપરજ સર્વશક્તિમાન્ રાજાનો આધાર છે; વિદ્યા તો જ્ઞાન અને તેથી સામર્થ્ય છે, ને વિદ્વાનો તથા સામર્થ્યવાળા તો બહુ કપરા ગુલામો થઈ પડેછે; આટલામાટે તે વિદ્યાનો નિષેધ કરેછે. દશમો લીઓ જાણતો હતો કે એક જુઠા વેહેમમાત્રને પોપ ચલાવેછે, ને તે વેહેમ પાછો પોતાને ચલાવેછે; ને એને તેની સાથે એમ પણ નિશ્ચય હતો કે ધર્મપુસ્તકો તો સત્ય છે, ને સત્ય તથા જુઠ કદાપિ ભેગાં નભતાં નથી; આ કારણમાટે લીઓએ પ્રાકૃત લોકોને ધર્મ પુસ્તકનો નિષેધ કર્યો.

## ભાગ્યનાં પ્રીતિપાત્ર.

કેટલાંક એવાં માણસ હોયછે કે જે ભાગ્યનાં સંપૂર્ણ પ્રીતિપાત્ર હોયછે; તેઓ બીલાડીની પેઠે, ગમે ત્યાંથી પડ્યા છતાં પણ, ધીમેથી, પગઉપરજ પડી, ઉભાં થાયછે. વીલ્કસ આવોજ એક માણસ હતો; એને નાગો પુગો કરી, ટેમ્સ નદીમાં પુલ ઉપરથી નાખી દો, તો પણ એ તમને બીજેજ દિવસે મળવાનો, ને તે પણ, માથે

ભપકાબંધ ટોપી, કમરે તરવાર, શરીરે ફીતવાળો ડગલો, ને ખીસામાં પૈસા, સહિત!

## પુરોભાગિતા.

તેમને સંપૂર્ણ રીતે ઓળખ્યા સિવાય મહાશયો સાથે બહુ છૂટ લેવી એ ભય ભરેલું છે; રખવાળ સિંહના મોંમાં ટુંકા ઓળખાણ ઉપરથી, પોતાનું માથું કવચિત્‌જ ઘાલશે.

## સ્પષ્ટવકતૃત્વ.

જે માણસ પોતાના મિત્રોને તેમનાવિષે પોતે જેટલું ધારતો હોય તેટલું ખુલ્લે ખુલ્લું કેહેછે, તેણે નક્કી જાણવું કે તેઓ તેના શત્રુઓને તે તેનાવિષે ન જાણતા હોય તેવું ઘણુંક છાની રીતે કેહેશેજ.

## મહાન્ ફ્રેડરિક.

સાનસુસીના વિદ્વાન્ તત્ત્વવેત્તા મહાન્ ફ્રેડરિકે જ્યારે આપણાં શહેરો અને ગામડાંમાંથી રૈયતે અનેક સૂચનાદિપૂર્ણ લખાણો રાજા તરફ ગયાનું સાંભળ્યું ત્યારે તે બોલ્યો હતો કે "અરે! સારા ભાગ્યે હું એમનો રાજા નથી, નહિ તો એક લક્ષ યોદ્ધાઓ મારા આસનની આગળ પાછળ, ને એકાદ બે કોડી જલ્લાદ મારી પાછળ, રાખીને હું એકદમ એ મદોન્મત્ત દ્વીપવાસીને જેવા તે શૂરવાળા છે તેવાજ નરમ કરી દેત, ને મને પોતાને આખા જગતનો પ્રથમ રાજા મનાવત." પણ

પાર્લામેંટદ્વારા અને તેની મરજીથીજ તેને દ્રવ્ય મળી આવી શકત; ને પહેલા ચાર્લ્સના દૃષ્ટાન્તથી એને પાર્લામેંટવિનાજ દ્રવ્ય ભેગું કરવાનો આડો રસ્તો લેવાનું ભય તો સહજમાંજ સમજાત. એનાં લક્ષ માણુસો પગારવિના બંડ કરત; અથવા જો તેમને એણે ગેરકાયદેસર કર વગેરેથી સંતોષવા ધાર્યા હોત તો એના જલ્લાદોને આખરે એવું એક કરુણામય નાટક ભજવું પડત કે જેમાં મુખ્ય નાયકનું કામ આ બહાદુર શહનશાહનેજ કરવાની બહુ અગવડ ભરેલી જરૂર પડત.

## ફ્રેંચ રેવોલ્યુશન.

ફ્રેંચ રેવોલ્યુશન નામનું યંત્ર "સ્વતંત્રતા" ઉત્પન્ન કરવામાટે શોધી કાઢવામાં તથા ગોઠવવામાં આવ્યું હતું; પણ એમાં જોઇએ તેવી ઉચ્ચાલનને નિયમનાર કળો ન હતી, તેમ એને કબજે રાખી સરખી ગતિએ નિયમનાર ચક્ર ન હતાં, તેથી એ એવી ત્વરાથી ચાલવા લાગ્યું કે એણે પોતાના શોધનારનો નાશ કર્યો, અને પોતેજ પેદા કરેલી આગમાં પોતે પણ બળી મુવું.

## પ્રતિભા.

પ્રતિભા છે તે એક રીતે સુવર્ણ જેવી છે. જેની પાસે એ બેમાંનું એકે નથી હોતું એવાં અનેક માણસો એ બન્નેવિષે વારંવાર લખ્યાં કરેછે. સાધારણ બુદ્ધિને, પ્ર-

તિભાનાં ખરાં કારણો કે તેની પ્રવૃત્તિનો ક્રમ સમજાવવા, તત્ત્વજ્ઞાનની ગુંચવણો અને મસ્તિષ્કવિદ્યાનાં ગપ્પાં એ બન્નેને ભેગાં ગુંચવી અનંત અને અનેક રચનાઓ કરી શકાય. પ્રતિભાવાળાં માણસો પોતે પણ પોતાની શક્તિનું, અને તેની ઉત્પત્તિ આદિનું, બીજાં માણસો કરતાં, કાંઈ વધારે સંતોષકારક વિવેચન કરી શકતાં નથી. એનાવિષે જેટલું બોલાય કે ગવાય તે બાજુપર રાખતાં ખુલ્લે ખુલ્લી અને જરાએ માર્યા મચડ્યાવિનાની સ્પષ્ટ વાત એટલીજ છે કે પ્રતિભા, એક મુખ્ય બાબતમાં, જીવનના જેવી છેઃ આપણે ઉભયનાવિષે કાંઇજ જાણતા નથી, માત્ર તેમનાં કાર્યથી તેમને સમજીએ છીએ. એ બહુ સંભવિત છે કે પ્રતિદેશમાં અને પ્રતિકાલમાં પ્રતિભા તો લીલની પેઠે હોઇજ શકે, ને તેપણ લીલના જેટલીજ નાનાપ્રકારવાળી; પણ કેટલેક ઠેકાણે તે વધારે પ્રદીપ્ત હોય એટલુંજ. આઇસલેંડના ઘોર ધુંમસને પણ કાવ્યચમત્કૃતિએ ચળકાવ્યું છે, ને હોલંડના તેવાજ દેશમાનને ચાતુરીએ દીપાવ્યું છે. પ્રતિભા જે પોતે સર્વ શક્તિનું તત્ત્વ છે, તેના ઉપર જો કોઇ મર્ત્યશક્તિની અસર થઇ શકતી હોય, જો આ દુનિયાંનું કાંઇ પણ તે દિવ્યઅંશને સંસ્કાર કરી શકતું હોય, તો તે, ભૂમિ, હવા, કે ઉષ્ણતામાં શોધવાનું નથી, પણ કેવલ લોકરૂઢિ અને રાજ્ય-

પદ્ધતિમાં જોવાનું છે. યાહુદી લોકો બધા કાલમાં એ-
કજ રૂપે રહ્યા છે, ને બધે સ્થલે તેવા ને તેવાજ જણાયા
છે, કારણ કે તેમની રૂઢિ તેની તેજ ચાલેછે. પ્રતિભાનાં
મુખ્ય પ્રીતિપાત્ર હોવાથી દૃષ્ટાન્તરૂપ થઇ પડેલાં ગ્રીસ
અને ઇટાલી તરફજ દૃષ્ટિ કરો. મધમાખી, બુલબુલ, ઓ-
લીવ અને દ્રાક્ષ, તે બધાં એમનાં એમજ છે કેમકે હવા
બદલાઇ નથી; પણ પ્રખ્યાત ગ્રીક અને રોમનો ક્યાં
છે? રાજ્યપદ્ધતિ અને લોકરૂઢિ બદલાયાં છે, ને તે સાથે
માણસ પણ બદલાયાં છે. સ્વતંત્રતા એ, ખરેખર પ્રતિ-
ભાની માતૃ નથી પણ ધાત્રી છે, તે એના ઉત્સાહને
માર્ગ કરી આપેછે, એની ચપલતાને હીંમત આપેછે,
અને એના બલને ઉપયુક્તતા આપેછે. પ્રતિભાને સ-
વિશેષ વલણ કે માર્ગ આપનાર જે કારણો ધારવામાં
આવે તે વિષે તો એમ છે કે જેવા આપણે કોઇ સામાન્ય
ઉત્સર્ગ એ વિષયપરત્વે ઠરાવીએ તેવા તરતજ અનેક
અપવાદો એ ઉત્સર્ગને ઉચ્છેદવા, દૃષ્ટિએ આવેછે. જો આ-
પણે જોન્સન સાથે એક મત થઇ એમ કહીએ કે "પ્ર-
તિભા એ એક સામાન્યશક્તિ છે જે અકસ્માત્ કોઇ એક
રસ્તે ચઢી જાયછે" તો એ વાત સેકડે દશ જનવિષે
ખરી પડે ને નેવુંવિષે ખોટી પડે. પેલી અને એડમ
સ્મિથે કલ્પના, વાર્તા, કે તરંગિત વિચાર, એ સર્વ સંબંધે

પોતાની અશક્તિ પ્રદર્શિત કરેલી છે; અને જો લોકે કાવ્યતરંગમાં ઝંપલાવ્યું હોત તો પોપ જેમ તત્ત્વજ્ઞાન ઉંડાણમાં ફસાઇ ગયો, તે કરતાં વિશેષ શોકકારક રીતે નિષ્ફલ થાત. એથી ઉલટી રીતે ક્રીશ્ટન અને મીરંડોલા જેવા બુદ્ધિના માણસોથી દા. જાન્સનની વાત પણ ખરી થવા જાય, અને એમ બતાવી શકાય કે નિરંતર એમજ બનતું નથી કે વિસ્તાર મેળવતાં અગાધતા ન્યૂન થાયછે. શેક્સપીયરની પ્રતિભા સર્વતોમુખી હતી, ને એ ગમે તે કામ બહુ સારી રીતે કરી શકતઃ "એનામાં ચીતારાની કલમ, ગવૈયાની સારંગી, તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિ, અને ભવિષ્યવેત્તાનો પવિત્ર આત્મા, એ બધાં ભેગાં થઈ એક સંપૂર્ણતાને યોજેછે."* એજ રીતે પ્રતિભાને વિકસવાના કાલસંબંધે પણ આપણે કોઈ સામાન્ય નિયમ કરી શકીએ તેમ નથી. કેટલાક છેક ત્રીજી વીશીમાંજ ગુલબહારમાં પડ્યા છે, કેટલાક છેક છેલ્લીમાંજ; કેટલાક, નાઇલનદીની પેઠે, પોતાના ઉત્પત્તિસ્થાને નરમ અને વગર ગણુતીના હોઈ, એ મહાનનદીની પેઠેજ, આગળ ચાલતાં અતિભવ્ય થઇ પડી, અસંખ્ય લોકસમૂહને સમૃદ્ધિવાન્ કરી, દેશદેશને સંપત્તિ આપી, વહેતાં વહેતાં અપાર સાગરમાં મળી ગયાછે. કેટલાક એવા પણ છે કે જેમણે સી-

* આ સ્થલે અંગ્રેજી કાવ્યનો ફકરો છે તેનું આ ભાષાન્તર છે.

ઝરનો શબ્દ પકડી રાખી છેક અંધારામાંથીજ, વાદળમાંથી વીજળીની પેઠે, ઝબકારો કરી આપણી આંખને ઝાંખ પમાડેલી છે. તેમનાં પરાક્રમની બરોબરી માત્ર તેમની ભવ્યતાજ કરી શકી છે, ને જે દિવ્ય વજ્રપાત સાથે મેં તેમને સરખાવ્યા છે. તેનીપેઠે તેમણે એવા બલથી સર્વ અંતરાયનો સંહાર કર્યો છે કે જેને વિઘ્નોએ વિશેષ જાગ્રત કર્યું છે, ને સંકટોએ વૃદ્ધિ પમાડ્યુંછે.

## વિજય.

વિજયનો માર્ગ જો ઘણા પગરવટથી ઘસાયલો હોત તો એટલો મુસીબતવાળો ન થઇ પડત; અને મહાશયોએ તો પ્રસંગનો લાભ લેવાને તત્પર રહેવું એટલુંજ નહિ, પણ પ્રસંગોને ઉત્પન્ન પણ કરવા. ભવિષ્ય વર્તનારી પિથીઅન કુમારિકાને અલેકઝાન્ડર નિષિદ્ધ દિવસે દેવળમાં તાણી ગયો, ત્યારે તે બોલી કે "બેટા તું અજિત છે," જે તેને બહુ સંતોષકારક ભવિષ્યવાણી થઇ પડી. એવાજ બીજા પ્રસંગે જે ગોર્ડિઅન ગ્રન્થિને બીજાએ છોડવાની વ્યર્થ મહેનત કરી હતી તેને એણે કાપી નાખી. જેઓ માનુષીવિજયને માર્ગે ધાયછે તેમણે, એકટીઅનના પાણીદાર કુતરાઓની પેઠે, શીકારને, પગદંડીએ થઇને, તેમજ જ્યાં પગરવટ ન હોય તેવે રસ્તે થઇને પણ છોડવો નહિ. તેઓ સર્વદા ગુપ્ત ચર્યા અને ઢોંગમાટે ત-

ત્પરજ હોવા જોઇએ, ફાળ મારવાને તેમજ પેઠે ચાલ- વાને પણ તૈયાર હોવા જોઇએ; સીઝરની પેઠે પૃથ્વીને વશ કરી લેવાને, કે બ્રુટસની પેઠે નીચા નમીને તેને ચુમી લેવાને, કે બ્રેનસની પેઠે ઉચ્ચાવચ થઈ ધ્રુજતા તાજવામાં પોતાની તરવાર ઝુકાવવાને, કે જ્યારે કોનાઉપર પોતાની માલા નાખવી તેના વિચારમાં વિજયદેવી ઉભી હોય ત્યારેજ તેના હાથમાંથી નેલસનની પેઠે માલા ઝુંટાવી લેવાને, સદા જાગ્રત હોવા જોઇએ. લોહું નરમ ત્યારેજ ઘા મારવાની નીતિ તે, લોઢાને ઘા મારી મારીને તપાવી નાખે તેવા, ક્રોમવેલના જેવા, આગ્રહ આગળ હાર ખાઈ જવાની; અને જે માણસ માત્ર તોફાનને વટાવી શકેછે, તેણે જે માણસ તોફાન ઉત્પન્ન કરી તેને વટાવી શકે તેવો છે, તેને નમવુંજ પડવાનું.

## કીમીયાગરો.

જે લોકો સુવર્ણ બનાવી શકે, તેમને બે પાસનું ભય છે; પોતાના લોભનું, અને બીજાના લોભનું. પ્રથમને લીધે તે ગુલામ થઇ જશે, બીજાથી તે બંદી થઇ જશે; કારણ કે રાજા અને શેહનશાહો પોતાની તીજોરીના અધિકારી- મંડલમાં એક કીમીઆગરને બહુ ઉત્તમ ઉપયોગનો માનશે; અને એને કદી પણ રજા મળવાનો તો સંભવ આવવાનોજ નહિ, એટલે તેઓ એ પણ સંભાળ રાખશે કે વગર કામગરીનોજ પગાર એ ખાધાં જાય નહિ.

## તડાકા મારનારા.

આળસુ લોકો, નકામી મુલાકાતો આપી, ઉદ્યોગીનો વખત ગગાડેછે, તેમાં તેઓ ઉદ્યોગી પાસેથી બહુ ભારે કર કઢાવેછે. જેમ ભીખારીઓ બારણે બારણે રોજ પોતાના રોટલા ભીખેછે, તેમ આ લોક બારણે બારણે રોજ પોતાનું સુખ ભીખેછે, ને તેથી ભીખારીની પેઠેજ કેટલીક વાર વ્હીલે મોઢે પાછા પણ વળેછે. કોઈ તડાકા મારનારથી આપણે કંટાળો પામી ગયા છીએ એમ જણાવીએ તો તેથી તેને આશ્ચર્ય ન લાગવું જોઇએ, કેમકે તેની મુલાકાતથી તેણે આપણને જે માન આપ્યું છે તેનું મુખ્ય કારણ તો એજ છે કે પ્રથમ તો તે પોતેજ પોતાથી કંટાળી ગયેલો છે. પોતાથી ન ખમી શકાય તેટલા કંટાળાનો બોજો ભેગો થતા સુધી તે ઘેર બેસી રહેછે, ને પછી તેમાંથી લગાર લગાર બધાને વહેંચી આપવાને તે બહાર નીકળી પડેછે.

## મહત્તા.

ખરી મહત્તા તેજ છે કે જેને મહાનમાં મહાન્ મહત્તારૂપે સ્વીકારે; કેમકે સંપૂર્ણતાએ પહોચવાની મુશ્કેલી માત્ર તેમનાજ સમજવામાં હોયછે કે જેઓ સંપૂર્ણતાની પાસેમાં પાસે હોય. એક વસ્તુથી ઘણે છેટે પડેલો કોઇ માણસ પોતાના કરતાં તે વસ્તુની વધારે પાસે

આવેલી વસ્તુઓના છેટાનું અનુમાન કરવામાં જેમ યોગ્ય ગણાય નહિ, તેમ જેઓ ઉત્કૃષ્ટતાથી બહુ દૂર છે, તેઓ જે લગભગ તેની પાસે જઇ પહોચ્યા છે તેમના પ્રત્યેકના છેટાવિષે યોગ્ય વિચાર કરવામાં તેવીજ ભુલ ખાઇ બેસે. વિવેચક બુદ્ધિ અનુમાન અને યુક્તિ ના સંમેલનમાંથી, ખાણોમાં કામ કરનારની સહીસલામતી સાચવનાર દીવાની જે શોધ ઉદ્ભવી, અને જેથી મહાનાશક અને સમર્થ પદાર્થને એક ઝીણી જાળીની જેવા પાતળી ધાતુની જાળીમાં નિર્ભય રીતે કેદ કરી શકાયું, તે બુદ્ધિબલની કીમત, જે લોકો, સિદ્ધ કરવાની વાતની અતિ દુર્ઘટ વિકટતા, અને સિદ્ધિ પ્રાપ્ત કર્યાની અતિ સરલ સાદાઈ સમજી શકે, તેજ સમજી શકે. આ શોધ કરનાર સર હંફ્રી ડેવી અજ્ઞમાં અજ્ઞ માણસના પણ અપાર આશિર્વાદ પામશે, પણ જે લૌકિક મહત્તા તેણે પ્રાપ્ત કરી છે તેના મુકુટ તો ઘણા બુદ્ધિમાન્‌માં બુદ્ધિમાન્ લોકોના સાશ્ચર્ય એકમતથીજ એને માથે મૂકાયો છે. જે ખરી મહત્તાવાળા છે, તે ખરેખર, બહુ થોડા છે, અને ઉત્કૃષ્ટતાને નમવામાં બહુ વાર લગાડે તેવા છે; પણ, જ્યારે તેઓ એકવાર નમે છે, ત્યારે જે મહત્તાને તેઓ પોતાને માથે ચઢાવે છે તેની, જે લોકો તેની નીચે હોય અથવા તેના તાબામાં હોય, તેના કરતાં પણ, અધિક સેવા

કરેછે. એક લેખમાં મેં લખ્યું છે કે હું એકવાર એક રાક્ષસને જોવા ગયો હતો; તે સવિશેષ ઉંચો હતો અને શરીરે પણ અનુરૂપ ભરાવાવાળો હતો. તે વખતે નાનાં બાલકોનું એક ટોળું એ ઓરડામાં આવ્યું તેને જોઇ મને બહુ રમુજ પડી ને મેં એમ ધાર્યું કે એ રાક્ષસને જોઇને તેમના મન ઉપર જે અસર થશે તેથી બહુ ગંમત પેદા થશે. પણ મારી આશા વ્યર્થ ગઈ; કારણ કે આ વંતીયાં માણસો ઉપર આ રાક્ષસથી મારા ધારવા કરતાં ઘણીજ થોડી અસર થઈ. એ રાક્ષસને પોતાનેજ આ વિષયનું મારૂં આશ્ચર્ય જણાવવાનો મેં એક પ્રસંગ સાધ્યો ત્યારે તેણે મને કહ્યું કે મેં પણ નિરંતર એવોજ અનુભવ કર્યો છે કે નાનાં બાલક તેમજ ઠીંગણા કદનાં માણસ મને જોઇને, જે આશ્ચર્ય સંતોષ ઉંચાં માણસોને થાયછે, તેનું અર્ધપણ દર્શાવતાં નથી. આ બાબતના કારણનો વિચાર કરતાં મને જરા ગુંચવણ પડી, પણ છેવટ મને એમ વિચાર આવ્યો કે બાલક તથા ઠીગણાં માણસને સર્વદા બીજાના મોં સામું જોવાની ટેવ હોયછે એટલે તેમને હંમેશ કરતાં જરા વિશેષ ઉંચું જોવામાં કાંઇ નવાઇ લાગતી નથી, કે અડચણ પડતી નથી; પણ જેઓ ઉંચા કદના છે તેમને તો બીજાં બધાંપર નીચી નજર કરવાની હોયછે તેથી જ્યારે તેઓ કોઈ એવાના

પ્રસંગમાં આવેછે કે જેના અતિ ઉંચા કદનેલીધે તેમને ઉંચું મોં કરવું પડે ત્યારે તેમને અનંત આશ્ચર્ય પેદા થાયછે. માણુસના મનનું પણ એમજ છે; જે ખરા મહાન્ છે તેમને પોતાથી મહાન્ કવચિત્જ મળેછે, પોતાથી ઉતરતા હમેશાં; એટલે જ્યારે તેમને કોઇ વિશેષ મહાનનું દર્શન થાયછે ત્યારે એવા બુદ્ધિમાહાત્મ્યના ચમત્કારથી બુદ્ધિબલની ખુબી વિશેષ દીપી ઉઠેછે, ને જે સેવા તે મહાન્ બુદ્ધિબલ આકર્ષે છે તે ખરા ભક્તિભાવથી અર્પવામાં આવેછે.

## ટેવ.

ટેવથી આપણે, એકાએક આવતા ફેરફાર સિવાયની ગમે તેવી વાતને પણ હળી જઇએ છીએ, અને ફેરફારને પણ હળી જઈએ છીએ, પણ એટલુંજ કે તે ફેરફાર જો તુરત તુર્ત ન થતા હોય તો. એટલાજ ઉપરથી મીલ્ટન કવિ નરકની કલ્પના એવી કરેછે કે તે તદન બરફ રૂપ કે અગ્નિરૂપ છે, ને તેમાં વસતાં ભૂતને એકવાર ઠારી નાખેછે તો બીજીવાર તપાવે છે. મરહુમ સર જ્યોર્જ સ્ટાન્ટને એવી વાત મને કરી હતી કે મેં હિંદુસ્તાનમાં એક માણુસ જોયો, તેણે ખુન કર્યું હતું ને તેથી પોતાનો જીવ બચાવવામાટેજ નહિ, પણ પોતાને જે વાત વધારે અગત્યની હતી તેનાથી દૂર થતાં

બચી જવા, તેણે, જે પ્રાયશ્ચિત્ત તેને આપવામાં આવ્યું હતું તે સ્વીકાર્યું હતું. તે એ હતું કે તેણે સાત વર્ષ સુધી છેક શરીરમાં પેસી ન જાય તેવા જરાણુકા ખીલાની બાણુશય્યા ઉપર વગર બીછાને સુવું. સર જ્યોર્જ એને આ પ્રાયશ્ચિત્તના પાંચમા વર્ષમાં મળ્યો હતો, તે વખતે એની ચામડી ગેંડાના જેવી થઇ ગઇ હતી, ને તેથી પણ અધિક બહેર મારી ગઇ હતી; છતાં એ વખતે એ પોતાની બાણુશય્યા ઉપર બહુ સુખે ઉંઘ લેતો હતો, ને કહેતો કે મારા પ્રાયશ્ચિત્તની મુદત પુરી થતાં પણ જે વાતની મને ફરજ પાડવામાં આવી છે તેનેજ હું હવે તો ખુશીથી કાયમ રાખીશ.

## સુખ.

દુનીયાંમાં સુખ શું છે?—એ ભૂત કે જેનાવિષે આપણે આટલું બધું સાંભળીએ છીએ, ને દેખતાં કાંઇ નથી! જેનાં વચન નિત્ય અપાય છે, ને નિત્ય તોડાય છે, છતાં જેને બધાં એ માનેછે! જે આપણને વસ્તુવિના શબ્દમાત્રથીજ છેતરે છે! ફલવિના કળીમાત્રથીજ રમાડે છે! જુનો દેવીનીપેઠે જ્યાંસુધી એની પાછળ આપણે દોડતા હોઇએ ત્યાંસુધી તે દિવ્ય પરી જેવું દેખાયછે, ને હાથમાં આવતાં તો વાદળનો ગોટો માલુમ પડેછે! જેને એ મળતું નથી તે એને પૂજેછે, જે એને

પામ્યા છે તે એને તુચ્છકારેછે. આશા એનો દૂત છે, પણ નિરાશા એનો મિત્ર છે. એક, માત્ર આપણી કલ્પના, જે ગમે તે માનવા તૈયાર હોયછે, તેને રમાડે છે, પણ બીજો તો આપણો અનુભવ, જેણે વાસ્તવિક હોય તે મનવુંજ જોઇએ, તેને સાધે છે. આ સંસારના નાટકના અનંતવેષના સૂત્રને ધારણ કરનાર સુખ આપણને પ્રત્યેક ગલીકુચીમાં દોરેછે, પણ એકજ રસ્તે બધાંને દોરતો નથી. *એરિસ્ટિપસ મોજમઝાદ્વારાજ તેને શોધતો હતો; સોક્રેટિસ જ્ઞાનદ્વારાજ; અને એપિકયુરસ • ઉભયદ્વારા. એ દેવીએ સર્વનો પ્રેમભાવ સ્વીકાર્યો; પણ પોતાનો ભાવ કોઇને ન આપ્યો; જો કે સર્વે એ, બીજા અનેક આશકોનીપેઠે, પોતાને મળ્યા કરતાં વિશેષનું ડોળતો દાખવ્યાંજ કર્યું. એમના અનુભવથી શીખામણ પકડી †સ્ટોઇક લોકોએ બહુ વિલક્ષણ રીતે પોતાનો પ્રેમ દર્શાવવાનું આદર્યું: એમણે એની નિંદા કરીને એનો પ્રેમ પામવાની આશા કરી; એનો તિરસ્કાર કરી એને પામવાની યુક્તિ રાખી;

* અત્રત્ય વાંચનારને એરિસ્ટિપસને સ્થાને ચાર્વાક, સોક્રેટિસને સ્થાને શંકર, અને એપિકયુરસને સ્થાને વલ્લભ એમ નામ યોજવાથી વધારે સારી રીતે લખાણનો મર્મ સમજાશે.

† સ્ટોઈકને સ્થાને પણ સત્ય સંન્યાસધર્મ પાળનાર કોઈક સમજવાથી મર્મ વધારે સ્પષ્ટ થઈ જશે.

અને એમ અભિમાનથી એવો આગ્રહ રાખી બેઠા કે એનાથી આપણે નાસીશું તો, એ એની મેળે આપણી પાછળ દોડતી આવશે. તોફાનની પૂર્વે જે શક્તિ પ્રસરેછે તેના જેવી એ ઠગારી છે; ધસડી જતા ધોધવાની પાળે જે બેઠું પાણી વહેછે તેના જેવી સરલ છે; અને તોફાની માવઠાની ઇન્દ્રધનુષ્રૂપી સ્મિતવદની પુત્રીના જેવી સુંદર છે; પણ ઉષરમાં જણાતી મરીચિકાનીપેઠે તે આપણને મૃગલાંની માફક એવી મિથ્યાબાજીથી ટટળાવે છે, કે જે બાજી દૂરતાથી વિસ્તરે છે, સમીપત્વથી નાશ પામે છે. આટલું છતાં પણ જ્યારે તેની પાછળ નથી પડતા ત્યારે તે ઘણીવાર આવી મળેછે; ને ધારવાપ્રમાણે ઘણીવાર સામી આવેછે; બીજી તરફ એમ પણ બનેછે કે જેઓ ખાઇપીને એની પાછળ મંડેછે તેમને તે કદી પણ મળતી નથી, કારણ તેઓ જ્યાં ત્યાં તેનેમાટે ફાંફાં મારેછે. એન્ટની એ એને પ્રેમમાં શોધી, બ્રુટસે વિજયમાં, સીઝરે રાજ્યવિસ્તારમાં—એકે ફજેતી વહોરી, બીજાએ કંટાળો અનુભવ્યો, ત્રીજાએ અપકાર લીધો, ને ત્રણેએ જીવ ખોયા. કેટલાકપર તે વધારે મમતા રાખેછે ખરી, પણ તેમના તરફ થોડી ક્રૂર હોતી નથી: તેમને તે પોતાનો પ્યાલો પાયછે, ને તેઓ પણ એટલે સુધી ઠાંસીને પીએછે કે છેવટ ભાન ભુલી જઇ ફીલીપની પેઠે એમ

વિચારવા બેસે છે કે અમે માણુસ છીએ કે નહિ; અથવા અલેકઝાન્ડરની પેઠે એવાજ સ્વપ્ને ચઢેછે કે અમે દેવતાજ છીએ. ઇટાલીના આનંદકારક સૂર્યનીપેઠે, જેમ નેપોલીઅન તરફ, તેમ કેટલાક તરફ તે પોતાનું માં મલકાવે છે, પણ તે એટલાજ માટે કે જ્યારે એનાં ભવાં ફરી જાય ત્યારે તે વધારે ભયંકર જણાય, અને એવા એકાદ નખરાને લીધે વિયોગનો વખત તેમને વધારે સાલે.

## આરોગ્ય.

આપણા શરીર તથા મન ઉભયના બંધારણમાં બધું બરોબર ચાલતું જોઇએ, તથા અન્યોન્યને સાનુકૂલ હોવું જોઇએ, તોજ આપણુને સુખ મળે; એકાદ વાત જો પ્રતિકૂલ થઇ ગઈ તો એટલેથીજ આપણને દુઃખ થવાનો પુરતો સંભવ છે; યદ્યપિ આ જીવિતમાં આનંદના પ્રસંગ થોડા અને મિથ્યા હોયછે તથાપિ જે દુઃખ થાયછે તે તો વાસ્તવિક અને ચિરાયુ હોયછે, કારણ કે કોઇ તમને સોમણ દુઃખની ગાંસડી સહજમાં બતાવી શકશે, પણ તેને એક અધોળ સુખ જડવું કઠિન પડશે. દુઃખથી દૂર રહેવું એટલામાંજ જે સુખ ન માને તે માણુસને પોતાનું તેમ સંસારનું થોડુંજ ભાન છે એમ કહેવું પડે એમ છે, માટે ડાહ્યા માણુસ જો આરોગ્ય મળે તો બીજું બધું પોતાની મેળે મેળવી લે. મારે એમજ ક-

હેતું પડે છે કે આરોગ્ય મળે, કેમકે વારંવાર એમ બને છે કે બેવકુફમાં બેવકુફ ઉંટવૈદથી આપણને બહુ હાનિ થાયછે, ને કુશલમાં કુશલ વૈદ્ય આપણને જરા પણ લાભ શી રીતે કરવો તે જાણતો નથી હોતો.

## સંશય.

સંશય એ નબળાઇનું ચિન્હ છે; કારણ કે જે રસ્તાના અન્યોન્ય સાપેક્ષ સારા નરસા વિષે આપણે સંશયારૂઢ હોઇએ તે ક્વચિતજ સમતોલ હોયછે, તેથી મનોબલવાળાંએ ગરૂડના જેવી તીક્ષ્ણદૃષ્ટિથી દાંડીનું કિંચિત માત્ર નમવું પણ ઝટ પરખી લેવું જોઇએ; તેમાં પણ સવિશેષે એવે પ્રસંગે કે જ્યારે દાંડીનું નમવું ઘણુંજ અદૃશ્યપ્રાય હોય—જો કે તાજવામાં તો એક પાસા મરવું ને એક પાસા જીવવું ઝુકતાં હોય! મરહુમ અલૅબર્કલી વિષે એમ લખવામાં આવ્યું છે કે એક રાત્રિએ તેની ગાડીમાં તેને કોઈ લૂટારાએ જગાડ્યો અને બારીમાંથીજ એક પિસ્તોલ અંદર ઘોચી ઘાલી, છાતીસરસી ધરી, તેની પાસે હોય તેટલા તેણે પૈસા માગ્યા, ને બોલ્યો કે મેં એમ સાંભળ્યું છે કે આપ કોઈ એકલા એકજ માણસને કદી પતકરનાર નથી એમ બોલોછો, તો આજ હું આપનું એ ગર્વનું બોલવું ખોટું પાડવા આવ્યોછું. અમીરે પોતાનો હાથ ખીસામાં ઘાલતાં કહ્યું

કે એમ કાંઈ મને હાલ પણ તું લૂટી ન શકત, પણ પેલો બીજો માણસ તારી સાથે છે તેમાંજ. તુરતજ પેલા લૂટારાએ પાછું વાળી જોયું, ને તેજ ક્ષણે, અમીરે પોતાના ખીસામાંથી પૈસાને બદલે જે પિસ્તોલ ખેંચી કાઢી હતી, તેથી એને એજ સ્થલે ઠાર કર્યો.

## આબરૂ અને સદ્ગુણ.

આબરૂ અનિશ્ચિત વાત છે, સર્વદા એકરૂપે હોતી નથી; કારણ કે લોકોના વિચાર ઉપર તેનો આધારછે, ને તેથી તે વિચાર જેટલીજ, તે અનિશ્ચિત છે. પ્રાણીમાત્રમાં જે ઘણામાં ઘણા પરિવર્તનશીલ છે તેના શુભાભિપ્રાયની રેતીના પાયાઉપર આબરૂ પોતાનો ભવ્યપ્રાસાદ ઉઠાવેછે! પણ સદ્ગુણ એકરૂપ તથા નિશ્ચિત છે, કારણકે તે તેની પાસેથી માનની આશા રાખેછે કે જે આજ, કાલ, ને આવતીકાલ, સર્વદા, એકરૂપેજ છે. આબરૂ જે ઈનામો આપેછે તેમાં પણ તેની રીતિ વિલક્ષણ છે. તે આપણને વાયુ ઉપરજ જીવાડેછે, તે વારંવાર આપણો કીર્તિસ્તંભ આપણાજ ઘરને તોડી પાડી તેમાંથી રચેછે. એના આશયમાત્ર સંકોચિત હોયછે, કેમકે એની આશાઓનાં મૂલ સંસારમાં છે, સીમા કાલમાં છે, ને અંત મૃત્યુમાં છે. પણ સદ્ગુણ પોતાની આશામાં ઉદાર અને અનન્ત છે, કેમકે તે આશાઓ ઐહિકની પાર જઇ અ-

નંતતામાં મળી જાયછે; એજ તેનો ખરો વિષય છે, ને તે અમર આનંદને અનુભવવામાંજ વિરમે છે. સંસારનાં તોફાન અને તડામારમાં આબરૂઉપર ભરોસો રાખી શકાય નહિ કારણકે જે તોફાન તેની આસપાસ થાયછે તેનો રંગ તેને પણ લાગેછે; તે પણ મોજાંના મારથી પાછી પડેછે, ને ભારે પવનથી ઘસડાઇ જાયછે. પણ સદ્ગુણ છે તે બધાં તોફાનના માથાનો છે, એનું લંગર મજબુત અને નિશ્ચિત છે, કેમકે તે અમરતામાં ચોટેલું છે. ઉદાર બ્રુટસે આબરૂનીજ પૂજા કર્યાં કરીને પોતાની ધૂનમાં તેનેજ સદ્ગુણ જાણી લીધી; આંટીની વખતે તેને જણાયું કે તે નિઃસાર અને નામમાત્રજ છે. પણ કોઈ માણસને સદ્ગુણની જે કીમત આપવી પડે તે માટે પછીથી પસ્તાવો થતોજ નથી, કેમકે એટલી એજ એક એવી વસ્તુ છે કે જેની કીમત આપણે એને માટે જેમ જેમ અધિક આપતા જઈએ તેમ તેમ અધિક વધતી ચાલેછે. આપણી એકાગ્રતા કોઇ કાલે પણ એટલી કીમતવાન નથી થતી કે જેટલી, તે, આપણે આપણું સર્વસ્વ આપી તેને ખરીદીએ, ત્યારે થાયછે. બેલી કેહેછે કે *પેગન લોકો,

* આ ઠેકાણે યાદ રાખવાનું છે કે પેગન એટલે મૂર્તિપૂજક એવો અર્થ ધારેલોછે; ને એમ સમજવાથી આ વાક્ય લખવામાં આવ્યુંછે કે ક્રીસ્ચીઅન ધર્મમાં ભવિષ્ય એટલે મરણ પછી શું થશે તે

ભવિષ્યને માટે તેમને જે અજ્ઞાન છે તેથી, સદ્ગુણના અસ્તિત્વવિષે બહુ અવળો વિચાર બાંધેછે. માત્ર ક્રીસ્ચીઅનોજ એ વિષે યથાર્થ વિવેક બાંધી શકેછે; કેમકે, જે સુખરૂપ ભવિષ્ય ક્રીસ્ચીઅન ધર્મપુસ્તકો પોતાના પ્ર-

---

વિષે જે વિચાર છે તેવો મૂર્તિપૂજકોના ધર્મમાં નથી. આ લખવું બહુ ભુલ ભરેલું છે. ક્રીસ્ચીઅન ધર્મમાં એમ છે કે મુવા પછી જે સ્વર્ગ કે નરક પ્રાપ્ત થશે તે અનંતકાલ સુધી એમને એમ રહેશે. મૂર્તિપૂજક ધર્મમાં એમ છે કે મુવા પછી કર્માનુસાર જન્મ થશે ને એમ થતાં કેવલ નિષ્કર્મ થવાશે ત્યારે મોક્ષ થશે. બુદ્ધિમાન્ વાચનારે વિચારી લેવું કે સદ્ગુણનું બલ ને અસ્તિત્વ મૂર્તિપૂજક વધારે સારૂં સમજેછે કે ક્રીસ્ચીઅન ! છતાં ક્રીસ્ચીઅન લખનારાઓ ગમે તેવી ભાગી તૂટી ખબર મેળવી પોતા સિવાય બીજા ધર્મ ખોટાજ છે એમ માની બેસી ગમે તેમ લખેછે. સોલોમનને અત્રે મૂર્તિપૂજકોમાં ગણી તેણે "બધું મિથ્યા" એમ કહ્યુંછે તેનો ઉપહાસ કરવાનો કાંઇક માર્મિક હેતુ છે. પણ મહાત્માઓ જાણેછે કે કર્મ, ધર્મ, પુણ્ય, સદ્ગુણ, સ્વર્ગ, રે ! ક્રીસ્ચીઅન ધર્મે બતાવેલું અનંતકાલ અમર સ્વર્ગ, સર્વ મિથ્યાજ છે, ને સત્ય તો તે પરાત્પર પરબ્રહ્મ જે સર્વાધાર સર્વમય–પણ અચિંત્ય છતાં સર્વદા અનુભૂત છે તેજ છે. જુઓ છાન્દોગ્યઃ **यथेहकर्मजितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयते** ઈત્યાદિ. સદ્ગુણને ખરો અને પાળવા યોગ્ય માનવાનું કારણ એ નથી કે તે અનંતકાલ ભોગવાય તેવા સ્વર્ગમાં લઇ જાય, પણ એ છે કે તે બ્રહ્મરૂપજ છે, આ વિશ્વરૂપજ છે, જે સદ્ગુણ નથી તે બધું દુઃખ છે, ને દુઃખ છે તે વસ્તુગતિ નથી, વિશ્વનિયમ નથી–માટેજ મિથ્યા છે.

સાદપૂર્ણ ભક્તોને ભાળવેછે તે, જો સદ્ગુણની સાથે કાંઇ સંબંધ ન રાખતું હોત, તો તે (સદ્ગુણ) અને નિર્દોષ જીવિત, એ ઉભયે, સોલોમને જે પોતાનો નિશ્ચયપૂર્વક સિદ્ધાન્ત બેસાડયોછે કે બધું "મિથ્યામાં મિથ્યા, મિથ્યાજ છે," તેમાં સમાઇ જાત.

## આશા.

આશા એ, ભારે વારસો મળવાની આશાભર્યો એક ઉડાઉ જુવાનીઓ છે, ને અનુભવ એ એનો ધીરનાર છે; એની હુંડીઓ કવચિતજ શીકારવામાં આવેછે, કેમકે એને ખાતે ઘણીવાર ભારે રકમો ઉધાર હોયછે; સબબ થોડીક થાપણ ઉપર એ ભારે ભારે માગણીઓ કરેછે, હજુ વારસોતો હાથ છે નહિ, ને હોય તોએ, મરવાની તૈયારીમાં છે.

## હોરેસ અને જુવેનલ.

પોતાની ખુશામદ કરવાની વાસ્તવિક વૃત્તિને ચાબકા લખનાર તરીકેની વૃત્તિસાથે જોડવાના વ્યર્થ પ્રયત્નમાં, હોરેસ, બહુ બન્યો છે; તે, વારંવાર, કોઈ પણ સદ્ગુણનો પોતાનામાં અભાવ છતાં, દુર્ગુણની મશ્કરી કરેછે, ને ઘણીવાર ખરૂં ચટકું કરવાની શક્તિ ન છતાં તેવો ઉપહાસ કરવા મથેછે. એનો હેતુ રાજાશ્રય પ્રાપ્ત કરવાનો હતો, ને જો બને તો કશી પણ યાચના કર્યાવિ-

નાજ, પણ ગમે તેમ પણ તે પ્રાપ્ત કરવો તો ખરોજ. વખત એને અનુકૂલ થાય તે કરતાં વિશેષ તો એ પોતેજ સોવશા વખતને અનુકૂલ થયેલો છે, ને પોતાનાથી ઉચ્ચ અધિકારવાળાંની રીતભાત ઉપર કાંઈ અસર કરવા બદલે, તેમની અસર પોતેજ લઇ બેઠેલો છે. વાસ્તવિક રીતે જોતાં, એકજ વિષય જેણે હાથ લીધો હોય એવા કોઈ બે માણસ, હોરેસ અને જુવેનલના જેટલા, વૃત્તિ તેમ વાણી ઉભયમાં, અન્યોન્યથી જુદા પડ્યા નહિ હોય; જુવેનલને તો, સેનેકાએ કેટોવિષે જે કહ્યું છે, તેજ લાગુ પાડી શકાય કે તેણે પોતાના દેશનાં દુર્વ્યસનોને એવાં પરાજિત કર્યાં કે જેવા તેજ દેશના શત્રુઓને સીપીઓએ. જો જુવેનલ હોરેસના સમયમાં થયો હોત, તો એણે એના કરતાં વધારે નિર્ભયતાથી ને તેથી, બહુ સારૂં, લખ્યું હોત; પણ જો હોરેસ જુવેનલના સમયમાં થયો હોત તો એણે આબકા લખવાનીજ હીંમત ન કરી હોત: પોતાના દેશના કૃત્રિમ મિત્રોના ઉપર પડવામાં તેણે એવીજ નામરદાઈ બતાવી હોત કે જેવી તેણે, તેના પોતાનાજ જણાવ્યા પ્રમાણે, દેશના ખરા શત્રુઓ ઉપર પડવામાં એક પ્રસંગે બતાવી હતી.

## મનુષ્યના આવેશ.

લેડી મેરી વર્ટલી મોન્ટેગુએ એમ કહ્યું છે કે મારી

વિસ્તીર્ણ યાત્રાઓમાં મેં બેજ પ્રકારનાં મનુષ્ય જોયાંછે, પુરુષ અને સ્ત્રી. આ બહુ સરલ અને સાદી વાત મનુષ્યસ્વભાવના થોડા અવલોકનનો ઉદ્દગાર નથી; છતાં આપણે, ઉમેરીએ કે આ, ગમે તેવો સંકુચિત ભેદ પણ, હવણાં હવણાં ઓછો થતો ચાલેછે, કારણ કે આપણામાંન કેટલાક નાજુક ફક્કડો બધી સંકુચિત પ્રકારની વાતોમાં સ્ત્રીઓનુંજ અનુકરણ કરવા લાગ્યાછે, ને બધી ઉદાર વાતોમાં કેટલીક સ્ત્રીઓ પુરુષોનું અનુકરણ કરવા લાગીછે. મીસ° એજવર્થ અને મેડેનસ્ટીલે સિદ્ધ કરી આપ્યું છે કે શૈલિ પરત્વે જાતિભેદ મિથ્યા છે; એમેડેમસારોક જે ક્રીલીન અને ડચેસ એંગોલીમે એમ પણ સિદ્ધ કરી બતાવ્યુંછે કે પરાક્રમપરત્વે પણ તે ભેદ વાસ્તવિક નથી. જંગલી કે સુધરેલાં, ચીથરે વીટેલાં કે શોભીતી કરચલીવાળા પોશાખમાં દીપતાં, સેંટજાઇલ્સ આગળ કે સેંટજેમ્સ આગળ, ચોપગાંની ચામડી ઓઢતાં કે કોઈ જીવડાનાં કીમતી પરપાંખ આદિથી ઓપતાં, આપણે સત્વરૂપે વસ્તુતઃ એકજ છીએ. આપણે જે સુખ પાછળ ભમીએ છીએ, ને જે દુઃખથી દૂર નાસીએ છીએ, તે સમાન પ્રકારનાં જ છે; આપણે રાગ દ્વેષ કરીએ છીએ, આશાનિરાશામાં ભટકીએ છીએ, તે બધાનાં કારણ અન્યોન્યપરત્વે કાંઇજ ભિન્ન નથી, માત્ર તેમનાં પ્રસંગ અને

આકાર કવચિત્ ભિન્ન હોયછે. આમ છે માટેજ એમ બની શકેછે કે લુશીઅનના ચાબકા, થાઓક્રેસ્ટસની વિવેકબુદ્ધિ, જુવેનલનું મનોબલ, હોરેસની ચટકાં કરવાની શક્તિ, એ બધાં જેમણે પાન્થીઅનની સ્વચ્છ અને શુદ્ધ હવા લીધેલી તેમનાથી, ઇટાલીના તાપતડકા જોયેલા તેમનાથી, તેમ લંડનનાં વરસાદવાદળમાં રહેલા તેમનાથી, સર્વથી, સરખીજ રીતે સમજી અનુભવી શકાયછે; તેમજ મેલિસસ, ટાઈબર, કે ટેમ્સ, ત્રણેના કીનારાપર સરખીજ રીતે વખણાયછે. એક સ્કોચ હાઇલેંડરને ઇંડિઅન લોકોના એક ટોળાએ કેદ પકડ્યો હતો, ને તેને મારી નાખવાની તૈયારી ચાલતી હતી તેવામાંજ તેને તે ટોળાના સરદારે પોતાનો દીકરો કરી લીધો હતો. તેઓ તેને પોતાના દેશમાં લેઈ ગયા; ત્યાં તે તેમની ભાષા શીખ્યો, તેમની રીતભાતમાં ભળ્યો, અને તે લોક જે હથીઆર વાપરતા તેનો ઉપયોગ પણ સારો સમજી ગયો. એક મોસમ વીત્યા પછી તે લોકો, તે પ્રસંગે અંગરેજી લશ્કરની સામે થયેલા ફ્રેંચ લશ્કરને જઇ મળવા નીકળ્યા. રાતમાં અંગરેજી લશ્કરની છાવણીની પાસે થઇને જવું પડે તેમ હતું. એ સમય વસંતનો હતો, તેની સવારમાં, બહુ વેહેલાંજ, પેલા વૃદ્ધ નાયકે પેલા યુવક હાઇલંડરને જગાડ્યો, અને ટેકરીની ટોચે લઇ જઇ તેને તેના દેશી-

ઓના તંબુ દેખાડ્યા. વૃદ્ધ માણસ બહુજ આવેશમાં આવી ગયલો દીસતો હતો, અને એની આંખો પણ તે આવેશથી બહુ ચકચકીત થઇ રહી હતી. જરાક વાર પછી તે બોલ્યો "તમારા લોકોજોડેના યુદ્ધમાં મેં મારો એકનો એક પુત્ર ખોયોછે; તમે તમારા બાપને એકના એકજ છો? ને તમે એમ ધારોછો કે તમારો બાપ હજુસુધી જીવતો હશે?" જુવાનીઆએ જવાબ આપ્યો "હું મારા પિતાને એકનો એકજછું, ને ધારૂંછું કે તે હજી જીવેછે." તેઓ ઘણા સુંદર અને સકુસુમ વૃક્ષ પાસે ઉભા હતા; બધો દેખાવ ભવ્ય અને મોહક હતો, અને ક્ષિતિજમાંથી સંપૂર્ણ ઉપર આવેલા સૂર્યબિંબથી તેની ખુબી અતિશય શોભી રહી હતી. વૃદ્ધનાયકે પેલા જુવાન તરફ જોઇ કહ્યું, "આ દેખાવની મધુરતાથી તારૂં હૃદય ભલે પ્રફુલ્લ થાય, મારે મન તો તે એક ઉષર જેવું છે; માટેજ, તું અત્યારથી સ્વતંત્ર છે, તારા સ્વદેશીને મળ, તારા પિતાને ભેટ, કે તે જ્યારે હવે પછીથી પ્રાતઃકાલમાં સૂર્યોદય નીહાળે, વસંતમાં વૃક્ષોને આનંદમાં દેખે, ત્યારે પોતે પણ તેમાં ભાગ લઇ શકે."

## નમ્રતા.

બીજા બધા કરતાં હું ડાહ્યો છું એમ માનતાં બહુ વિલંબ કરવો; એ અતિ વિનાશકારક છતાં બહુજ સા-

માન્ય ભુલ છે. બીજાની નબળાઇનો ખરો હીસાબ સમજાવાથી એક માણસ લાભ પામેછે, તે કરતાં હજારો પોતાનાજ બલનો ખોટો હીસાબ કાઢી નાશ પામેછે.

## ઉતાવળ અને છૂટ.

ઉતાવળ અને છૂટ કરતાં બીજી કોઈ બે વસ્તુ વધારે નીરાળી નહિ હોય. ઉતાવળ છે તે નબળા મનની નીશાની છે, છૂટ સબલની. પાંજરામાં પૂરેલી ખીસકોલીની પેઠે, નબળો માણસ જે કામમાં પૂરાયો હોય ત્યાં કદી પણ છેડો ન આવે તેવી મેહેનત કર્યાજ કરેછે પણ તેનું ફલ કાંઇજ હોતું નથી, તે બધો દિવસ લફડ ફફડ કર્યા જાયછે પણ એક તસુ આગળ વધી શકતો નથી; વાડમાં રસ્તો કરવા મૂકેલી ફરકીની પેઠે, એ બધાના રસ્તામાં આડે આવેછે, છતાં કોઇને અટકાવી શકતો નથી; લવારો ઝાઝો કર્યા જાયછે, પણ બોલતો કશું નથી; દરેક વાતમાં માથું મારેછે, પણ દેખતો કાંઈ નથી; અને એકી વખતે સો લોઢાં તપાવા મૂકી રાખેછે છતાં તેમાંનાં કોઇકજ તપ્યાં હોયછે, ને જે તપ્યાં હોયછે તેનાથી પણ માત્ર પોતાના હાથજ બાળેછે.

## આલસ્ય.

સદ્ગુણ કે દુર્ગુણનાં ભવ્ય દૃષ્ટાન્તો, એકાએક ધારવામાં આવેછે, તેટલું અનુકરણ કરાવવામાં સમર્થ નીવ-

ડતાં નથી. કોઈ સારી વસ્તુ માટે જેને તીવ્ર ઈચ્છા ન હોય એવાં તો એકાદ મળે, પણ જેને ઉત્સાહ ન હોય તેવાં હજારો મળે; તેથી આલસ્યે કેટલાંકને જેમ સદ્‌ગુણ પ્રાપ્ત કરતાં અટકાવ્યા છે, તેમ તેટલા બીજાને દુર્ગુણમાં પડતાં પણ અટકાવ્યા છે. આ જીવિતમાં આલસ્ય એ પાસિફિક (અત્યંત શાન્ત) મહાસાગર છે; ને એ તળીઆવિનાના પણ કદી હાલે ચાલે નહિ તેવા ખાડામાં સારામાં સારી વસ્તુઓ કાંઈ લાભ કરી શકતી નથી, કે નઠારામાં નઠારી કશું નુકસાન કરી શકતી નથી. તર્ક કરી જોતાં એમ સંભવે, ને વારંવાર હોયછે પણ, કે આલસ્યથી દુર્ગુણ ઉદ્‌ભવે; પણ જ્યાંથી દુર્ગુણ ખરો દુર્ગુણજ થાય ત્યાંથી તો તેણે પાલણામાંથી નીકળવું જોઇએ, ને આલસ્ય તજવું જોઇએ.

## બુદ્ધિમાહાત્મ્ય.

અમુક નિશ્ચયાનુસાર વર્તન રાખનારા માણસો, કોઈ કોઈ વાર, પોતાનાથીજ જેટલા જુદા પડેછે, તે કરતાં વિશેષ, બીજાનાથી જુદા પડતા નથી; એટલાજમાટે, કેટલાક વૃત્તિવ્યાખ્યાન કરનારા જે રીતે કોઈ મહાશયનું સાવયવ સંપૂર્ણ ચિત્ર આળેખી, પછી તેની રેખેરેખ પ્રમાણે તેના વર્તનની સર્વ આકૃતિને ગોઠવવા મથતાં પોતાને તેમજ પોતાના વાંચનારને ગુંચવાડામાં નાંખેછે,

તે રીતિ કેવલ ઉપહાસાસ્પદ છે. તેઓ ઘણું કરીને તેના એકાદ આવેશને તેના વર્તનના નાવના સુકાનરૂપે ઠરાવી બેસેછે, કે વખતે નવોજ કલ્પી બેસાડેછે; પણ વર્તનના સુકાનરૂપ એકાદ આવેશ વિષેની આ બધી વિતણ્ડા છતાં, ખરી વાત તો એટલીજ છે કે બધાં સ્ત્રી-પુરુષોનું લક્ષ કોઈ એક દેખીતા લાભ ઉપરજ હોયછે. તેજ બલવત્તમ બુદ્ધિમાહાત્મ્યવાળાં છે, તેમ ઉત્તમોત્તમ કાર્ય સાધવા સમર્થ છે, કે જેમને પોતાની બુદ્ધિથી એક દુરબીનની પેઠે જોવાની શક્તિ હોયછે ને તેથી દૂરમાં દૂર પડેલા લાભની વાસ્તવિક મહત્તા અને યોગ્યતા તેઓ પારખી શકેછે, તેમજ પાસે હોવાનેલીધેજ જે ભભકાવાળા જણાતા હોય તેને અવરેખી શકેછે.

## પરિચય.

પરિચય એ દૃઢમાં દૃઢ મૈત્રીનું તેમ વિકટમાં વિકટ શત્રુતાનું પણ નિદાન નીવડેલો છે; તેમાં તે કેટલીક મહાનદીના જેવો છે, જે એકજ પર્વતમાંથી નીકળી બે કેવલ ઉલટા રસ્તાજ પકડેછે.

## જેઝૂવિટ્સ. *

જેઝૂવિટ લોકોમાટે કહેવાતું કે તેમના સિદ્ધાન્તોમાં તેઓ વિષયસુખનો નિરંતર તિરસ્કાર ઉપદેશે છે, પણ

* રોમનકેથોલિક ધર્મ પાલનારનો એક પંથ છે.

પોતાના વર્તનમાં તો તેને આસક્તિથી વળગતા ચાલેછે. પોતાના ઝમાનાને અનુસરી તે પણ ડાહ્યા હતા; કારણ કે તેમને વિષયોનો ખપ હતો માટે તે વિષયોને તે ઉતારી પાડતા હતા, અને આધ્યાત્મિક ઉપદેશો તેમને ખપાવવા હતા માટે તેમને ઉંચા ચઢાવતા હતા.

## જુનીઅસ. *

રાજકીયવિષય તેમ અમુક વ્યક્તિસંબદ્ધ લખાણ એ, તેના કર્તાને, તાત્કાલિક ખ્યાતિમાં લાવશે; પણ એ ખ્યાતિને જો સ્થાયી કરવાની ઇચ્છા હોય તો એમાં કાંઇક વિશેષ હોવાની અપેક્ષા છે. જો આપણે એવો નિશ્ચય કરી શક્યા હોત કે આપણે જેને વિસરવા ઇચ્છીએ છીએ તે કોણ છે, તો મને ખાતરી છે કે આપણે જુનીઅસને પણ આજ ક્યારનોએ ભુલી ગયા હોત; પણ આપણા સંસ્કાર વિરમી જતાં એટલાથીજ અટક્યા છે કે તેમણે ક્યાં વિરામવું તેની કોઇને ખબર નથી. જુનીઅસના પત્ર એક ભવ્ય કૃતિ છે, નીચે કોણ દાટેલું છે તે જાણ્યાવિનાનો પ્રાચીન કીર્તિસ્તંભ છે, અને ઈજીપ્તના પીરેમીડની પેઠે, તેને કોણે રચ્યો છે એ વાતની ગૂઢતાથીજ અધિક આકાંક્ષા ઉપજાવે છે.

* એ નામથી કોઈએ ઇંગ્લંડમાં રાજકીય બાબત એકવાર એવાં સારાં લખાણો પેપરોમાં કર્યાં હતાં કે તેથી બહુ ફેરફારો થયાછે.

## ઉદારતાપૂર્વે ન્યાયપુરઃસરતા.

જેમને મનુષ્યના હૃદયનું સંપૂર્ણ જ્ઞાન હોયછે, તે, પોતાને જેની સાથે પ્રસંગ પડે તેની ક્ષુદ્રવાસનાને કોઇ સૂક્ષ્મ અસર કરી તે દ્વારા સદ્‌ગુણનાં ઉત્તમોત્તમ ફલ ઉપજાવી શકેછે; અને જે કૃત્યોના ભારથી આપણું મન, પોતાની નિર્બલતા અને અશક્તિ વિચારી, પાછું હઠે, તેવાં કૃત્યો પણ આપણા મનના દોષમાત્રવડેજ સધાવેછે. બ્લેકફ્રાઅર્સની પડોસમાં વાસ્તવિક રીતે અતિ લોકપ્રિય એક ધર્મોપદેશકે (રોલંડહિલ) એક અતિ પુણ્યના કામમાં સહાય કરવાનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું. તે પ્રસંગે શ્રોતાઓનો સમૂહ મહોટો હતો, અને દેવળ બહુ ભરાઈ ગયું હતું. વ્યાખ્યાન થઈ રહેવાથી, જુદાં જુદાં આસનો આગળ ફેરવવાને થાલી નીકળવાની તૈયારી હતી, તેવામાં ઉપદેશકે બે બોલ આ પ્રમાણે ઉમેર્યાઃ "તમારાં વદન ઉપર હું જે દયા અને પ્રેમનો આવેશ જોઉંછું, અને જે એકચિત્તે તમે મારી વાત સાંભળી છે, તે બધાથી મને એકજ વાતની બીહીક છે, ને તે એજ કે તમારામાંનાં કેટલાક શક્તિ કરતાં પણ અધિક આપી બેસશે. મારી તમને કેહેવાની ફરજ છે કે ન્યાયપુરઃસરતા, એ યદ્યપિ બહુ મીઠી વાત નથી, તથાપિ ઉદારતાની પૂર્વે સર્વદા હોવી જોઇએ; એટલામાટે, થાલી તમારા આગળ

ધરાવાની તૈયારી છે તેવામાં હું તમને સ્પષ્ટ રીતે કહુંછું કે જે માણુસ પોતાનું ઋણુ આપવાને સમર્થ ન હોય તેણે એક પાઇ પણ થાલીમાં નાખવાનો વિચાર રાખવો નહિ.” મારે લખવાની જરૂર નથી કે આ શીખામણથી બહુ મોટી રકમ ભેગી થઈ.

## ખલતા.

જે માણુસ બહુ નરમ વર્તનનો ડોળ રાખતો હોય, અસ્ખલિત શાન્તતા બતાવતો હોય, અને ચીપીચીપીને તથા ધીમેથી તેમ વિચારપૂર્વક વાણી ઉચ્ચારતો હોય, તેના ઉપર હમેશાં શકની નજરેજ જોવું. આ બધી રીતભાત સ્વાભાવિક નથી, તેથી તે મનની એવી કૃત્રિમતા સૂચવેછે કે જેવી જેને કાંઇ મતલબ કે પેચ ન હોય, તેવાં માણુસ કદાપિ પણ શીખવા બેસે નહિ. બહુમાં બહુ વિજય પામનારા ખલ આવાજ હોયછે; તેલમાં બોળેલા અસ્ત્રા જેવા નરમ, પણ તેટલાજ ધારવાળા. પારાવતના જેવી ગરીબાઇ, જે તેમનામાં નથી, તેને, સર્પના જેવી કુટિલતા, જે તેમનામાં સ્વાભાવિક છે, તે ઢાંકવા, તેઓ ધારણ કરેછે.

## ખલ અને મૂર્ખ.

આ દુનિયાં કાંઈ આપણી બનાવેલી નથી, એટલે

આપણે તેને માત્ર અનુકૂલ કરી લેવી ને તેમાં રહેવું. આપણને એવું માલુમ પડશે કે એ, કશા કામમાં ન આવી શકે તેવા મૂર્ખલોક, તેમ ઘણા તેજ ખલ લોકથી ભરેલીછે. પણ બન્નેનું મિશ્રણ હોય તેવા લોક ઘણા હોયછે, અને તેમનીજ જોડે આપણને વધારે કામ પડેછે. અમુક શબ્દનો અમુક સ્થલે ઉપયોગ કરવાનું જાણનાર જેમ પુસ્તકોનું સારૂં જ્ઞાન ધરાવેછે, તેમ યોગ્ય માણસને યોગ્ય કામે નિયમનાર પણ માણસોનું સારૂં જ્ઞાન ધરાવેછે. એલિઝાબેથ બેથીવિષે કહેવાતું કે તે પોતે બહુ નબળા મનની હતી પણ પોતાના મંત્રીઓ બહુ સબળમનના પસંદ કરતી; આનું કોઇએ યોગ્ય ઉત્તર પણ આપ્યુંછે કે સબલ મંત્રી પસંદ કરવો એ કોઈ પણ રાજાનામાં ઘણામાં ઘણું ડાહાપણ અને અક્કલ બતાવનારૂં છે.

## જ્ઞાન.

માનુષી જ્ઞાન, કોઇ કોઇ પ્રસંગે, કેટલેક અંશે, પોતાના મૂલ અને પરમપવિત્ર સ્થાન ઇશ્વરી જ્ઞાનને પહોંચી શકેછે; અને આવો સંબંધ, જ્યારે કોઇ હાનિકારક વસ્તુને પોતાથી ઉલટુંજ જે સુખ તે ઉત્પન્ન કરવાનું સાધન બનાવી દેવાયછે, તે કરતાં વિશેષ ક્વચિતજ દીપી ઉઠેછે. ઉદાહરણ તરીકે જોઇએ તો મહાસાગર કરતાં બીજી કયી વસ્તુ દેશદેશના લોકવચ્ચે સંબંધ થવામાં વધારે અંતરાય

રૂપ છે? પણ શોધકબુદ્ધિએ, દેશદેશની ગરજ પૂરી પાડવાનું, તથા તેનો નિકટ સંબંધ વધારવાનું, ઉત્તમમાં ઉત્તમ, અને સરલમાં સરલ સાધન તેનેજ બનાવ્યોછે! વરાળ કરતાં વધારે જોસવાળું બીજું શું છે? અને અગ્નિકરતાં વધારે નાશકારક બીજું શું છે? પવન જેવું અનિશ્ચિત બીજું શું છે? અને જલતરંગજેવું સ્વતંત્ર શું છે? છતાં આજ વસ્તુઓને, કલાએ, જીવિતની જરૂરીઆતો, સુખ, અને મોજમઝા પણ, પૂરી પાડવાનાં સાધન કરી દીધીંછે! આરિસના પથ્થરજેવું અચેત, જડ, અને કઠિન, બીજું શું છે? તથાપિ શિલ્પકાર તેનેજ સચેત કરી, અનંતપ્રેમમય જીવિતવાળો કરેછે. રંગજેવું ચંચલ બીજું શું છે? તેજ જેવું ત્વરાવાળું બીજું શું? કે છાયા જેવું નિ:સાર? આમ છતાં પણ કોઇ રફેલની પીછી આવી મિથ્યા નિ:સાર વસ્તુઓને પણ સારવાળી સશરીર કરી તેમાં જીવ આરોપી શકેછે; તેમનામાં અમર જીવન સ્થાપેછે; વર્ષ જતે વિશેષ દીપે તથા પેઢી દર પેઢી અધિકાધિક મોહ ઉપજાવે તેવું સૌંદર્ય સમર્પેછે. ટુંકામાં એટલુંજ કે બુદ્ધિ અંતરાયમાંથી પ્રતીકાર શોધી કાઢેછે, વિઘ્નમાંથી નવી યોજના રચેછે, ભયમાંથી નિર્ભયતા પેદા કરેછે, ઉષરમાંથી અન્ન પકવેછે, ને વિષમાંથી અમૃત પીએછે. તેના હાથમાં આવે તે સર્વ વસ્તુ પોતપોતાના યોગ્યનિયોગથી

દીપી ઉઠેછે, ઉપયોગથી તાબે થાયછે, અને કામ લાગવાથી સુખકર નીવડેછે.

## મનુષ્યસ્વભાવનું જ્ઞાન.

પુસ્તકોના અગાધ જ્ઞાન સહિત પણ માણસોના આછા જ્ઞાનથી, એટલે કે પારકાના અનેક વિચારો સંગ્રહી, પણ પોતાના બહુજ થોડા ગોઠવી, જે માણસ સંસારની મુસાફરી કરેછે, તેને, નિરંતર બનતા ઘણા સાધારણ પ્રસંગોએ પણ, એક ડચ્‌મેનને પોતાની ચલમવિના, ફ્રેંચમેનને પોતાના અંગવસ્ત્રવિના, કે અંગરેજને પોતાની છતરીવિના, જેટલી હરકત પડેછે તેટલી પડશે.

## મિથ્યાજ્ઞાન.

જેને એક દિવસ ઉલટાવી નાખવાની જરૂર પડશે એવા મિથ્યાજ્ઞાનના ભંડાર ભરવા, અથવા જેને હવે પછીથી વિસારવામાટેજ માત્ર સ્મૃતિમાં રાખવા પડે એવા અયથાર્થ વિચાર મનમાં ભરવા, તેમાં જે કાલ અને શ્રમનો વ્યય કરવામાં આવે તે નિરુપયોગી કરતાં પણ વધારે ખરાબ છે. એક પ્રાચીન વાગ્માધુરી શીખવનાર ટામોથીઅસ, બીજાપાસે ભણીને આવેલા વિદ્યાર્થીમાટે બેવડી ફી માગતો, કારણકે એવા પ્રસંગમાં તેને માત્ર વાવવાનુંજ ન હતું, પણ નીંદવાનું પણ હતું.

## શ્રમ.

અમુક અંશનાં અને અમુક પ્રકારનાં શ્રમ તથા ઉદ્યોગ મનુષ્યત્વને અંગેજ ઈશ્વરે વળગાડેલાં હોય એમ લાગેછે. "કપાળે રેલો ઉતારીનેજ રોટલો મેળવવો" આવો જે શાપ છે, તે રૂપાન્તરે આશીર્વાદ થઇ પડેલો છે; તેથી જે થોડા ભાગ્યશાલી લોક ધન કે પદવીને લીધે સર્વ પ્રકારના શ્રમથી મુક્ત છે, તેમને એ હકમાટે ખુશી થવાનું કારણ નથી. આ આવશ્યકતા વિચારીનેજ વૃદ્ધોએ કહેલું છે કે "દેવો આપણને બધું વેચાતું આપેછે, પણ કશું એમને એમ આપી દેતા નથી." છતાં, જીવનને આવશ્યક વસ્તુઓમાંનું જલ તે ઘણું કરીને મફત મળી શકેછે; પણ એ ઠીક કહેલું છે કે જીવનની બીજી આવશ્યક વસ્તુ રોટલો તે જો એવીજ રીતે મળી શકતો હોત તો એવું ભય રાખવાને બહુ કારણ હતું કે માણસો, સારો અવકાશ મળવાથી તત્ત્વવેત્તા થવાને બદલે કાંઈ ઉદ્યોગને અભાવે, કેવલ પશુ થઈ જાત; ને વસ્તુગતિ જોતાં પણ એ વિચાર ખરો લાગેછે. જે જે દેશોમાં વિશ્વગતિથીજ ઘણું સંપાદન થાયછે, તે તે દેશોમાં માણસો બહુજ થોડું કરેછે; ને જે જે દેશોમાં વિશ્વગતિ થોડામાં થોડી અનુકૂલ હોયછે, ત્યાં માણસો ઉદ્યોગની પરાકાષ્ઠાએ પહોંચેછે.

## લંડનની વિદ્વત્તા.

બર્મિંગહામમાં એવું એક સ્થલ છે કે જ્યાં બાષ્પશક્તિનો બહુ વિસ્તીર્ણ સંગ્રહ કરી રાખવામાં આવેછે, એવી મતલબથી કે જેને જોઇએ તેને તે ત્યાંથી પહોંચાડી શકાય; લંડનમાં જે બુદ્ધિબલ સમાયલું છે તે વિષે પણ આના જેવીજ કાંઈક કલ્પના કરી શકાય. બુદ્ધિબલ આ સ્થલે એકત્ર કરી એક કેંદ્રમાં આણી રાખેલું છે, કે જેને તેનો લાભ લેવાની ઈચ્છા હોય તેને ઉપયુક્ત થઈ પડે. આટલાજ માટે, દા. જોન્સને જે કહ્યું હતું કે બોલ્ટકોર્ટના અંધારા ખુણામાં બેસી એક માઈલના વ્યાસનું વર્તુલ કાઢું તો તેમાં બાકીના આખા દ્વીપમાં રહેલાંછે તે કરતાં અધિક ઉત્સાહ બુદ્ધિબલ વિદ્વત્તા સમાઇ રહે તે ખોટું નથી. સમીપ હોવાને લીધે, પ્રતિપ્રકારની બુદ્ધિશક્તિ સુલભ થઈ પડેલીછે, એથીજ લંડનને ઇંગ્લંડની ખરી વિદ્વત્પરિષદ્ (યુનિવર્સિટી) નું નામ મળ્યુંછે. જુદા જુદા લેખ અને ગ્રંથોની સરખાવટ કરવામાટે આપણે ઑક્ષફર્ડ અથવા કેમ્બ્રિજ જવું જોઇએ પણ માણસોની સરખાવટ તો લંડનમાંજ બને તેમ છે.

## વાકોવાક્ય (લોજીક.)

વાકોવાક્ય એ એવું એક ખાનું છે કે જેમાં ઘણાંક ઉપયોગી તેમ ઘણાંક કેવલ નિરુપયોગી હથીઆરો ભ-

રેલાંછે. પણ બુદ્ધિમાન્ એમાં બે હેતુથી જુવે–જે ઉપયોગનાં હોય તે હથીઆરોનો ઉપયોગ કરવા, અને જે તેવાં ન હોય તેમને જે ચતુરાઈ અને ખુબીથી ગોઠવ્યાં હોય તેનું વખાણ કરવા.

## લંડન.

યદ્યપિ લંડનમાં વસનારાંમાંનાં ઘણાં નજીવી બાબતો ઉપર પણ લક્ષ દેવા ઉભાં રહેશે, આળસુ લોકોના બેવકુફમાં બેવુકુફ પ્રયત્નો ઉપર પણ રમુજથી જોવા અટકશે, ને મોંમાં પણ માય નહિ તેવી ગપો માનશે, ને એમ પરદેશથી જે જે યુક્તિઓ થશે તેને ખરી માની ભોળવાશે, અથવા સ્વદેશની તુચ્છમાં તુચ્છ વાતથી ઠગાશે, તોપણ આ વિલક્ષણ રાજધાનીમાં વસવાથી પોતાના ડહાપણમાં કાંઇજ ઉમેરો નહિ થાય, અથવા અનુભવમાં કાંઈ નવાઇ નહિ આવે, એવું ડાહ્યામાં ડાહ્યા કે અનુભવીમાં અનુભવી માણસે પણ કદાપિ ધારવું નહિ.

## એકાન્ત.

વિચારને ખરચ્યાં કરવા એવું ઉડાઉપણું ક્વચિતજ દીઠામાં આવે છે, તેમ એકાન્તમાં વસવાની હીંમત કરવી એપણ તેટલુંજ વિરલ છે, કારણ કે એવા ઘણા માણસ છે કે જે પોતાના કટ્ટામાં કટ્ટા દુશ્મનને રણમાં મળવાનું

પસંદ કરશે, પણ પોતાના વિચારોને એકાન્તમાં મળવાનું કદી સહન કરી શકશે નહિ. જેનું મન બહુમાર્ગી નથી તે એટલોજ દયાને પાત્ર છે કે જેટલો શરીરને જરૂરની વસ્તુઓને શોધનાર; તેથી જે માણસ પોતાનો નિત્યનો રોટલો બારણે બારણે ભીખેછે તેના કરતાં પણ, આપણું સુખ બીજાપાસે ભીખવું પડે એ દશા, વધારે દયામણી છે.

## વાતોડાપણું.

માણસોને આંખો બે છે, પણ જીભ એક છે; મતલબ કે તેઓ જેટલું બોલે તે કરતાં બમણું તેમણે અવલોકવું જોઇએ; પણ માણસોની રીતભાત ઉપરથી કોઇ એમ ધારે કે તેમને બે જીભને એક આંખજ હશે; કારણ કે જેણે થોડામાં થોડું અવલોકયું હોયછે તે ઘણામાં ઘણું લવેછે, અને જેણે કોઇ પણ વાતનું તળીયું કદાપિ પણ અવલોકયું નથી તેજ લોકો પોતાના વિચાર દરેક વાત ઉપર વખત બેવખત આપ્યાંજ જાયછે.

## લોભ.

આપણને અતિશય દ્રવ્યલાલસા હોય તો તે મટાડવામાટે આપણે ગંભીરતાથી વિચારવું કે એવી કેટલી વસ્તુઓ છે, ને તેપણ અતિ ઉત્તમ પ્રકારની, જે દ્રવ્યથી કદી પ્રાપ્ત થઈ નહિ શકે; તેમ એવાં કેટલાં દુઃખ છે,

ને તેપણ અતિ તીવ્રતમ, જે દ્રવ્યથી કદી દૂર નહિ થઇ શકે. આથેન્સ શેહેર, જ્યાં દ્રવ્યવાનનું દ્રવ્ય તેની વિરુદ્ધ ખબર આપનારને લૂટી આપવામાં આવતું ત્યાંનો એક જ્ઞાની પોતાના દ્રવ્યનો નાશ થતાં આ પ્રમાણે બોલી નીરાંત વાળી બેહો. "મેં મારૂં દ્રવ્ય ખોયુંછે, ને તેની સાથે મારા મનની ચિંતા પણ ખોઇછે; કારણ કે જ્યારે હું દ્રવ્યવાન્ હતો ત્યારે હું પ્રતિએક ગરીબ માણસથી ડરતો, પણ હવે પ્રતિ દ્રવ્યવાન્ મારાથી ડરશે."

## સ્વાર્થ.

સ્વાર્થ છે તે, તેની સામે ગમે તેટલું બોલવામાં આવેલું છે તે છતાં પણ, આ જીવિતના નાટકમાં અનેક કાર્ય સાધનારો છે; અને યંત્રશાસ્ત્રમાં જેને ઘસારો કહેછે તેની પેઠે એમાંથી અનેક લાભરૂપી સારાં ફલ પણ થયા વિના રહેતાં નથી. અભિમાન એ સ્વાર્થનો જ્યેષ્ઠ પુત્ર છે, ને એજ આપણને ઘણા પ્રસંગે દીલાસો આપેછે, ને એથી પણ અધિક પ્રસંગોએ ઉત્તેજિત કરેછેઃ આપણા આનંદમાં એથી અભિવૃદ્ધિ થાયછે, ને આપણાં દુઃખ એનાથી હલકાં થાયછે; માનનો સ્વાદ એ દ્વિગુણિત કરેછે, ને અપમાનના કાંટાને બુઠો બનાવેછે; એટલામાટે જ્યાંસુધી આ વૃત્તિ આપણામાં છેક આવિદ્ધ થઇ મૃતવત્

થઇ જાય ત્યાંસુધી સહનશક્તિ અને જીવિતનો પ્રવાહ નાશ પામતાં નથી. મનુષ્યત્વનો અભિમાન મિત્ર છે, અને દેવળોમાંના ઘંટની પેઠે સર્વ પ્રસંગે એનો ઉપયોગ કરવામાં આવેછેઃ આપણા ઉત્સવને કે ઉપવાસને એ સરખીજ રીતે મદદ કરેછે, તેમજ આપણાં આનંદને કે શોકને, આપણાં સુખને કે દુઃખને.

## લાભકારી હુમલા.

જેમાંથી ભવ્ય જય પ્રાપ્ત કરવાનો સંભવ સહજ હાથ આવે તેમ હોય એવા હુમલાને આપણે તુરતજ માફ કરવા જોઇએ. પોતાની બારીનાં બારણાંને સોનામોહોરો મારી ભાગવાનો પ્રયત્ન કરનાર મૂર્ખને મારી કાઢવામાટે ડાહ્યો માણસ કદાપિ બહાર જશે નહિ.

## દરિદ્રતામાં મહાશયતા.

એકાન્તના અંધકારમાં, ઝુંપડીમાંનાં મેલી દારિદ્રતા અને હૃદયભેદક જરૂરીઆતોમાં, મહાશયતા અને આત્મસંયમનનાં એવાં દૃષ્ટાન્ત જોવાના મને પ્રસંગ મળેલા છે, કે જે માનવામાં પણ ન આવે; તેમ મહોટાનાં રીતભાતમાં પણ કદી નજરે ન પડે. એ પ્રસંગોમાં એવું શૌર્ય મારા જોવામાં આવ્યું છે કે જેને લોકની નજરે વખણાવારૂપી ઉત્તેજનની મદદ ન હતી કે થોડાની પણ વાહ-

વાહ સાંભળવાની આશા ન હતી, છતાં પડીભાગેલાં ખંડેરોમાં તે વિસ્તરી રહ્યું હતું, શ્મશાનના પ્રાન્તભાગે રમી રહ્યું હતું! નીતિશાસ્ત્રની લીલામાં એ એટલોજ ભવ્ય નમુનો છે, કે જેટલો મીસાઉરી નદીનો ધોધ સૃષ્ટિલીલામાં છે! અને એ પ્રબલ પ્રવાહની પેઠે, તેપણ, જ્યાં તેની મહત્તા અને ભવ્યતા ગ્રહણ કરવાને એક પણ ચક્ષુ નથી તેજ સ્થળે પોતાની ખુબી વિસ્તારવાને નિર્માણ થયેલો છે.

## મહંમદ.

કદીપણ શીકારાવાની નહિ એવી ભવિષ્યને નામે લાંબી મુદતની હુંડીઓ લખવાનું કામ મહંમદ કરતાં કોઇ વધારે સારી રીતે સમજ્યું નથી. પોતાના અનુયાયીને અતઃપર અનેક કલ્પિત વૈભવની લાલચોનાં વચન આપી એણે આ દુનીયાંમાં ખરેખરાં સુખ અને અધિકાર ભોગવ્યાં; અને ટીપણાં બનાવનારની પેઠે, એણે પેલી દુનીયાંની જુઠી જુઠી ગપો ગોઠવી આ દુનીયાંમાં કમાણી કરી.

## મ્હોટાનાં મહાલય.

અક્કલમંદનાં પરાક્રમના વિરલ અને અમૂલ્ય નમુનાથી, કેનોવાના ટાંકણાથી બનેલાં મુખારવિંદથી, કે રફેલની પીછીથી આળેખાયલાં ભવ્ય ચિત્રોથી, તવંગર લોકો પો-

તાનાં મહાલયોને શણગારવામાં મ્હોટી રકમો વાપરી નાખીનેજ જો અટકતા ન હોય, અને થોડો વ્યય-શ્રમ તેમજ દ્રવ્યનો—એ મહાલયના માલીક તે મહાલય કરતાં ઓછી કીંમતના ન રહે તેનેમાટે પણ કરતા હોય, એટલે કે બધી ભવ્યતામાં એ ભવ્યતાનો માલીકજ અભવ્ય અને હીનાકૃતિ ન જણાય તેમ કરવા પણ પ્રયત્ન લેતા હોય, તો ખરેખર તેમની વાત બહુ વખાણવા યોગ્ય છે. ઘર સારૂં હોય તો તેથી ઘણા જોનારા આકર્ષાય, પણ તે આવેલાને શોભાવી શકવા એ કામ તો તે ઘરના માલીકનુંજ છે. આપણે આલ્પ્સ ઓળંગી જઇએ છીએ, અને થોડીજ વારમાં ખુશીથી પાછા વળીએ છીએ-કેમ કે આપણે ઇટાલી જોવા ગયા હતા. ઇટાલીઅન લોક જોવા નહિ.

## શ્રદ્ધાથી જીવ આપનાર.

અર્વાચીન સમયમાં જે માણુસને શ્રદ્ધામાત્ર માટે જીવ આપી નામના કરવી હોય તેને એ વાત જરૂરની છેઃ—કેટલાક દયાખાનારા ભેગા કેટલાક તેને દમનારા જોઇએ; કેટલાક દલગીર થનારા ભેગા કેટલાક એને રાંધનારા જોઇએ. એવા ધર્માર્થે જીવ તજી નામાંકિત થયેલા પુરુષ હાલ થોડા થતા હોય તો તેમાં એમ નથી કે તેવા પુરુષોનું તત્ત્વ હાલ ટાઢું પડી ગયું છે, પણ એમ

છે કે તેમને તેવા બનાવનારા હાલ વધારે ડાહ્યા થયા છે, સૂર્યના તેજમાં જેમ અગ્નિ માત્ર ઝાંખો થઇ કજળી જતો જણાય છે, તેમ બુદ્ધિના પ્રકાશ આગળ દમન કરવાનો અગ્નિ મંદ પડી ગયોછે.

## ગણિતશાસ્ત્ર.

પોતાનાં વખત અને બુદ્ધિનો થોડોપણ ભાગ જે માણસ ગણિતશાસ્ત્રનાં તત્ત્વ વિચારવામાં ગાળેછે, તે બીજા બધા વિષયોને હાથ લેવામાં પોતાના પ્રતિપક્ષી કરતાં વધારે સારો લાભ કાઢી જશે. વિવાદમાં એ માણસ, યુદ્ધમાં પ્રાચીન રોમનો જેવા હતા, તેવો થશે; એમને યુદ્ધનો દિવસ તે રમતના દિવસ જેવો લાગતો, કેમકે જેવાં હથીઆરથી તે લડતા તેના કરતાં ભારે હથીઆર સાથે રમત કરવાની તેમને ટેવ હતી, અને એમની કવાયત પણ ખરેખરા યુદ્ધ કરતાં બે રીતે જુદી પડતી કે તેમાં થાક વધારે લાગતો, પણ જય, એક છાંટો પણ લોહી દીઠાવિનાજ, પ્રાપ્ત થતો.

## ગણિત અને તત્ત્વવિચાર.

ગણિતશાસ્ત્ર જેટલી આશા આપેછે તે કરતાં અધિક કરી બતાવેછે, તત્ત્વશાસ્ત્ર જેટલું કરી બતાવેછે તે કરતાં અધિક આશા આપેછે. નાઈલ નદીની પેઠે ગણિતનો

આરંભ અતિસૂક્ષ્મરૂપે થાયછે, પણ તેનો અંત બહુ ભવ્ય આવેછે; પણ તત્ત્વશાસ્ત્રનો આરંભ અનેક વાક્ ચાતુરીના આડંબરથી થાયછે, નિ:સાર શબ્દના પૂરરૂપે વિસ્તરેછે, પણ છેવટ **નાઈજર** નદી જેમ રેતીનાં રણમાં ગુમ થાયછે તેમ, માત્ર કલ્પના અને ગુંચવાડામાંજ વિરમેછે.

## પરિગ્રહ.

પરિગ્રહ છે તે, બેમાંથી એકના જીવિતના અવધિ સુધી ચાલે એવો નિર્બંધ છે, ને એમાંથી છૂટી શકાતું નથી; માટે પાણી ગયા પછી પાળ બાંધવાના ડાહાપણ જેવા પશ્ચાત્તાપની ઘોર વેદના વેઠવી ન પડે એટલાસારૂ માણસોએ આવું પગલું ભરતા પહેલાં તે ભરવાનાં ખરાં કારણોનો સંપૂર્ણ વિચાર કરી લેવા જોઇએ. તેમને શાની જરૂરછે? પત્નીની? વારસો ભોગવનારીની? કે એક દાઇની? તેઓ પરિગ્રહ કરેછે તે વિષયવાસનાથી? કાંઈ જરૂરથી? કે પોતાની બેહાલીથી? એ સુખસ્થિતિની ઉમેદવારી તેમને મઝામાટે, જરૂરમાટે, કે સહાયમાટે, શા માટે છે? માણસો દેવલમાં જાય તે પછી આ પ્રશ્નો તેમના આગળ મૂકવા તે કરતાં પહેલેથી મૂકવા એજ સારૂ છે! એ એવી બાબતો છે કે જેનો યથાર્થ નિર્ણય થયાથી, ઘણીક નિરાશા, જે વારંવાર શોકજનક હોયછે, વારંવાર ઉપહાસાસ્પદ હોયછે, ને હમેશાં અનિવાર્ય હોયછે, તે અટકેછે.

જો એમ થાય તો પછી આપણે, ઉડાઉ ફક્કડોને, પોતાના જેવી ન હોય તેવી સ્ત્રીઓને, માત્ર પોતાની પાસે ઉડાવાનું કાંઇ રહ્યું ન હોય તેથીજ પરણતા ન જોઇએ; કે વિષયમાં વૃદ્ધ થયેલા, જ્યારે એકાદ ફ્લાનલના બદનને જ વધારે સુખકારક અને હુંફાળો બીછાનાનો સોબતી કરી શકે તે વખતે કોઈ સુંદરીને ગળે બાંધતા ન જોઇએ.

## સ્મરણશક્તિ.

સ્મરણશક્તિ છે તે બુદ્ધિની સખી છે, પણ નૂતનતાને ગળે ફાંસો દેનારી છે; એમ હોવાથી ઘણાક ગ્રંથો પોતાની મહત્તા માત્ર બે વાત ઉપરથીજ પામેછેઃ–તેમના બનાવનારની સારી સ્મરણશક્તિ, અને તેમને વાંચનારની નઠારી સ્મરણશક્તિ.

## સ્મરણશક્તિ અને નિર્ણયબુદ્ધિ.

એવું શાથી બનેછે કે આપણે માણસોને વારંવાર પોતાની સ્મરણશક્તિ વિષે ફરીઆદ કરતાં સાંભળીએ છીએ, પણ પોતાની નિર્ણાયક બુદ્ધિવિષે કોઇને પણ તેમ કરતાં સાંભળતા નથી? શું એમ છે કે તેમને પોતાની સ્મરણશક્તિ બહુ ક્ષીણ છે એમ કહેતાં શરમ નથી આવતી, કારણ કે તેમણે એમ સાંભળેલું છે કે એમ

હોવું એ તો મહોટા બુદ્ધિશાલીઓને પણ હોઇ શકેછે? અથવા એમ થવાનું કારણ શું એજ છે કે તીવ્ર સ્મરણશક્તિવાળા મૂર્ખ જેટલું બીજું કાંઈ સુલભ નથી, તેમ ક્ષીણ નિર્ણાયક બુદ્ધિવાળા કુશલ માણસ જેટલું દુર્લભ કાંઈ નથી.

## માનસિક શ્રમ.

કુલપ્રાપ્ત ઉચ્ચતા ભેગીજ માનસિક ઉચ્ચતા હોય એમ નિશ્ચય નથી; જો એમ હોય તો ઉદાર કર્મમાં પ્રવર્તાવવાને તે એક સારી પ્રેરક થઈ શકે; પણ વાસ્તવિક વાત એમ છે કે ઘણી વાર તે એમ થઇ શકવાને બદલે ઉલટી ભારરૂપ થઇ પડેછે. આપણાં જાતિબંધુ તરફથી માન તથા લાભ એ માનસિક શ્રમ તરફ આપણને પ્રેરવાનાં સબળ કારણ છે; પણ પદવી તથા કુલપ્રાપ્ત સમૃદ્ધિથી, જે માન અને લાભ અતિ શ્રમ કરનારને પણ નથી મળતાં તે, તેવા શ્રમવિનાજ, યદ્યપિ તેવું ભોગવનારનું મહા દુર્ભાગ્ય સમજવાનું છે, તથાપિ પ્રાપ્ત થાયછે. એટલાજમાટે જે માણસો કુલાદિથી ઉચ્ચ હોયછે તે બુદ્ધ્યાદિથી નીચ હોયછે, ને તેમ હોવાનું કારણ અશક્તિ કરતાં અનુદ્યોગ વધારે હોયછે; કારણ કે માણસ જાતિનો એવો સ્વભાવ છે કે શ્રમવિના જે પ્રાપ્ત થઈ શકતું હોય તેનેમાટે શ્રમ કરવો નહિ, કે ન-

દીના તટ ઉપરજ જન્મ થયો હોય તો કૂવો ખોદવા બેસવું નહિ. પણ આપણે કોઈપણ જાતની કસરત કર્યાવિનાજ એક તાલીમબાજ તૈયાર થવાની જેટલી આશા રાખીએ તેટલીજ કોઈપણ શ્રમ કર્યાવિના એક ન્યુટન તૈયાર કરવાની પણ રાખવી.

## પદ્ધતિ.

પદ્ધતિ વિષે એટલું કહી શકાય કે જો આપણે એને તાબે રાખીએ તો તો ઠીકજ છે પણ જો તે આપણને તાબે કરી જાય તો બાહુ ખોટું છે. એક ગૃહસ્થે મને એકવાર એવી વાત કરી કે મેં દરરોજ કોઇ પણ ગ્રંથનાં પચાસ પાનાં વાંચવાનો નિયમ કર્યો હતો, કદીપણ એ કરતાં ન્યૂનાધિક કરવું નહિ. મેં કાંઈ બોલ્યાવિના નક્કી કર્યું કે એ માણસ એવો હશે કે કાંઇ દમવાળું લખાણ વાંચવાનો જેને શોખ હોય, પણ એવો નહિ હોય કે જેને કાંઇ વાંચવાલાયક લખવા જેટલી અક્કલ હોય.

## દેશપરત્વે યુદ્ધપરાયણતા.

આયરલંડનો રહીશ વિચારતા પૂર્વેજ લડવા મંડેછે, સ્કોટલંડનો લડતા પૂર્વે વિચારેછે, ને ઇંગ્લંડનો રહીશ એ ઉભયના પૂર્વાપર વિષે કાંઇ નિયમ ન રાખતાં ઉભયમાંનું ગમે તે યથાપ્રસંગ વાપરી પોતાના સામાવાળાને

હઠાવેછે. એક અર્વાચીન યુદ્ધનેતાએ કહ્યુંછે કે સારામાં સારી સેના આ પ્રમાણેના માણુસોની થઈ શકે: અર્ધો છોકરો થયલો આયરલંડવાસી, અર્ધો ભુખ્યો સ્કોટલંડવાસી, અને પેટ ભરેલો ઇંગ્લંડવાસી.

## જનતાદ્વેષ.

જ્યારે કોઇ માણુસને આપણે એમ બોલતાં સાંભળીએ કે બધી દુનીયાં લુચ્ચી છે ત્યારે સમજવું કે તેનું બોલવું ઇર્ષ્યા કરતાં વેર વાળવાના કારણથી થયેલું છે; કારણ કે કોઇ માણુસ દુનીયાંમાટે આવો નિર્ણય બાંધે તે પૂર્વે ઘણું કરી દુનીયાંએ તેવું બોલનારમાટે તેવોજ અભિપ્રાય લાંબી વખતથી બાંધેલો હોયછે. આવા માણુસોને બ્રધર્સ નામના ભવિષ્યવેત્તાસાથે સરખાવી શકાય: તેણે બેડલામમાં તે શી રીતે પૂરાયો તેના ઉત્તરમાં કહ્યું હતું કે "મારી અને દુનીયાંની વચ્ચે જરાક મતફેર થઈ ગયો. દુનીયાંએ કહ્યું કે હું ગાંડો છું, ને મેં કહ્યું કે દુનીયાં ગાંડી છે. દુનીયાંના મત વધારે થવાથી હું અહીં આવી પડ્યો."

## ગૂઢતા.

ગૂઢતા ભયને દ્વિગુણ કરી દેછે, જેમ ધૂમસ સૂર્યને. જે હાથે બેલશઝારનું મરણ નીપજ્યું તે હાથ ધડ ઉપર

ઉગેલો ન હતો એજ તેની અતિભયકારક શક્તિની કૂચી હતી; અને મોત પોતે પણ, આપણે તેના વિષે જે જાણીએ છીએ તેનાથી નહિ, પણ જે નથી જાણતા તેને લીધેજ ભયંકર લાગેછે.

## જનસ્વભાવ.

ગ્રીસ અને રોમની પ્રાચીન સ્થિતિને વર્તમાન સ્થિતિ સાથે સરખાવી જોવાથી એટલી વાત તો નિઃસંશય સિદ્ધ થાયછે કે જનસ્વભાવના બંધારણ ઉપર રાજ્યપ્રકારની જેટલી અસર થાયછે તેટલી જમીન, હવા, કે તાપતડકાની થતી નથી. ઉક્તપ્રજાને તેમની પ્રાચીન રાજ્યપદ્ધતિ પાછી આપો, તો તુરત તેમનું સામાજિક વિશેષ પરાક્રમ પુનઃ પ્રજ્વલિ ઉઠશે, ને એમનામાં હવાપાણીના ગમે તેવા પરિવર્તનને પણ સહન કરવાનું સામર્થ્ય આવશે; પણ હવાપાણીના ગમે તેવા પરિવર્તનથી પણ તેમનાં પ્રાચીન પરાક્રમનો તેમનામાં કદી પણ ઉદય થવાનો નથી. રાજ્યપદ્ધતિમાં પરિવર્તન સાથે સંબંધ રાખનાર કારણો, વાસ્તવિક રીતે જોતાં, એવાં સમર્થ હોયછે કે, તેનાથી કેટલીક વખત, એક એક વ્યક્તિને જેમ થાયછે તેમ, આખી પ્રજાને પ્રજા એકાએક અને અકસ્માત્ પરિવર્તન પામી ગયેલી જણાયછે. જેણે સીઝર જેવાને પોતાની સ્વતંત્રતા થોડો વખત ઉપયોગ

કરવામાટે પણ ધીરી ન હતી તેજ રોમનોએ પોતાની સર્વપ્રકારની સ્વતંત્રતા નીરોને સ્વાધીન કરી દીધી હતી; એમજ આપણે વર્તમાન સમયમાંજ જોયુંછે કે આખી ફ્રેંચ પ્રજા, જાણે એક માણસજ હોય તેમ, સનગ્ર, રાજભક્તિની પરાકાષ્ઠાએથી એકદમ નરમમાં નરમ રાજાને ગરદન મારવા તૈયાર થઇ ગઇ, અને જેને પોતાનું લોહી પાણી જેવું વગર કીમતનું હતું ને પોતાનાં ડસકાં પવન જેવાં આનંદકારી હતાં તેવા એક જુલમગારને માફી બક્ષી ઇનામ આપી, પોતાની રક્તપૂર્ણ રાજનીતિની પૂર્ણાહુતિ કરી વિરામ પામી. આમ કરી તેમણે, જેણે પોતાની દયાલુતામાંજ પોતાનો જીવ ખોયો તેવાનો ભોગ આપી, એવા એક માણસને બક્ષીસ આપી કે જે પોતે કરેલાં ખુન અભિમાનથી ગણાવવા જીવ્યો.

---

કોઇપણ પ્રજાની એકંદર વૃત્તિ ઉન્નત ત્યારે થાયછે કે જ્યારે અન્યત્ર વિસ્તાર પામતાં મહાવૃત્તાન્તોને અનુલક્ષી અંદર અંદરના કજીઆ ભુલી જવામાં આવેછે; અને કોઈ પણ પ્રજાની એકંદર વૃત્તિ અધમ ત્યારે થાયછે કે જ્યારે અન્યત્ર વિસ્તરતાં મહાવૃત્તાન્તો તરફ તે અંદર અંદરના દ્વેષથી આંધળી થઇ જાયછે.

## પ્રજાસંરક્ષણ.

દ્રવ્ય, વ્યાપાર, વસતિ, આદિ અનેક યુદ્ધસામગ્રીથી સમૃદ્ધ થઇ રહેલી છતાં પૂર્ણ તૈયારીમાં ન રહેતી પ્રજા કરતાં, સ્વરક્ષણની સ્થિતિથી જે ક્ષણ પણ વિરમતી નથી એવી એક ગરીબ પ્રજા પણ, અતિસમર્થ પડોસીથી ઘેરાયલી છતાં, તેના હુમલાથી ઘણું કરી બચ્યાંજ જાયછે, કારણ કે જેમ શીકાર વધારે હૃષ્ટપુષ્ટ તેમ લાલચ વધારે. કોઇ વરૂ શાહુડીનો ભક્ષ કરવા ઘેટાને કદી તજે એ સંભવિત નથી.

## મધ્યસ્થતા.

મધ્યસ્થતા એ વિશ્વરચનામાં સંભવિતજ નથી; કારણકે આપણો સ્વભાવજ એવો છે કે આપણા હૃદયથી મધ્યસ્થ રહેવું એ કદાપિ સંભવતું નથી, પછી આપણાં કૃત્યથી તેવા જણાવાનું પ્રયત્ન કરવું એ આપણે ભલે ડહાપણ ભરેલું ગણીએ.

## ઉદારતા.

ઉદારતા એ એક એવી નદી છે કે જેનો સીધો અને અસ્ખલિત તથા પુષ્ટ પ્રવાહ એકદમ કાલરૂપી શાન્તસાગરમાં વિરમે છે, પણ અન્ય નદી કરતા તે એટલી વિલક્ષણ છે કે તે પોતાના મુખ કરતાં મૂલ આગળ વધારે ભવ્ય હોયછે.

## નવાઈ.

સોલોમને કહ્યું છે કે "પૃથ્વી ઉપર કશી વાત નવી નથી." એટલે જેટલી નવાઇઓ શોધકબુદ્ધિથી પેદા થઈ હશે તેટલી કેવલ વિનાશબુદ્ધિથી પણ સંભવી હશેજ; કારણકે જેને આપણે શોધ ધારતા હોઇએ છીએ તે ઘણી વાર માત્ર પુનરુજ્જીવનજ હોયછે.

## અપ્રસિદ્ધિ.

જે માણસ અપ્રસિદ્ધિથી સંતુષ્ટ છે તે યદ્યપિ કીર્ત્તિ-ભાજન થઈ શકતો નથી તથાપિ દ્વેષભાક્ થતાં અટકે છે; અને જેણે મૌન રાખવાનો નિશ્ચય કર્યોછે તે ટીકાકારોના આખા લશ્કર સામે નિર્ભયતાથી હસ્યાં કરે તો તેને કાંઈ બાધ નથી, પછી તેના પ્રતિપક્ષીઓ ભલે બુઢ્ઢા જોબનની પેઠે બુમો પાડી મરતા કે "અરેરે! એ એકાદ પુસ્તક લખે તો રમુજ આવે."

## ધૃષ્ટતા.

મિથ્યાચારી અને ધૃષ્ટ લોકોને વિવેકપુરઃસર દૂર રાખવામાટે આપણે જે વિનય ધારણ કરીએ છીએ તે ઘણું કરી જયવાન્ નીવડેછે. પણ કેટલીકવાર એમ બને છે કે આવા ધૃષ્ટ લોકો પોતાની જાતને એવી સારી રીતે ઓળખતા હોયછે કે આપણા વિનયને તેઓ પોતાની

મહત્તા અને ભવ્યમિથ્યાચારિતાને લીધેજ વાસ્તવિક થયેલો માનેછે, અને આપણે અતડા રહી ટાઢા જણાઇએ તો તે ઉલટા અતિઉપહાસાસ્પદ પરિચયશીલતા દેખાડી આપણને પણ એકવાર તો સમજણ પાડી દેછે. આ ભુલને લીધે આડા અવળા ખેલ, ગુંચવણ ભરેલી આંટીઓ, અને તેનું છેવટ પરિણામ, એ ક્રમ જે ચાલેછે, તેના જેવું વધારે આનંદ આપનાર, કોઈ તટસ્થ જોનારને, બીજું કાંઈ નથી.

## પ્રાચીન સમય.

આગળ એક વાર મેં સૂચવ્યું છે કે પ્રત્યેક ઇતિહાસ લખનારે પોતાના સમયને કનિષ્ઠમાં કનિષ્ઠ બતાવ્યો છે, કારણ કે અન્ય સમયની દુષ્ટતા તો તેણે માત્ર સાંભળેલીજ હોયછે, પણ પોતાના સમયની તો જોયેલી તથા અનુભવેલી હોયછે. એક અતિ નિપુણ ઉક્તિઉપર અકસ્માતજ મારૂં ધ્યાન ખેંચાયું છે, તેને અંગે જે વિચાર ઉત્પન્ન થાયછે તેના ઉપોદ્ઘાતરૂપે મારી એ સૂચનાને મારે અત્રે પુનઃ ઉચ્ચારવી પડી છે. એક પ્રાચીન લેખક કહેછે કે "એ કેવું આશ્ચર્યકારક છે કે વર્ત્તમાનમાં રહેનારા આપણે જે ભૂત સમયને આપણા પૂર્વજ ધિક્કારતા તેને નિરંતર વખાણીએ છીએ, અને આપણી પ્રજા જેને વખાણશે તે વર્ત્તમાનને નિંદીએ છીએ." આ ઉક્તિ દક્ષ

તેમ સત્ય છે; પણ ઉભયપક્ષે કરેલાં સ્તુતિ નિંદા યથાર્થ હોય તો, એમ ફલે કે આજ તો દુનીયાં એવી ખરાબ થયેલી હોવી જોઇએ કે તેમાં કશી નિર્ભયતા, ને તેથી મંડલાવસ્થા, સંભવેજ નહિ. કારણ કે ઉત્તરોત્તર થતી પ્રજા ભૂતકાલને વખાણે ને વર્ત્તમાનને વખોડે, ને તેમ કરવામાં તે યથાર્થ કહેતી હોય, તો સૃષ્ટિના આરંભે લોક કેવા સારા હોવા જોઇએ, ને હાલ કેવા નઠારામાં નઠારા થઇ ગએલા હોવા જોઇએ! પ્રથમ પક્ષ સ્વીકારીએ તો જે જલપ્રલય થઇ ગયો તેની જરૂર જણાતી નથી, ને ઉત્તરપક્ષ સ્વીકારીએ તો જલને બદલે અગ્નિનો પ્રલય થાય તો તેથી પણ તે સુધરનાર નથી. પણ ક્ષણભર થોભી વિચાર કરીએ કે પ્રાચીન સમયનાં ગીત ગાનારા કોણ છે? તેવા ઘણું કરીને અમુક રીતે વૃદ્ધ પુરુષોમાંથી જડી આવશે; ને ઉછરતી પ્રજા તો પોતાનો અનુભવ ન હોવાથી, સાંભળી સાંભળીને વિશ્વાસ રાખી માનતી ચાલે છે. પણ વૃદ્ધો પોતાની જવાનીને વખાણે; નિર્બલ પોતાના બલના સમયને સંભારે; માંદા પોતાની તંદુરસ્તીને સારી ગણે; અને નિરાશાવાળા પોતાની આશાઓની ભરતીના સમયને સુખી ગણે; એ શું વાસ્તવિક નથી? શોચનીય એટલુંજ છે કે સમય તો તેનો તેજ છે, પણ વાતો કરનારાં બદલાયાં છે!

## વક્તા.

જે વક્તાઓ આપણા આગળ ઘણી ગરબડ અને અસંખ્ય શબ્દો, કંઈ પણ દલીલ કે બુદ્ધિવિના, ગરબડાવ્યાં જાયછે, અને જેઓ ઘણામાં ઘણું અસ્પષ્ટ વ્યાખ્યાન કરતી વખતે વધારેમાં વધારે ઘોંઘાટ માત્રજ કરેછે, તેમણે વિશ્વરચનારૂપ પુસ્તકમાંથી શિક્ષા ગ્રહણ કરવી જોઇએ. એમાં ઘણીવાર ગર્જનાવિનાજ વિદ્યુત્ ચમકેછે, પણ ગર્જના કોઈ વખત વિદ્યુત્‌વિના થતી નથી.

## વકતૃત્વ અને છાપખાનું.

માત્ર વકતૃત્વના બલથીજ વિજય મેળવવાની રીતિ અર્ધા જંગલી સમયનું હોકારા અને બખાળા પાડતું બાલક છે. છાપખાનું વકતૃત્વ કલાનું શત્રુ છે, અને બુદ્ધિનું મિત્ર છે; અને જ્યારથી વક્તાઓ પોતાનાં વ્યાખ્યાન પ્રસિદ્ધ કરવાની મૂર્ખાઇ કરવા લાગ્યા, અને વાચકો વાચવાની તસ્દિ લેવાનું ડહાપણ કરવા લાગ્યા, ત્યારથી બખાળામાત્રથીજ કોઇને ઉતારી પાડવાની કલા હલકી પડતી ગઇછે. આજ કાલ કોઇ ફીલીપ જેવો શાહનશાહ નથી, કે જે એક વક્તાની કીંમત તરીકે દશ હજારની વસતિવાળું ગામ આપી દેવા નીકળે. જૂના જમાનાના લોક, લેખક કે વાચક કરતાં, ગપાં મારનારાને માનનારા હતા. આથી કરીને વક્તાઓને વધારે ફાવતું;

કારણ કે શબ્દોને જેટલી સહાય છાપવાથી મળેછે, તેટલી વિચારશક્તિને જીભથી મળેછે; ફરક એટલોજ કે જીભથી કરીને તે માત્ર અલ્પઆયુષ થાયછે અને તેમની વાસ્તવિક શક્તિ ઓછી પ્રસિદ્ધ થાયછે—પણ એ બે વાત તો વક્તાના ગેરલાભની છેજ નહિ. એક પ્રાચીન વક્તાએ કહ્યું હતું કે લોકોને કાન હોય એટલે તેમને બુદ્ધિ નજ હોય તો સારૂં એવું હું ઈચ્છું. આ સંસારની બધી ઉત્કૃષ્ટ વસ્તુઓમાં પણ કાંઈક દોષ હોયછે, ને બધી દુષ્ટ વસ્તુઓમાં કાંઈક ગુણ હોયછે. છાપવાની કલાનો દોષ એજ છે કે તેથી મિથ્યા ડોળ ઘાલનારા આપણને આળસમાં નવરાવી નાંખેછે; અને એ કળા જણાઈ નહતી એ અડચણમાં લાભ એટલો હતો કે જો મૂર્ખાઓ ગમે તેવો લવારો લખતા તો કોઇ તેની નકલ કરતું નહિ, અને જેવામાં ઘણી નકલો કરવાની મહેનત અને ખરચ ઘણાં થતાં તેવામાં તેઓ પોતે પણ પોતાની કૃતિ વેચવા કાઢી શકતા નહિ. ચોપડીઓ વેચનારા તો ઘોડાના વેપારી જેવા છે; જો તે હુંછીને ખરીદે તો હુંછીનેજ વેચે; પણ દુર્ભાગ્ય એટલુંજ છે કે ઘોડા વેચનારો ઘોડાની ખોડખાંપણ જેવી સમજેછે તેવી રીતે ચોપડી વેચનારો ચોપડીના ગુણદોષ કવચિતજ જાણી શકેછે; અને વાચવામાં તો, પેલો વેપારી ઘોડે ચઢવામાં

જેટલો વિચાર રાખેછે, તેથી પણ ઓછો વાપરી શકેછે. પણ આપણે વક્તાઓને તો વિસરીજ ગયા. જે વક્તા, ડીમોસ્થીનીઝની પેઠે, હૃદય કરતાં બુદ્ધિને અનુલક્ષી બોલેછે, મિથ્યા શબ્દચાતુરી કરતાં ન્યાયપુરઃસર તર્કથી સમજાવે છે, જેના મોંમાંથી દૃઢ નિશ્ચયવિનાના ભારે ભારે શબ્દોજ નીકળતા નથી, અને જે નિશ્ચય કરાવ્યાવિના હા કહેવરાવાની તદબીર કરવા કરતાં હા કહેવરાવાની તદબીર વિનાજ નિશ્ચય કરાવા પ્રયત્ન કરેછે, તે અસાધારણ વક્તા છે, અને સર્વ કાલમાં સરખી રીતેજ જય પામેછે. સીસરોનાં વિશાલ અને અલંકૃત વ્યાખ્યાન સાંભળીને જતી વખતે રોમન લોકો અન્યોન્યમાં એમ કહેતા કે "અહા! કેવો વક્તા!" પણ ડીમોસ્થીનીઝનું વ્યાખ્યાન સાંભળ્યાથી, અથીનીઅન લોકો પ્રકૃત વિષયમાં એવા તન્મય થઇ જતા કે તે વક્તાને કેવલ વિસરી જઈ વેર વાળવાના આવેશમાં આવી દોડતા અને ઉચ્ચરતા કે "ચાલો, ચાલો, ફીલીપને અત્યારે પૂરો કરીએ."

## પક્ષનેતા. (તડવી)

જે માણસ તડવી થવાની ઈચ્છા રાખેછે તેને સહજ સમજાશે કે પ્રતિપક્ષીઓને આંટી ખવરાવવા કરતાં સ્વપક્ષીઓને ખુશી રાખવા એ વધારે મુશ્કેલ છે. તેને ઘણીવાર ખોટાં અને તેથી નબળાં કારણોને આધારે વહી-

વટ લેવો પડશે, કેમકે ખરાં અને મજબુત કારણ તેનાથી કહી શકાશે નહિ. પૈસાદાર અને ખેતાબ પામેલા લોકો ખોટા હોય તથાપિ કોઈ કોઇ પ્રસંગે તેમની તરફદારી કરવાનું એને ભાગ આવશે, અને જે ખરા ઉત્સાહી પણ તંગ હાલતમાં હશે, છતાં સર્વદા ખરા હશે, તેનો હાથ ઝલાશે નહિ. એવી ક્ષણ પણ આવશે કે જ્યારે એણે બહાદુરલોકના ભયની દરકાર કરવી એટલુંજ નહિ પણ ડાહ્યાની બેવકુફાઈ પણ ગળે ઉતારવી. જે વાત છચોક જણાતી હોય તેનાથી તેને આંધળા થઇ, જે દેખ્યાને પણ ન સુજે તેવી વાતો જોવી પડશે. બીજા બધાને મોખરે થવામાં એણે પોતાનાથી નીચામાં નીચા થવું પડશે; ઉંચામાં ઉંચાં ઝાડનાં મૂલ ઉંડામાં ઉંડાં એટલે નીચામાં નીચાં હોયછે. વળી, અતિસૂક્ષ્મ દેખરેખ ન રાખે તો, એના ઉદયમાંજ એનો નાશ થશે. કેમકે છુપાવીને રાખેલી “બેટરી” સ્પષ્ટ દેખાતી હોય તેના કરતાં વધારે નાશકારક છે; એપ્રમાણેજ પોતાના પ્રતિપક્ષીના દ્વેષકરતાં એને પોતાના મળતીઆઓની છુપી ઇર્ષ્યાથી વધારે સાવધ રહેવાનું હોયછે. આવી ઇર્ષ્યા નિરંતર એના નિકટસંબંધમાંજ રહેવાની, પણ એણે તેનો શક પણ દેખાડવો નહિ; એ ઈર્ષ્યા એની બહુ બારીક તપાસ રાખ્યા કરે પણ એણે તેને દીઠી છે એમ બ-

તાવવું નહિ; અને જ્યારે એ ઈર્ષ્યાનાં ફલ પેદા થવાની તૈયારી હોય ત્યારે પણ તેણે એની સામે થવાને સજ્જ થયાની નિશાની બતાવવી ન જોઇએ, કિંબહુના, સજ્જ થયા પછી સામે થવામાં પણ પોતાની ઢાલ ને તરવાર બન્ને સંતાડી રાખવાં જોઇએ. જે મહોટો માણસ કેહેવાતો હોય તેનામાંથી, તેણે પ્રસંગવશાત્ જે જે સાધ્યું હોય તે, ભાગ્યાધીન જે જે મેળવ્યું હોય તે, તેમજ તેણે પોતાના મિત્રોના ડાહાપણથી ને શત્રુની મૂર્ખાઇથી જે પ્રાપ્ત કર્યું હોય તે, એ સર્વ બાતલ કરીએ તો જેને એક રાક્ષસ જેવો ગણતા હોઇએ તે છેક વેંતીઆ માણસ જેવો લાગશે. મને એમ યાદ છે કે વોલ્ટેરે જે એવું કહ્યું છે કે ક્રોમવેલનું મહાભાગ્ય હતું કે તે જે વખતે લોકો રાજાથી કંટાળી ગયા હતા તે વખતે આવી લાગ્યો, પણ એના દીકરા રીચર્ડનું એ દુર્ભાગ્ય હતું કે તે જે વખતે લોકો 'પ્રોટેક્ટર' થી કંટાળી ગયા હતા તે વખતે પોતાનો હક સાચવવા મથતો હતો.

## સલાહ.

જે સલાહ કરવામાં તે કરાવનાર પંચાતીઆને સારી પેઠે ઈનામ મળેલું હોય તે સલાહ ઘણું કરીને ખરાબ નીવડે છે. અને જે ઈનામ આપેલું હોયછે તે એના દુશ્મનને છેતરવામાટે તથા જે સલાહના તમામ લાભ

સ્પષ્ટ રીતે પોતાનીજ તરફેણમાં હોય એવી સલાહ કરાવવામાટે હોયછે. એવી સલાહ ચાલતી નથી; ને સારી સલાહ તો એજ ગણાય કે જે ઘણામાં ઘણી ચાલે તથા ટકે. ત્યારે જે સલાહમાં ઉભય પક્ષના લાભ સમાન હોય અને જેમાં ઉભયનું શુભ થવાનો સંભવ હોય તે વધારેમાં વધારે ટકે, કેમકે તેને ચલાવવામાં ઉભય પક્ષનું ભલું થાય એમ છે. એમ ન થાય તો ચર્મપત્રના લેખ અને દરબારી સહી શીક્કાથી હથીઆર પકડનારી તથા વાપરી જાણનારી કોઈ પણ અસંતુષ્ટ પ્રજા કબજે રેહેવાની નથી.

## વિદ્યાભિમાન.

અજાણ્યા શબ્દોથી જે ભાવાર્થ બતાવી શકાય તેવા શબ્દો શુદ્ધ અંગરેજી ભાષાનાજ મળી શકતા હોય ત્યારે તેવા સર્વને સમજાય એવા શબ્દો વાપરવાના મૂકી દઇ પરભાષાનાજ શબ્દોને ભાષામાં દાખલ કરવા એ એક મિથ્યા વિદ્યાભિમાન વિના બીજું કાંઈ નથી. કારણ કે પરશબ્દોને પરદેશી નોકરોનીપેઠે, સ્વદેશીઓને હાનિ કરે તેવી રીતે કદાપિ દાખલ કરવા ન જોઇએ, સિવાય કે સ્વદેશીઓ વિશ્વાસને અપાત્ર જણાય. એક મંડલીમાં મને એકવાર એમ પૂછવામાં આવ્યું કે "કોનવર્સેશન" અને "કોનવર્સાટસોની" એ શબ્દોના અર્થમાં શો તફાવત છે?

મેં ઉત્તર આપ્યું કે જો એ બે શબ્દના અર્થમાં કાંઈ પણ ફેર હોય તો તે એટલોજ છે કે "કોનવર્સેશન"માં જો કોઈ મૂર્ખ માણસ લવારો કરે તો તે સાંભળવાની આપણને ફરજ પડતી નથી, પણ "કોનવર્સાઝિઓની"માં પડેછે. એક વૃદ્ધ ગૃહસ્થ જે રસાયણશાસ્ત્રકરતાં ધર્મશાસ્ત્રમાં ઠીક માહીત હતો તેનાવિષેની મેં એવી વાત સાંભળી છે કે તેણે પોતાના મિત્રોને પૂછ્યું કે ભાઇ, "કેલવિનિઝમ" એ જૂના શબ્દમાં અને "ગેલવેનિઝમ" એ નવીન શબ્દમાં શો તફાવત છે? પેલા મિત્રે એવો જવાબ દીધો હોત તો ઠીક પડત કે ઉભયને "દેવતા" સાથે ઘણો સંબંધ છે, પણ ઉભયમાંનાં એકે જે તત્ત્વની જોડે તેમને ઘણામાં ઘણો સંબંધ છે તેનું સ્વરૂપ સમજાવવામાં અદ્યાપિ જરા પણ ફતેહમંદ નીવડ્યાં નથી.

## કંજુસ.

એવું સામાન્યત: બોલાય છે કે કોઇ પણ મૂર્ખને દોલત મળી શકેછે; પણ આમ ધારનારા ડહાપણવાળા નથી. વાત એવી છે ખરી કે ઉપરથી આળસુ જેવા જણાતા લોકોને પૈસા મળેછે, પણ તેમને પોતાના પૈસામાટે પોતાના આળસનો ઉપકાર માનવાનો હોતો નથી. તેઓ, તેમની મુખ્ય નેમ જે પૈસો તેની સાથે જરા પણ સંબંધ ધરાવતી ન હોય એવી દરેક વાતના સંબંધે બેવકુફ

જેવા જણાયછે, કારણ કે તેમની શક્તિ માત્ર ફક્ત એટલી એકજ વાત ઉપર સ્થિર થયેલી હોયછે. પણ તેમને રસ્તે તેઓ બહુજ ડાહ્યા હોયછે, ને તેમની સાથે કામ પડે ત્યારે તે વાત સહજ સમજાય છે. સાધારણ લોકો તેમને છછુંદરની પેઠે આંધળા ધારેછે, તથાપિ પોતાના પીળા ડુંગર રચવામાં ઉભયે સંપૂર્ણ રીતે તીક્ષ્ણ દૃષ્ટિવાળાં હોયછે, અને પોતાના નીચ તથા ગંદા કર્મમાટે બન્નેને, તે આંધળાં છે એમ ધારનારના કરતાં, વધારે સારી આંખો છે.

## ધીરજથી પૂર્ણતા.

જે લેખકને અમરત્વની આકાંક્ષા હોય તેણે જો લેખિનીનાં ફલને ટાંકણાના ફલ જેટલાં અમર કરવાં હોય તો શિલ્પકારનીપેઠે વર્ત્તવું. શિલ્પકારનીપેઠે તેણે છેવટે સંપૂર્ણતાએ પહોંચવું. તે નિત્ય જે ઉમેરાય તેથી નહિ, પણ જે નિત્ય કાઢી નાખવામાં આવે તેથી; નહિ તો સુંદર સૂર્યમૂર્તિ જેમ વગર કોતરેલા પથરામાં છુપાઇ રહેછે તેમ તેની બધી શક્તિ નકામી સામગ્રીમાં દબાઈ જાય. મીકાએલ એન્જીલો એક મૂર્તિ તૈયાર કરતો હતો તેવામાં એક મિત્ર તેને મળવા ગયો. વળી થોડા વખત પછીથી તે ફરી મળ્યો. ત્યારે પણ પેલો શિલ્પકાર એજ મૂર્તિ ઉપર રોકાયલો હતો. પેલા મિત્રે એ મૂર્તિ

તરફ જોઇ કહ્યું કે "તમને હું પેહેલી વખત મળ્યો તે પછી તમે કાંઈજ કર્યું જણાતું નથી." શિલ્પકારે ઉત્તર આપ્યું "એમ નથી, મેં આ ભાગને ફરી હાથ માર્યો છે, આ સ્નાયુને વધારે તરતો કર્યોછે, આ હોઠને વધારે ભાવ-સૂચક કર્યોછે, અને આ અવયવને વિશેષ વીર્યવાન્ બનાવ્યો છે." મિત્રે કહ્યું "એ તો ઠીકજ છે, એમાં કાંઇ દમ નથી." એન્જીલોએ કહ્યું "તમે એમ ધારતા હશો, પણ યાદ રાખજો કે દમવિનાની ઘણી વાતોથીજ દમ-વાળી એક ચીજ થાયછે, ને એવી દમવાળી ચીજ એ દમવિનાની વાત નથી."

## વૈદ્ય.

ધનાઢ્ય રોગી નિર્ધન વૈદ્યને, નિર્ધન વૈદ્ય ધનાઢ્ય રોગીને મટાડે તે કરતાં, વધારે વખત મટાડેછે; અને એ વાત જરા માર્મિક છે કે નિર્ધન વૈદ્યનું જલદી સારા થવું ધનાઢ્ય રોગીના રોગના લંબાણ ઉપર આધાર રાખેછે. કેટલાક લોક કોઈ ઈશ્વરી ચમત્કારની વાત કરતા હોય તેવું મોં રાખીને વારંવાર કહેશે કે અમારી આશા મૂકી દીધી હતી છતાં અમે ઉભા થઇ શકયા, પણ તેઓ વધારે યોગ્ય રીતે તો એમ કહી શકવા જોઇએ કે તેઓની આશા મૂકેલી હતી માટેજ તેઓ સારા થયા.

## ગંમત.

આપણી ગંમતોને ગોઠવી એવી યોગ્ય રીતે ચલાવવી કે જેથી એમાંની એક પણ એટલી ભારે ન થઇજાય કે બીજી બધીને ડુબાવી દે; આ પ્રમાણે કરવામાં ખરા યુદ્ધનેતાના જેવી ચતુરાઈ થોડી વાપરવી પડતી નથી. આનું કારણ એમ છે કે ગંમતો જાતે ઘણીજ ખાઉકર હોયછે, ને એક એકને બહુ નડેછે, ને પ્રત્યેક, એરૉનના સર્પની પેઠે, બાકીની બધીને ગળી જાય એવો સંભવ રહેછે. ઉદાહરણ તરીકે લઇએ તો પીવાની ટેવથી બીજી ઓછી આકર્ષક પણ અતિ હિતકર અને જેવી શુદ્ધ તેવી નિત્ય ગંમતો ભોગવવા માટેની શક્તિ ક્ષીણ થાયછે, જુગારથી તેમાટેનાં સાધન ક્ષય પામેછે, ને વિષયાસક્તિથી તેમાં મઝા પડતી અટકેછે.

## હળ, તેનો શોધનાર.

એ જણાયલું નથી કે જેણે હળ શોધી કાઢ્યું છે તે ક્યાં થયો કે ક્યાં મુવો; તથાપિ યોદ્ધા અને પરાક્રમવાળા નરોના જે જૂથે આખી પૃથ્વીને અશ્રુજલ પાઇ પોષી છે ને રક્તના ખાતરથી તર કરી છે, ને એમ તેમણે જે હાનિ કરીછે તે પ્રમાણમાંજ તેમનાં નામ ઠામ વંશ ઈત્યાદિ સૂક્ષ્મ અને ચોકસ રીતે આપણેમાટે સં-

ગૃહી રાખવામાં આવ્યાં છે, તેમના કરતાં એ માણસે સૃષ્ટિના સુખમાટે અધિકાધિક કર્યુંછે એમ નક્કી છે.

## કવિઓ.

ઉત્તમ વર્ગના ચીતારાને માટે કાલાંતરથી જે થઇ શકેછે તેટલુંજ ઉત્તમ વર્ગના કવિમાટે પણ થઈ શકેછે, પણ ઉભયપરત્વે પ્રક્રિયામાં ભેદ છે. જે કવિ પોતાનાં કાવ્યોથી કીર્તિ પામ્યોછે, ને જેનું નામ પોતાના પછીના સમયમાં પણ જઇ પહોચ્યું છે, તેને જે ઘટતું હોય તેકરતાં પણ અધિક માન મળવાનું; અને બાઈબલનું જે વચન કહેછે કે "જેને છે તેને મળશે" તે તેની કીર્તિસંબંધે ખરૂં પડવાનું. એક સુંદર દેખાવને માટે દૂરનાથી જેટલું સધાયછે તેટલું કાલાંતરને લીધે, વાસ્તવિક રીતે કહીએ તો, કોઈ સુંદર કાવ્યને માટે થાયછે. જ્યારે કોઈ ભવ્ય શહેરઉપર આપણે તેનાથી દૂર તથા ઉંચે આવેલા ટેકરાપરથી નજર નાખીએ છીએ ત્યારે આપણે એવે સ્થાને હોઇએ છીએ કે જ્યાંથી તે નગરની ગલીકુંચીઓ, અંધારી ગલીઓ, ને ગંદાં ઝુપડાં આપણને જણાતાં નથી; અને તેના ઉંચા મીનારા, ભવ્ય કીર્તિસ્તંભ, મેહેલ તથા દેવળોસિવાય બીજું કાંઇ જણાતું નથી. દીર્ઘકાલના અંતરે કોઇ કાવ્યતરફ દૃષ્ટિ કરીએ તો તેનું પણ એમજ સમજવું; આપણને સુંદરમાં સુંદર ફકરાઓજ સાંભળવામાં આવેછે કેમકે

તેજ સંગ્રહાય છે; નીરસ અને નિર્જીવ રચનાઓને આપણે દેખતા પણ નથી કે સાંભળતા પણ નથી. મીલ્ટન અથવા શેક્સપીઅરના આખા ગ્રંથ જેમણે કદી પણ વાંચ્યા નથી એવાને મોઢેથી પણ તેમના ઉત્તમોત્તમ ફકરા સાંભળવામાં આવેછે. જાણે કે કેલીઓપીના નામની સુંદરતા તેના મુખના ખુબસુરત અવયવોને બદલે તેની કરચલીઓથીજ બનેલી હોય તેમ ડેસીઅર કહેતો કે હોમર વર્જીલ કરતાં સહસ્ર વર્ષે વધારે સુંદર છે. વોલ્ટેરે તો આ અભિપ્રાય એટલેસુધી ચલાવ્યો હતો કે કોઇ પણ કવિને, અદૃશ્ય કરવાથી, કાલનું અંતર વધારે ખુબીવાળો બનાવવાને સમર્થ થાયછે એમ તેનું અનુમાન હતું. તે વારંવાર કહેતો કે ડેન્ટીની આબરૂ દિનપ્રતિદિન વધ્યાંજ જશે કેમકે તેને હવે કોઇ વાંચતું નથી. આપણા નવા કવિઓમાંના જે પોતાને આવી મહત્તાએ તો ક્યારના આવી પહોચેલા જુવેછે તેઓને આ વિચારથી બહુ સંતોષ વધશે, અને તેઓ પણ એક રીતે પોતેજ પોતાને પૂજવાની ધારણામાં મુવા પછી પણ કેટલેક દરજે ફતેહ પામેલા ગણાશે.

## વિનય.

કેટલાક એવા પણ છે કે જે કાંઇ ઉપકાર કરવામાં ના પાડે તે પણ એવા વિનયથી પાડેછે કે ના પાડવાથી

પણ આપણને ખુશી કરેછે; તેમ એવા પણ કેટલાક છે કે ઉપકાર કરે તે પણ એવી રુક્ષતાથી કરેછે કે તેઓ જે ઉપકાર કરેછે તે કરવાની રીતિ. જે કોઈ માણસ આપણા પડી ગયેલા રૂમાલને ચીપીઆવતે પકડીને આપણને આપવાનો વિનય કરે તેવી બહુ વિલક્ષણ હોયછે, તેનાથી જેટલો કંટાળો પેદા કરેછે તે કરતાં પોતાના કામથી આપણને ઓછા ખુશી કરેછે.

## રાજકીય પ્રામાણિકતા.

સ્વર્ગમાં જવાનો માર્ગ નરકમાં થઇનેજ જવું પડે તેવો હોત તો બહુ દુર્ભાગ્યની વાત ગણાત. છતાં આવો ભય ભરેલો અને દુર્લભ માર્ગ, જે જે રાજા, શહનશાહ, અને રાજકીય માણસોએ કોઈ શુભોદર્ક માટે આરંભથી અશુભજ આદરી આચરેલું તેમણે પકડેલો છે.

## લોક.

લોક છે તે સમુદ્રની પેઠે ક્વચિત્જ અમર્યાદ થાયછે, સિવાય કે કોઈ એવું કારણ બની આવે કે જે પોતાની બહારનું તથા પોતાથી સબળ હોય, પણ, એજ દૃષ્ટાન્ત ચાલુ રાખી બોલીએ તો, જે કારણે તેઓ અમર્યાદ થાય તે કારણ વિરામ પામી જાય તે પછી પણ ઉભયે ઘણામાં ઘણું નુકસાન કરી શકેછે.

## અધિકાર.

અધિકારથી ઉત્તમમાં ઉત્તમ હૃદય પણ મત્ત થઈ જાયછે, જેમ કઠણમાં કઠણ મગજ દારૂથી. કોઈ પણ માણસ એવો ડાહ્યો કે ભલો નથી કે જેને નિઃસીમ સ્વતંત્ર અધિકાર સોપી શકાય; કારણ કે એવા જોખમ ભરેલા વિશ્વાસને પાત્ર થવાને તેનામાં ગમે તેવી યોગ્યતા હોય તો પણ જ્યારે તેવો વિશ્વાસ તેના ઉપર મૂકાય ત્યાર પછી તેનાં કૃત્ય માટે કોઈ પણ જવાબદાર રહી શકતું નથી, કેમકે તે પોતેજ પોતાનો જવાબદાર થતો અટકે છે.

## સ્તુતિનિંદા.

કોઇએ બહુ મર્મથી કહ્યુંછે કે જ્યારે લોકો આપણી નિંદા કરે ત્યારે આપણે આપણામાંજ ખામી જાણવી, અને જ્યારે સ્તુતિ કરે ત્યારે તેમનામાં જાણવી. જે નિંદાને આપણે પાત્ર ન હોઇએ તેનો તિરસ્કાર કરવો એ કોઇ અસાધારણ સદ્ગુણનું કાર્ય છે; અને એથી પણ વિરલ અને અસાધારણ તો એ કાર્ય છે કે જે સ્તુતિને આપણે યોગ્ય હોઇએ તેને પણ તિરસ્કારવી. પણ જે પ્રામાણિકતા માત્ર લોકોક્તિ ઉપરજ જીવેછે તે તો તેવિના મરણ પામે; ને એટલાજ માટે, જે સદ્ગુણનું ગુણત્વ

અભિનય માત્રમાં હોવાથી જેની સાર્થકતા માટે લોક-દષ્ટિરૂપ રંગભૂમિની નિરંતર જરૂર રહેછે, તેના ઉપર એ-કાન્તમાં અથવા ઉજડ જંગલમાં વિશ્વાસ રાખી શ-કાય નહિ.

## જલ્પક.

કેટલાક જલ્પકો પોતાનીજ વાતોના એકલા સપાટા ચલાવેછે, અને પોતાના કજીયા કંકાસનાં વર્ણનના એટલા શોખવાળા હોયછે, કે તેઓ પોતાની અનંત નિષ્ઠુરતાને મહોટા શેરીડન જેવાના ટોળ કે સ્વીફ્ટ જેવાનો તડાકો સાંભળવાને પણ અટકાવનારા નહિ. એમને બંધ પા-ડવાનો પ્રયત્ન કરનાર પથરા વહેરનારા મજુરના આટી-આને ઇઓલીઅન સારંગીના સુસ્વરથી અટકાવવા ઇચ્છે તેવું છે. બીજા વળી એવા પણ છે કે જે, આ લોકો જે બેવકુફાઈ લવારાથી ખુલ્લી કરેછે તેને મૌનથી ઢાંકી રાખેછે; પણ તેઓ એવા ઠેઠસુધી ડાહ્યા હોયછે, ને એવા ગરજ બેહેરા હોયછે કે બુદ્ધિના કજળાઇ જતા અગ્નિને આવાં સાધનોથી તેજ કરવાનો યત્ન કરવો તે કજળાઇ જતા દેવતાને બરફની સળીથી ખોરીને જાગ્રત કરવા જેવું છે. એ બેસિવાય એક ત્રીજો વર્ગ ઉભયના મિશ્રણરૂપ તથા ઉભયના ગુણોનો થોડો થોડો અંશ રાખનાર બે કરતાં વધારે બહોળો છે. તેમને પો-

તાની ગરજ જેટલું અજ્ઞાન હોયછે તેથી તેઓ મૂર્ખ લોકોઆગળ વાતે ચઢેછે; ને એજ રીતે તેમને ગરજ જેટલી અક્કલ પણ હોયછે જેથી તેઓ ડાહ્યા આગળ છાના રહેછે. પણ વાસ્તવિક રીતે જોતાં તેમનામાં કાંઇ દમ હોતો નથી; તેમ બીજાનામાં હોય તેની તેમને કીમત પણ હોતી નથી. આવા લોકો જોડે વાતચીતનો "બોલ" નાચવાનો પ્રયત્ન કરવો તે પીછાંના બીછાના-સાથે "ફાઇવ્ઝ" ની રમત રમવા સરખું છે.

## છાપખાનું.

સ્વતંત્ર છાપું કોઈ પણ રાજ્યમાં બહુ લાભ કરવા સમર્થ થાયછે પરંતુ છેક નિંદાખોર છાપું હોય તે પણ અસ્વતંત્ર ગુલામગીરીમાં દબાઇ ગયેલા છાપા કરતાં સારૂં છે, કારણ કે નિંદાખોર હોય તો પણ તેમાં ઉભય પક્ષની તુલના થવાનો સંભવ છે, જે ગુલામગીરીમાં દબાયલામાં નથી. નિંદાખોર છાપું હાનિકારક હોઈ શકે, પણ ગુલામ-ગીરીવાળું તો હાનિકારક છે; કારણ કે ગુલામગીરીવાળા છાપાથી ડહાપણ કરતાં મૂર્ખાઇ વધારે વિસ્તરેછે, ને સ-ત્યને બદલે અસત્યનો વિજય થાયછે; નિંદાખોરવાળા છા-પાથી આમ થઇ શકતું નથી, કારણ કે જેમ તે વિષ આપેછે, તેમ તેનો ઉતાર પણ બતાવેછે, જે ગુલામગી-રીવાળું છાપું બતાવી શકતું નથી. ગુલામગીરીવાળું છાપું

બેવડું હાનિકારક છે. ખરો રસ્તો છુપાવી રાખેછે એટ-લુંજ નથી-કેમકે તેમ હોયતો આપણે એક ઠેકાણે નીરાંતે અટકીએ-પણ ખોટો રસ્તો બતાવી આડા લઇ જઈ ફસાવેછે.

## ગર્વ.

ગર્વ, ઘણી વાર, ખોટો હીસાબ કાઢેછે, ને એથી પણ વધારે વાર ખોટો તર્ક કરેછે. ગર્વવાન્ માણસ બીજાનાથી પોતે ઘણો મહોટો હોય એમ ધારી બીજાથી આઘો રહેછે; એટલે છેટેથી જોતાં બીજા તેને છેક નાના જણાયછે; પણ એ વાતને ભુલી જાયછે કે એજ છેટાને લીધે બીજાને પણ તે નાનોજ દેખાઇ શકેછે.

## રાજવર્ગમાં પ્રામાણિકતા.

પ્રામાણિકતા એ રાજાઓનો મહોટો ભંડાર છે; કેમકે એમાંથી જેમ જેમ આપતા જવાય તેમ તેમ એ વધારે દૃઢ થતો જાયછે, ને જેમ જેમ ઉલેચાય તેમ તેમ ભરાયછે. પણ રાજમુખેથી એક અસત્ય ભાષણ આખી પ્રજાને એટલુંજ નુકસાનકારક નીવડેછે કે જેટલી પોતાના નાયકે કરેલી એક ખોટી સંજ્ઞા આખા લશ્કરને; નાવિકોને દીવાદાંડી તેમ લોકોને રાજપ્રતિજ્ઞા છે. રાજાએ પ્રતિજ્ઞા ન કરવી એ દીવાદાંડી ન બતાવ્યા બ-

રાબર છે; પણ કર્યા પછી નપાળવી એ તો દીવો ન બતાવતાં ખોટો દીવો ધરી પાયમાલ કર્યા બરાબર છે.

## ધંધામાં વિજય.

એક ધંધો મૂકી બીજો લેવામાં માણુસ ક્વચિત્જ વિજય પામેછે; તેનું કારણુ એટલુંજ છે કે લોકો તેને તે બીજા કામમાટે લાયક માનતા નથી. બાકી તે પોતે કાંઈ તેને નાલાયક હોયછે એમ હોતું નથી. દુનીયાંમાં જે વિચાર કરેછે તે આવો કરેછે. જે ધંધામાં પોતાની વયનો પ્રાતઃકાલ, અને મહેનતનો વસંત સમય, ગુમાવ્યા છતાં ફતેહ નમળી, તે મૂકયા પછી તે માણુસ બીજામાં ફતેહ મેળવશે એ સંભવિત નથી. પણ આનો જવાબ એમ છે કે માણુસનો પ્રથમ ધંધો તેને માટે કોઇએ પસંદ કરેલો હોયછે, પણ બીજો તો તે પોતેજ પોતાને માટે પસંદ કરી લેછે; એટલે પ્રથમ ધંધામાં જે નિષ્ફલતા થઈ તે, લોકને અજાણુતાં, પણ તેણે પોતાના ભાવિ ધંધાઉપર જે ખરા મનથી લક્ષ આપેલું તેને લીધેજ હોય; અર્થાત્ આમ હોય તો એ વાત એના જેવી થઈ કે જેઓ બીજા પાસેથી ઔષધ માટેની સલાહ લઈ, ભોજન માટે તો માત્ર પોતાનીજ ઇચ્છાએ વર્તે.

## ધંધા.

ઘણા એક ધંધા જેને શેખશલ્લીના વિચાર ગણી હસી

કાઢવામાં આવેછે, કેવલ તરંગી ગણી અવગણનાએ ચઢાવાયછે, અને મશકરી ગણી નિષેધકોટિમાં નંખાયછે, તે બધા જે ક્ષણે શુદ્ધ જ્ઞાનના પ્રભાવે આટલું સુધરશે તેજ ક્ષણે સિદ્ધ થઈ જશે કેઃ—માણસો પોતાનો સ્વાર્થ સમજે એટલાં ડાહ્યાં થાય, અને સમજ્યા પછી નિઃસ્વાર્થે તેની પાછળ લાગતાં થાય.

## દૈવ.

રાજાઓ લોક ઉપર અમલ ચલાવેછે; તેમના પોતાના આવેશ રાજાઓ ઉપર અમલ ચલાવેછે; પણ દૈવ છે તે એ સર્વને રદ કરી શકેછે, અને રાજાઓનાં દુર્વ્યસનોમાંથી તેમ તેમના સદ્‌ગુણોમાંથી પણ પરમેશ્વરની મરજી સંપાદન કરવાનાં સાધન ઉપજાવી શકેછે. દૃષ્ટાન્ત તરીકે જોઇએ તો "રીફોર્મેશન" જે ઇંગ્લંડના આઠમા હેનરીની વિષયાસક્તિમાંથી જન્મ પામ્યો હતો, તે સ્પેનના બીજા ફીલીપના લોભથી પુષ્ટ થયો હતો. મેરીએ કેથોલીક ધર્મ સમગ્ર રીતે સ્થાપવા માટે એલિઝાબેથનો ભોગ આપ્યો હોત, પણ તેના પતિ ફીલીપેજ તેને તેમ કરતાં અટકાવી. કેમકે એલિઝાબેથના મરણથી બીજા ફ્રાન્સીસને પરણેલી મેરી સ્ટુઅર્ટ રાજ્યની વારસ થાત; અને જો તેમ થાત તો ગ્રેટબ્રીટન અને ફ્રાન્સનો એક સંપ થઈ એની પોતાની સામ્રાજ્ય સ્થાપવાની અતિ લો-

ભિષ્ટ વાંછનાઓને વિખેરી નાખવા સમર્થ નીવડત. પરિણામ એ આવ્યું કે એલિઝાબેથનો જીવ ઉગર્યો, અને પ્રોટેસ્ટંધર્મ સર્વત્ર પ્રસર્યો.

## દૂરદર્શિની બુદ્ધિ.

બીજાથી ઉત્કૃષ્ટ થવું એ બુદ્ધિનું ચિન્હ છે; પણ તે ઉત્કૃષ્ટતાને કયે પ્રસંગે ગુપ્ત રાખવી એ સમજવું એ એ પણ અધિક દૂરદષ્ટિનું ચિન્હ છે. પ્રખ્યાત વક્તા ડોમિશીઅસ એફ્રે, જ્યારે કેલીગ્યુલાએ એક ભાષણ કરી તેનાઉપર હુમલોકર્યો ત્યારે, કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ, ને એ જુલમગારના અપ્રતિરુદ્ધ વાગ્માધુર્યથી પોતે પ્રતિહત થયો હોય એમ દાખવ્યું. જો એણે ઉત્તર આપ્યું હોત તો એ એને પરાસ્ત કરી શકયો હોત એમાં સંશય નથી; પણ એની સાથે એમાં પણ સંશય નથી કે એનું માથું પણ પડયું હોત; ને એટલાજ માટે એણે જે પરાજયથી પોતાનો જીવ બચે તે, જે વિજયથી પોતાનો જીવ જાય તેના કરતાં, વધારે યોગ્ય જાણી સ્વીકાર્યો.

## લૌકિક મહાશયો.

ખાનગી મંડલોમાં અમુક પ્રકારની બુદ્ધિ અને કુશલતા માટે પ્રસિદ્ધિ પામેલા કેટલાક પુરુષો જ્યારે આ સંસારની ભવ્ય રંગભૂમિ ઉપર ઉભા રહી લૌકિકમહાશ-

યતા દાખવવા જાયછે ત્યારે બહુ દયામણી રીતે નિષ્ફલ થાયછે. નાના મંડલના મહાશયો પણ મ્હોટા મંડલના નાના માણસો, આ પ્રમાણે અજ્ઞાનીને પોતાના જ્ઞાનનો ભભકો બતાવી શકેછે, પણ જ્ઞાનીઓ આગળ તો પોતાનું અજ્ઞાનજ છતું કરેછે. વેલ્સમાંના ઝરા જેમ સૂર્યના તાપમાં સુકાઈ જાયછે તેમ તેમની બુદ્ધિશક્તિ લૌકિકદૃષ્ટિ આગળ કેવલ ઉડી જાયછે. અને બીજી રીતે પણ તે ઝરા જેવીજ છે, કેમકે તે ઝરા શીયાળામાં જ્યારે તેમને કોઈ જોવા જઈ શકતું નથી ત્યારે ઘણા સુંદર હોયછે એમ કહેવાયછે.

## દંડ.

ઈશ્વર સદ્ગુણનીજ પક્ષ કરેછે; કારણ કે જેને દંડનું ભય છે તેજ દંડ પામેછે; તે જેને દંડ યોગ્ય છે તેનેજ દંડનું ભય હોયછે.

## કજીઆ.

બે વાતનો યોગ્ય વિચાર કર્યો હોય તો ઘણાક કજીઆ થતા અટકે; પ્રથમ એ કે આપણે ઘણી વાર શુદ્ધ અર્થને બદલે માત્ર શબ્દો માટેજ વઢતા તો નથી; અને બીજું એ કે જે બાબત મતભેદ થઈ તકરાર ચાલેછે તે તકરાર કરવા જેટલા જીવવાળી છેકે નહિ.

## વાચક અને લેખક.

આલસુ વાચકો એટલા સુસ્ત હોયછે, ને આલસુ લેખકો એટલા ઉદ્યોગી હોયછે, કે ટાપટીપવાળી મૂર્ખાઈ ટાપટીપ વગરની બુદ્ધિને અન્તરમાંથી કેવલ નિર્મૂલ કરવા સમર્થ થવાનો સંભવ છે.

## સંબંધી.

સંબંધીઓ આપણી સાથે ઘણામાં ઘણી છૂટ લેછે ને થોડામાં થોડી સહાય કરેછે. કોઈ પરાયો માણસ જો કે આપણને તેના પૈસાથી સહાય કરી શકતો નથી તો એટલું તો ઠીક છે કે તે પોતાની ટીકાઓથી આપણને અપમાન તો નહિજ આપે; પણ સંબંધીઓ પરત્વે તો એમજ ઘણી વાર સંભવેછે કે તેઓ પોતાના દ્રવ્યની બાબતમાં ખરેખરાં કંજુસ થાયછે, ને શીખામણ આપવામાં ખરેખરાં ઉદાર નીવડેછે.

## પશ્ચાત્તાપ.

વેર વાળવાની વૃત્તિ આપણા પોતાના લોહીને ઉકાળનારો તાવ છે. જેનો ઉપાય સામાનું લોહી વેહેવરાવ્યાવિના બીજો નથી; પણ એ ઉપાયથી ઘણીવાર પ્રતિરોગ થાયછે, તેનું નામ પશ્ચાત્તાપ; ને એ રોગ પ્રથમના રોગ કરતાં બહુજ ભયંકર છે કેમકે અસાધ્ય છે.

## આઠીઆ.

જ્યારે બીજા ચાર્લ્સને પુનઃરાજ્ય આપ્યું ત્યારે રાજભક્તિ તરફ લોકમતનું એટલું દૃઢ વલન થયું હતું કે તે સમયનો ઇતિહાસ લખનાર આશ્ચર્ય બતાવેછે કે જે નુકસાન થયું તે કરનારા એકદમ ક્યાંથી આવી પડયા. પણ આવું જે આશ્ચર્ય જણાવવું તે અજ્ઞાનનું લક્ષણ છે; કારણ કે ધર્મમાં તેમ રાજ્યખટપટમાં એ તો નિશ્ચયજ છે કે કાંઈપણ ઢંગધડા વગરના આઠીયા લોક પોતાનો વેશ જેવા હાસ્યકારક રીતે જોઇએ તેથી પણ વધારે ભજવેછે તેવો કોઇ ભજવી શકતું નથી. આવા પ્રસંગે આવેશમાત્ર બહુમાં બહુ પ્રાબલ્યથી વર્તેછે; અને ઘડીઆળના લોલકનું એક પાસાનું વર્તન જેમ બીજી પાસા જતાં તેણે જે કમાન કાપી હોયછે તે ઉપર આધાર રાખેછે તેમ ઘણામાં ઘણું પ્રતિવર્તન પામેછે.

## ટોળ.

ટોળ ત્યારેજ સંપૂર્ણ ગણાય કે જ્યારે તે પોતાનું ધારેલું બે પાસાની ધારવાળી તરવારથી પાર પાડે. ટોળ છે તે આનંદ ઉપજાવવાની શક્તિનું ઉત્તમમાં ઉત્તમ ચિન્હ છે. કારણ કે જે વખતે આવેશો પૂરેપૂરા જાગ્રત થયા હોય તેવી વખતે બુદ્ધિના તાત્કાલિક ઉપયોગનું તે ફલછે.

ફર્નિમાં કોઇ અંગરેજ મુસાફરે વૉલ્ટેર આગળ હેલરનું નામ લીધું ત્યારે તે તેનાં અત્યંત વખાણ કરવા મંડી પડ્યો. પેલા પરદેશીએ કહ્યું કે આવી વૃત્તિ બહુજ નિષ્પક્ષપાતી ગણાય, કારણ કે હેલર પોતે તો તમારાવિષે કદી પણ આટલી સારી રીતે બોલતો નથી. વૉલ્ટેરે તુરત જવાબ આપ્યો, "કાંઈ હરકત નહિ, કદાપિ અમે બન્ને ભુલતા હોઇશું."

## અનુશય.

અનુશયનાં બીજ યુવાવસ્થામાં મોજમઝામાં રોપાયછે, પણ તેનાં ફલ વૃદ્ધાવસ્થાએ દુઃખમાં મળેછે.

## અતડાપણું.

પેહેલીજ મુલાકાતે કોઇ માણુસ ન બોલે તો તે એની અગાધ શક્તિને લીધે હોય, બીજીએ ન બોલે તો કદાપિ કોઇ સાવચેતીને લીધે હોય, પણ ત્રીજી મુલાકાતે પણ તેમ ને તેમ રહે તો તો હું એમજ માનું કે એમાં કાંઇ માલ નથી.

## વૈરાગ્ય.

કોઇ પણ વાતથી અસંતુષ્ટ થવું નહિ; જો આપણાં દુઃખ નિવારણ થઇ શકે તેવાં હોય તો એમ કરવું એ અયોગ્ય છે. જો ન થઈ શકે તેવાં હોય તો વ્યર્થ છે.

પણ જે ખરા ક્રીશ્ચીઅન છે તે કેવલ સ્ટેઇક વૈરાગ્ય કરતાં જુદીજ જાતની રચના ઉપર પોતાનું ધૈર્ય સ્થાપેછે. જે જે થાયછે તેથી તે સંતુષ્ટ રહેછે કારણ કે તે એમ સમજેછે કે જે વાત બનેછે તે ઈશ્વરને ગમતીજ છે. ને જે ઈશ્વરને ગમી તે ઉત્તમોત્તમ છે. તેને વિશ્વાસ છે કે કાંઈપણ નવી વાત મારાઉપર આવી પડનાર નથી, અને હું એવા પિતાની સંભાળમાં છું કે જે એવા કોઇ પણ દુઃખથી મારી કસોટી નહિ કાઢે કે જેને વૈરાગ્ય પરિભવ ન૦પમાડે અથવા મરણુ નિર્મૂલ કરી ન શકે.

## વૈર.

કેટલાક વિવેચકો વૈરને લિંગ કલ્પેછે, અને તેને કેવલ સ્ત્રી જાતિમાંજ મૂકેછે. પણ બીજા અનેક દુર્ગુણની પેઠે એ પણ ઉભયલિંગી છે. છતાં, પરિભૂતગર્વ કે અનાદૃતપ્રેમ એ બે વૈર ઉત્પન્ન કરવાનાં અતિ સબલ કારણો છે. તે ઉપરથી તે સ્ત્રીત્દૃદયમાં વધારે બળથી પ્રવર્તતું હશે એમ ધારવામાં આવે. પણ જેમ આ બે દુરવસ્થાનાં કારણ સ્ત્રી વર્ગમાંજ હોતાં નથી, તેમ તેનાં કાર્ય પણ ત્યાંજ હોય એમ નથી. ઇતિહાસ જોતાં એકાદ ફુલવીઆ કે ક્રિસ્ટિનાને ઠામે અનેક સલા નજરે પડી શકશે. વાસ્તવિક વિચાર કરતાં યથાર્થ વાત ઘણું કરી એવી સમજાશે કે ઉભયે લિંગનાં મનુષ્યોનાં ત્દૃદય, અ-

પમાન કરતાં હાનિને વધારે જલદીથી માફ કરશે, ને તે પણ વિશેષ કરી જ્યારે હાનિ કરનાર તરફથી કરવામાં આવેલી હાનિ આપણને હલકા પાડવાને નહિ પણ પોતાને લાભ કરવાને હોયછે ત્યારે. **મારગેરેટ લેમ્બ્રમ** પુરુષનો વેષ ધારણ કરી ટ્વીડ નદી ઓળંગી, એલિઝાબેથને મારી નાંખવાને ઇંગ્લંડમાં આવી. આવું વૈર-વ્રત તેને બે કારણથી ગ્રહણ કરવું પડ્યું હતું; પોતાની રાણી મેરીનું મરણ, ને તેનેલીધે પોતાના પતિનું સ્વામિભક્તિના અનુતાપે મરણ. એલિઝાબેથની સમીપ જવાનો પ્રયત્ન કરતાં તેની એક પીસ્તોલ પડી ગઇ; જે ઉપરથી તેને પકડી રાણી સન્મુખ ઉભી કરી ત્યારે તેણે સંપૂર્ણ હીમ્મતથી પોતાનો વિચાર પ્રસિદ્ધ કર્યો અને વિશેષમાં બોલી કે જે નિયમ એમ જણાવેછે કે બલ અથવા બુદ્ધિ કશાથી, પ્રેમપ્રેરિત અબલાના વૈરની પ્રવૃત્તિને કોઈ અટકાવી શકતું નથી તેની સત્યતા અનુભવથી સિદ્ધ કરીજોવાની મારે ફરજ પડી છે. માહારાણીએ એવું દર્શન આ સમયે કરાવ્યું કે જેવું કોઇકજ રાજાએ કરાવ્યું હોય; ને એમ એ સ્ત્રીને નિશ્ચય કરાવવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ બતાવ્યો, ને બતાવ્યું કે એવા પણ કેટલાક હાનિના પ્રસંગ છે કે જેને સ્ત્રી પણ દરગુજર કરી શકેછે.

## વ્યતિક્રમ.

એ બાયલાપણું તો કેવલ અસાધ્યજ છે, કે જેને અધિકારના લોભથી પણ પાણી ચઢતું નથી. ફ્રાન્સમાં જે મહાન્ વ્યતિક્રમ (રેવોલ્યુશન) થયો તેમાં અધિકાર અને સ્થાનને માટેના કલહ લેશ પણ ન્યૂનતાને પામ્યા નથી. જગો અને દરજ્જામાટે એથી વધારે આતુરતા અને કાવતરાંથી કદી પણ મારામારી નહિ થઈ હોય કે જ્યારે તે પ્રાપ્ત કરનારનાં માથાં ગુંદરથી જેમ તેમ ચોટાડ્યાં હોય તે કરતાં પણ છેક ધડ ઉપરજ ન હોય તેવે વખતે થઈ હતી. ચોમાસાની કુતરાછતરીની પેઠે લોકને ઉશ્કેરનારા ઉગી ઉઠતા હતા, ને તે વાવેતરને રક્તથી પોષણ થતું હતું; જો કે વારંવાર એમ બનતું કે કોઈ પ્રસિદ્ધિ પામનારની પ્રતિમા ઘડનારે પ્રતિમા પૂર્ણ ન કરી હોય તે પૂર્વે તો નમુનોજ ગીલોટીનથી પૂરો થતો, ને પ્રતિમા સૂકાય તે પેહેલાં તો તે હતો નહતો થઈ જતો.

## સંધિ વા, મતાંતર નહિ.

### (ર્યુમેટિઝમ, સ્કિઝમ્ નહિ.)

કલ્પેલા કારણથી દૃશ્યકાર્ય ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું વિદૂર હોય તથાપિ આપણી ક્ષુદ્ર મમતા, આપણા વિજય એકલાનેજ નહિ પણ આપણા પરાજય

સુદ્ધાંને, કેવલ આપણા પોતાનાજ સંબંધનાં કારણોથી ઉદ્ભવતા માનેછે. એક અતિ મમતાલુ, અને એના ગજા પ્રમાણે પ્રખ્યાત ધર્મોપદેશક, જેનું વાગ્માધુર્ય એની પોતાની પ્રિય કેમ (નદી) ના કરતાં વધારે વિપુલ અને વિમલ હતું, તે પોતાના શ્રોતામાં એક જણને, ઘણો વખતથી દેખતો નહતો. મતાંતરને લીધે એના અનતિવિપુલ શ્રોતાવર્ગમાંથી ઉંણું તો થવા માંડ્યું હતું, એટલે ટેવાયલી આંખને એક પણ ગેરહાજરી સહજમાં જણાઈ આવે. ઉપદેશકે પોતાના કારકુનને અતિ ઉત્સુકતાથી પૂછ્યું "ખેડુત બ કેમ જણાતા નથી? મેં એમને ત્રણ અઠવાડીયાંથી દીઠા નથી. હું ધારૂંછું કે સોશીનીએનિઝમ્‌ને લીધે તો એમ નથી થયું?" કારકુને કહ્યું "ના સાહેબ, એથી પણ વધારે માઠું કારણ છે." "સોશીનીએનિઝમ્‌થી પણ માઠું!– ત્યારે તો ડીઇઝમ્?" "નાજી, એથી પણ અધમ." "ડીઇઝમ્‌થી અધમ! રે ઇશ્વર! હું નથી ધારતો, પણ એથીઇઝમ્ તો નહિ?" "એથી પણ ખરાબ." "એથીઇઝમ્‌થી ખરાબ! ખોટી વાત. એથી ખરાબ હોવું એ તો અશક્ય છે." "ના સાહેબ, છે, એ તો ર્‌યુમેટિઝમ્."*

---

* સોશિનીએનિઝમ્ એ ક્રીસ્ચઅન ધર્મનો મતાંતર છે. ડીઇઝમ્ એટલે મૂર્તિપૂજા, એથીઇઝમ્ એટલે કેવલ નાસ્તિકતા, ને ર્‌યુમેટિઝમ્ એટલે સંધિવા.

## હાસિ.

દયાનું છે તેમ હાસિનું પણ છે કે આપણે એ બેમાંથી એકેના પાત્ર છેક એકલાજ થવાને ઇચ્છતા નથી; અને ગમે તો આપણા ઉપર લોકો દયા લાવતા હોય કે આપણી મશ્કરી કરતા હોય તો પણ આપણે તેમાં બીજાને ભેળવવા દલગીર હોતા નથી, ને એમ ધારીએ છીએ કે ભાગે પડતો ભાગ વહેંચાવાથી ભાર ઓછો લાગશે. આ વાતના ઉદાહરણ તરીકે, **લીપ**ઝીકની લડાઇમાં એક ગૃહસ્થ હતો તેણે કહેલી નાની સરખી વાર્તા ઠીક કામ લાગે તેવી છે. સર્વને યાદ હશેજ કે આપણી સરકારે એ લડાઇમાં મદદ કરવા એક "રોકેટ બ્રાઇગેડ" મોકલી હતી, ને તેમાં સેનાપતિ કેપટન **બો**જરનો પ્રાણ ગયો હતો. એ સર્વ સ્મરણીય યુદ્ધમાં ફ્રેંચ લોકોનો પરાજય થયા પછી **લીપ**ઝીકમાં દેશદેશનાં સીપાઈ અને હથીયાર ફરતાં હતાં; ને તેથી એતો સહજજ છે કે ભાતભાતનાં નાણાં પણ ગામમાં ચાલવા લાગ્યાં હતાં. એક **બ્રીટીશ** "પ્રાઇવેટ" જે સદરહુ ટુકડી જોડે હતો, ને જેણે ભાગ્યું તુટચું ફ્રેંચ ને જર્મન ભરડેલું હતું તે **લીપ**ઝીકમાં મહોટામાં મહોટા હોટેલમાં ગયો, ને તેના માલીકને એક ઇંગ્લીશ શિલિંગ બતાવી બોલ્યો કે આ ચાલશે? પેલાએ કહ્યું "હા, તમારે આ ઠેકાણેથી જે જોઇએ તે એ

નાણુાથી મળી શકશે; હાલમાં એ નાણું અહીં ચાલેછે.” ભાગ્યશાલી ભમતા સાહેબે, આવી તક જોઈ, જોરભેર હુકમ આપવા માંડયા, ને કાંઈ પણ અટકયા કે વિચાર્યાવિના તેમણે તો સરસમાં સરસ ભોજન, ઉંચામાં ઉંચા દારૂની બાટલીઓ વડે ગળે ઉતારી દીધાં. જતી વખતે પેલો એકનો એકજ શિલિંગ જે પોતાનીપાસે હતો ને જેનાથી આ બધા ચમત્કાર થઈ શકશે એમ પેલા હોટેલવાળાના બોલવાથી પોતે ધાર્યું હતું, તે, ભાઇએ તો હીસાબમાં મૂકયો. “ગાર્ટર”ના યજમાને આટલું નાણું દેખતાં જે આંખો ચઢાવી, ખભા મરડયા, ને ઉદ્ગાર કર્યો, તેનું વર્ણન કરી શકાય તેમ નથી. ખુલાસો થયો. પણ તે ઘરધણીના લાભમાં ઉતર્યો નહિ, ને એમ પણ જણાયું કે કાંઈ વધારે નીકળે તેમ નથી એટલુંજ નહિ, પણ જે હાસિ થશે તેનો પાર નહિ રહે. પણ આ રીતે જે નફો થયો તે પોતાના પડોશી સાથે વહેંચી લેવાની એને અતિ ધાર્મિક બુદ્ધિ પેદા થઈ. એ ઉપરથી પોતાના પરોણાને દરવાજા આગળ લઈ જઈ આંગળી કરીને બતાવવા લાગ્યો, ને બોલ્યો “પેલું હોટેલ સામે જણાયછે તે જોયું; એનો ધણી મારો કટ્ટો દુશ્મન છે. આ વાત એના જાણ્યામાં આવ્યાવિના રહેવાની નથી, ને એમ થશે તો એ વાત બધા ગામમાં થશે.

હવે જો ભાઈ, વાત એવી છે કે તેં જે ભોજન કર્યાં તે ભલે, પણ હું તે ઉપર વળી તને બીજા પાંચ ફ્રેંક આપું, પણ એવી શરતે કે જેવું અહીંયાં આજ કર્યું તેવુંજ કાલે તારે ત્યાંપણ કરવું." આપણા ભાઇબંધે પેલા પૈસા લીધા, ને શરત કબુલ કરી, પણ પેલા નાણાને ધીમેથી ખીસામાં ગોઠવ્યા પછી, પેલા શેઠની રજા લીધી, તથા ધીમેથી એવી સલામ કરી કે જે આખા લીપઝીકને જરા પણ અપમાન આપે તેવી ન હતી, ને બોલ્યો કે "મેહેરબાન તમારી ઇચ્છા પ્રમાણે કરવાને હું બંધાયલો છું, હું મારાથી જે બની શકશે તે જરૂર કરીશ, પણ મારે તમને સ્પષ્ટ રીતે ખબર કરવી જોઇએ કે હું ફતેહ પામી શકીશ નહિ, કેમકે એ ગૃહસ્થ સાથે આવુંજ કાવતરૂં મેં માત્ર ગઈ કાલેજ કરેલું છે, ને એની ખાસ ભલામણ ઉપરથીજ આપને આજે મારી મુલાકાતનું માન મળેલું છે."

## રોમના પરાક્રમી પુરુષો.

જુલીઅસ સીઝર, પોમ્પી, બ્રુટસ, કેટો, એટિકસ, લીવી, સીસરો, હોરેસ, વર્જિલ, હોર્ટનશીઅસ, ઓગસ્ટસ, અને મારકસ વેરો, એ બધા સમકાલીન હતા, તેમજ એકજ કીલ્લાની દીવાલો, જેને "રોમના વીર્યની માતા" નું સાર્થ નામ ઉપયુક્તજ છે, તે વચ્ચે રહેતા હતા, એમ

જ્યારે આપણે વિચાર કરીએ, તેમ એ પણ જ્યારે લક્ષમાં લઇએ કે કોઈ અન્યક્ષિતિજને પણ અસાધારણ પ્રકાશથી દીપિત કરી શકે તેવા અનેક તારા ઉક્ત ગ્રહગણથી લઘુતર પણ તત્સહભૂત હતા, ત્યારે આપણને જરા પણ આશ્ચર્ય લાગતું નથી કે જે પુરી આવા સુપુત્રોને ઉત્પન્ન કરી તૈયાર કરે તે "આખી સૃષ્ટિની રાજ્ઞી" હોવાનું અભિમાન ધારણ કરેજ, અને માતૃદ્રોહી હસ્તથી ન આવેલી હોય તેવી સર્વ પ્રકારની ઐહિક આપત્તિથી વિમુક્ત હોવાનો ગર્વ પણ દાખવેજ. પણ શ્રદ્ધામાત્રથીજ સ્વીકાર ન કરવાની ટેવવાળા, માનુષપ્રકૃતિનું સૂક્ષ્મ અવલોકન કરનાર અને બાહ્ય ચમત્કૃતિથી વિમુગ્ધ ન થતાં તેની સારાસારતાની તુલના કરનારા પુરુષો, આવી અલૌલિક બુદ્ધિસામગ્રીની ઉત્પત્તિનાં કારણમાત્રજ અવલોકીને વિરામવાના નહિ, પણ આગળ વધી એવી પૃચ્છા કરનારા કે જે પુરુષોનાં ઇતિવૃત્ત ભાવિ સમયને દૃષ્ટાન્તરૂપ થઈ પડ્યાંછે તેજ પુરુષો સ્વસમયમાં એવી થોડી અસર કેમ કરી શક્યા હશે? કારણ કે એ તો સર્વમાન્ય વાત છે કે જે સમયે આવા બુદ્ધિસમુહથી રોમ સંપૂર્ણ હતું તેજ સમયે એના ઘરમાંજ વિગ્રહ પેઠેલો હતો, ને અતિ ક્રૂર અંતર્યુદ્ધથી તેની પાંખો વેરાઇ ગઇ હતી, ને એજ બુદ્ધિપ્રકાશથી તે ઉદ્દીપિત થવાને

બદલે પ્રજ્વલ્યું હતું, શાન્તિ ગ્રહણ કરવાને બદલે પરિતાપમાં તપ્યું હતું. રોમના ઇતિહાસની આ સમયની વાર્ત્તા વિચારવાથી આપણને જે નિશ્ચય થાયછે તે મનુષ્યપ્રકૃતિમાટે માન કે પ્રીતિ પેદા કરે તેવો થતો નથી. મને લાગેછે કે તે આવો થઈ શકેઃ કે યદ્યપિ મહાન્ અને ઉદાર બુદ્ધિના પ્રફુલ્લિત થવામાટે સાંસારિક સ્વતંત્રતાના સંપૂર્ણ અંશની આવશ્યકતા છે, તથાપિ તે જનસમુદાયમાં આ પ્રમાણે ઉદ્ભવેલાં મનુષ્ય આજ્ઞાકારી થવાને બદલે આજ્ઞાકારક નહિ થાય એની કશી ખાતરી નથી; તેમ એવી પણ કશી ખાતરી નથી કે તેઓ સ્થાપિત નિયમો કરતાં પણ મહત્તર થવાને પ્રયત્ન નહિ કરે, ને તેમ કરતાં જે સ્વતંત્રતાથી તેણે પોતે ઉદ્ભવ્યાં છે તેનો પણ નાશ નહિ સંપાદે. પ્રાયશઃ એમજ થાયછે કે આવાં માણસો સર્વને પોતાના દેશને તાબે કરવાથી આરંભ કરેછે, ને, તે થયા પછી, પોતાના દેશને પોતાને તાબે કરીને કાર્યની સમાપ્તિ કરેછે. ઉક્ત મહાપુરુષોમાંના પ્રત્યેકનું વૃત્ત આપણે તપાસીએ તો જણાશે કે હોરેસ, વર્જિલ, હોર્ટેન્શીઅસ, વેરો, અને લીવી એ બધા લખી રાખવા યોગ્ય કાંઇ પણ કરી બતાવવા કરતાં અભ્યસવાયોગ્ય કેટલુંક લખવામાં વધારે રોકાયલા હતા. એટિકસ એ એપિક્યુરસનો સાનુભવ શિષ્ય હતો, ને પોતા-

નાજ શરીરની સુખાકારી અને સ્થિતિ તરફ એટલો બધો રોકાયલો હતો કે તેને બીજાના શરીરની કાંઈ પડી ન હતી. સીસરોના સંબંધમાં જોઇએ તો યદ્યપિ તેની પ્રકૃતિ, ધારણા અને આચાર ઉભયપક્ષને અનુકૂલ હતી તથાપિ તેના સમયમાં જે રુધિર વર્ષ્યું છે તેનો છાંટો પણ એણે પેદા કર્યો કહી શકાય નહિ. ખરી રીતે જોતાં તો એનામાં એના મિત્ર એટિકસનો સાહજિક પ્રસન્નતાનો કોઈ એવો ગુણ હતો કે મીસીનસના પ્રતિપક્ષી તરીકે, ઓગસ્ટસના દરબારમાં પણ એ રહી શકત, ને તે પણ પોતે ઓછો વાગ્માધુર્યવાન્ હોય તથાપિ, તેમ ઓકટેવીઅસ અધિક ઉપકારાવનત હોય કે એન્ટની ઓછો વૈરલોલુપ હોય તથાપિ. ત્યારે માત્ર ચારજ પુરુષો રહ્યા, જે ખરેખર "અલૌકિક સામગ્રીના" ઘડાયલા હતા, પણ તેમનામાં એવા પરસ્પર વિરુદ્ધ તત્ત્વનું મિશ્રણ હતું કે તેમનું એકત્ર થવું એ, ધૂમકેતુના અથડાવાની પેઠે આખા સૂર્યમંડલને ખળભળાવવાને સમર્થ હતું. તે ચાર તે સીઝર, પોમ્પી, બ્રુટસ, ને કેટો; સીઝર પોતાથી કોઇને અધિક માન્ય કરી શકતો નહિ. પોમ્પી કોઇનો સમાનભાવ સ્વીકારતો નહિ; અને બ્રુટસ જો કે જાતે અધિકારલિપ્સાવાળો ન હતો તો પણ બીજો કોઇ અધિકાર ભોગવે તેમ થવા દેવાની એને ઇચ્છા ન

હતી. રોમ્યુલસના પડી રહેલા ઉચ્છિષ્ટમાંથી પ્લેટોએ કલ્પેલું રિપબ્લીક ઉભું કરવાના પ્રયાસમાં, કેટો, જેણે ઓછો પ્રયાસ આદર્યો હોત તો પોતાના દેશના રક્ષણાર્થે કર્યું છે તેથી અધિક સાધ્યું હોત, તેણે પોતાના મિત્રોને નાખુશ કર્યા ને શત્રુને અધિક ઉશ્કેર્યા. લોભી ન છતાં પણ ગર્વિષ્ઠ હોવાથી સ્વતંત્રતાના ચુસ્ત રક્ષકરૂપે તેને, ગર્વવિનાના લોભવાળા સીઝરને તેજ સ્વતંત્રતાના નાશકરૂપે પણ લોક ચહાતા, તેટલો ચહાતા નહિ. અતિ ઉદાર અને ઉત્તમ કૃત્યમાં સ્વાત્માહુતિ આપનાર કેટોનું એજ દુર્ભાગ્ય હતું કે તે એવા સંધિમાં અવતર્યો હતો કે જ્યારે સમય એની પ્રામાણિકતાને સહન કરી શકે તેવો ન હતો, ને એની પ્રામાણિકતા સમયને સહન કરી શકે એવી ન હતી.

## રાજાશ્રય.

શાસ્ત્રસિદ્ધિનું કાર્ય, પોતે ફલનો અનુભવ કર્યાવિનાજ શાસ્ત્રપ્રયોગને ઉત્તેજન આપે તેવા ચૌદમા લુઇ જેવા રાજાથી, કે ફલ ચાખવાની સમજણ અને ઇચ્છા છતાં જે પ્રયત્નને ઉત્તેજન આપવામાં કઠણ હાથ રાખે તેવા બીજા ચાર્લ્સ જેવા રાજાથી, સારો જય ભોગવી શકે? જ્યારે અનુભવવાની સમજણ અને ઉત્તેજન આપવાની ઉદારતા ઉભય કોઇ રાજામાં એકત્રિત થાય ત્યારેજ

લાભ થવાનો. કેમકે રાજ્યમુકુટમાંનાં એજ બે મુખ્ય રત્નો છે જે અન્યોન્યને દીપાવેછે.

## રશિયા.

હાથીની પેઠે, રશિયા બીજાના ઉપર ધસારો કરવામાં પોતાનાજ ભારથી અંટેવાળીયું ખાય તેમ છે, પણ તેજ ભવ્ય પ્રાણીની પેઠે પોતાનું રક્ષણ કરવે બહુ સમર્થ છે. આ ભેદ ભરેલો તર્ક તેના ઉપર હુમલો કરવાની ઇચ્છા રાખનારના લક્ષમાં તે આણેછે. નેપોલીઅને પણ તે જાણ્યો હતો, જો કે અવસર ગયા પછી. એ તર્કના અવયવ ટુંકા અને સાદા છે. "થોડાકને લેઇને આવશો તો હું તમને કચરી નાંખીશ. ઘણાને લઇને આવો ને તમે જાતેજ કચરાઇ મરશો."

## નિંદા.

બધાં ગામડાંના લોક તમને કહેશે કે આખી દુનીયાંમાં અમારા પોતાના ગામ જેવું નિંદાખોર ગામ કહીં નહિ હોય. પણ ખરી હકીકત એવી છે કે બધાં ગામડાં એ આરોપને પાત્ર છે, પણ બોલનારે તો માત્ર પોતે જ્યાં વસતો હોય ત્યાંનીજ રીતભાત જોઈ હોયછે. ઇતિહાસ લખનારાનું પણ એમજ છે; તેઓ પણ બધાએ પોતાના જમાનાની દુષ્ટતાવિષે વ્યાખ્યાન કરેછે. તેમાં પણ હકી-

કત એ છે કે દરેક સમયને તેની દુષ્ટતા હોયછેજ, પણ ઇતિહાસ લખનારાએ બીજા બધા જમાનાની દુષ્ટતા તો માત્ર વાંચી કે સાંભળી હોયછે, પણ પોતાના જમાનાની તો દીઠી અને અનુભવી હોયછે.

## પંડિતો.

જે નબળું હોય તેનાથી સબળને સહાય કરવા જતાં આપણે ઘણી વાર આપણા પોતાના પક્ષને હાનિ કરીએ છીએ. ઉદાહરણ જોઇએ તો પ્રાચીન શાલાગુરુઓ માત્ર શાલાશિષ્ય જેવા કેટલીક વાતમાં હતા. તે ક્રીશ્ચીઆનીટીના સિદ્ધાન્તોને એરિસ્ટોટલનાં વાકયથી સમર્થન કરવા ચુકતા નહિ; છતાં એનાં એજ માણસો, અર્વાચીન તોપખાનાની કવાયતમાં પ્રાચીન રીતિ, તેમણે જેમ તકરારમાં કર્યું હતું તેમ દાખલ કરી, એક "બેટરીંગ રૅમ" ને હાલની તોપની મદદે કોઈ લાવે તો તેને હસ્યાવિના રહે નહિ.

## શાસ્ત્ર (સાયન્સ.)

જે રોગ અસાધ્ય છે તેમાં જેટલા ઉંટ વૈદ્ય કામે લાગ્યા છે એટલા બીજા કોઇમાં નથી; અને જે શાસ્ત્રમાં કશો નિશ્ચય હાથ થઈ શકતો નથી તેની પાછળ જેટલી કલમો ઘસાઈ છે તેટલી બીજામાં નથી. સત્યને લાંબી પહોળી

જગોની જરૂર નથી, ને તેને એક કૂપનિવાસી કહ્યું છે તે કૂપની સંકડાશ તેમ ઉંડાઈ ઉભયને લીધે યોગ્યજ છે. અર્થાત્ એવુંજ બનેછે કે જે શાસ્ત્ર અનુભવથી સિદ્ધ કરાય તેવાં હોયછે, અથવા જેમાં ગણત્રીથી નિશ્ચય થઈ શકવાને સંભવ હોયછે, તે કદાપિ પણ લાંબાં પહોળાં હોતાં નથી; કારણ કે સ્પષ્ટતા છે તે હંમેશાં લાઘવ સાથે નિકટ સંબંધ રાખેછે. જેમકે વીજળી જે તેજસ્વીમાં તેજસ્વી વસ્તુ છે, તે ટુંકામાં ટુંકી છે. એથી ઉલટી રીતે જેમ જેમ નિશ્ચિતપણું ઓછું થતું ચાલેછે તેમ તેમ શબ્દસમુહ ઉભરાતો ચાલેછે. ગ્રહણ વર્તવાને માણસે ખગોલશાસ્ત્ર જાણવું જોઇએ; અથવા જ્ઞાતથી અજ્ઞાતનો નિશ્ચય કરવામાં તેણે ગણિત સમજવું જોઇએ; છતાં પણ જે મૂલતત્ત્વો ઉપરથી આવું અગાધ જ્ઞાન ઉદ્ભવેછે તે તો બે બોલમાંજ સમાયલાં છે. પણ હું જ્યારે પંડિતો અને તત્ત્વવેત્તાનાં પોથાં ઉપર નજર કરૂંછું ત્યારે મને એક સ્વાભાવિક અને સાદો પ્રશ્ન ઉઠેછે કે "આ ઉભય પ્રકારના વિદ્વાનોએ એવું શું સાધ્યું છે કે જે એ ઉભય પ્રકારની વિદ્વત્તા ન સંપાદન કરી હોય તેવાએ નથી સાધ્યું?"

## મતાભિમાન.

જેમ પ્રતિવ્યક્તિનું છે તેમ આખી પ્રજાઓનું છે; જે બીજાનાવિષે થોડામાં થોડું જાણતા હોયછે તેજ પોતા-

નાવિષે ઘણામાં ઘણું અભિમાન રાખેછે; કારણ કે અજ્ઞાન અને ગર્વિતા એ સગાં છતાં અન્યોન્યગામી છે, ને એક બીજાને પેદા કરેછે. ચીના લોક યૂરોપની ચતુરાઇને હલકી ગણેછે, પણ તેઓ પોતે એકાદ ઘડીઆળ બગડી ગયું હોય તો સમારી શકતા નથી, ને તે મરી ગયું છે એમ ધારી બીજા જીવતાને બદલે આપી દેછે. ઇરાનના લોક એમ ધારેછે કે જેટલા પરદેશી વેપારી આવેછે તે ઉત્તર સમુદ્રમાં કોઈ ઉજ્જડ બેટ છે જ્યાં કશું સુંદર કે ઉપયોગી પેદા થતું નથી, ત્યાંથી આવેછે, નહિ તો જો તેમના દેશમાં આવી વસ્તુઓ મળતી હોય તો તેને અહીંથી શું કરવા લઈ જાય? તુર્ક લોકો મક્કા અને મદીનાના પવિત્ર સ્થલોને ક્રીશ્ચીઅનના વાસથી કે સ્પર્શથી પણ અપવિત્ર થવા દેતા નથી; અને જાપાનનો મહાધિરાજ ડેરો તો એટલો બધો પવિત્ર છે કે સૂર્યને પણ એના મસ્તક ઉપર તપવાનું માન મળી શકતું નથી. મલાકાનો રાજા જોઇએ તો તે પોતાને પવનાધિપતિ કહેવરાવેછે; ને મોગલ બાદશાહ પણ એની બરાબરીમાં પાછો ન પડે તેમ પોતાને બધી દુનીયાંનો શહનશાહ ગણાવેછે, અને એના અમીર ઉમરાવ મેઘગર્જનાના અધિપતિ, ઝંઝા વાતના નિયમનાર એવાં નામથી અંકિત છે. સમુદ્રને સાંકળે બાંધનાર, તેમજ એથાસ પર્વતને

પોતાની આજ્ઞા લખાવનાર ઝર્ક્ષિસ, કે ચંદ્રદેવીની* સાથે પ્રીતિસંયોગની મઝાનો ગર્વ રાખનાર કેલીગુલા, એ ઉભયનો ગર્વ, ઉત્તર અમેરિકાના એક નિર્જીવ અને જંગલી ટોળાના નાયકની રીતિથી ઉતરતો છે. કેમકે તે પ્રતિ પ્રાતઃકાલે ઉઠી ઘરબહાર બાલ સૂર્યને આવકાર આપી આંગળી વતે તેણે તે દિવસે કીયે રસ્તે જવું તે બતાવેછે; ને એ સર્વને માથે ચઢે તેવો અજ્ઞાન અને ગર્વનો સર્વપ્રસિદ્ધ નમુનો એ છે કે ટાર્ટરીનો ખાન, જેને ગામમાં ઘર નથી કે સીમમાં ખેતર નથી, તે ઘોડાનું માંસ અને ઘોડીના દુધની થાળ આરોગ્યા પછી તુરત એક ચોપદારપાસે પોતાના સ્થાન આગળથી બુમ પડાવેછે કે આખી દુનીયાંના રાજા અને અમીર ઉમરાવને હવે જમવાની રજા છે. ઝીમરમાન લખેછે કે "પોતાના લામાને અમર માનનાર તાતારને, આરબ લોકો પોતાના ખલિફને અસ્ખલિત સત્યવાળો માની હસેછે." બેટાપર્વતઉપર વસનારા એમ માનેછે કે મરણ પેહેલાં જે માણસ બાફેલી કોયલ ખાઈ શકે તે દેવ થાયછે; અને આ રીતિથી દેવ થવાની સિદ્ધિઉપર અસ્ખલિત શ્રદ્ધા રાખી, હિંદુ લોકો મરતા માણસપાસે ગાયને પકડી લાવી

* પાશ્ચાત્ય લોક ચંદ્રને સ્ત્રીરૂપે લખેછ.

તેનું પૂછડું દબાવરાવેછે, તે એવી આશાથી કે જો ગાય મ-રનારની સામું જુવે તો તે તૃતીય સ્વર્ગમાં તુરત જાય, તેને હસેછે. તાતાર રાજાઓ જે એમ ધારેછે કે લામાના પવિત્ર ઉચ્છિષ્ટમાંથી કાંઈ ખાઈ શકવાનું ભાગ્ય આવે તો, અમારો મોક્ષ તો નક્કીજ છે તેમને પણ હ-સેછે; ને આ તાતારો પાછા, બ્રાહ્મણો જે છ મહીનાસુધી ગોમયમાત્રજ દેહશુદ્ધિમાટે ખાવાનું કહેછે તેમને હસેછે; ને આ બધા જો કોયલ ખાવાથી દેવ થવાની રીત તે-મને બતાવી હોય તો તે રીતને પેટ ભરીને હસ્યાવિના રહે નહિ. મેં આ બધાં ઉપહાસજનક દૃષ્ટાન્ત ભેગાં કર્યાં છે તેમાં એટલુંજ પ્રયોજન છે કે બે બાબતમાં દ-રેક મતવાળા એકમત છે, ને તે બે બાબત એ કે પા-રકાની ભુલોને હસવું, ને પોતાની ભુલોને વળગી રહેવું.

## પિંડપૂજા.

આપણે જો એમ બોલીએ કે વાંદરાના ચાળા આપ-ણને ઘણી રમુજ પેદા કરેછે ને તેમને વખાણવામાં આપણે તે ચાળા કરવાના અવયવના બનાવનારને પણ ભુલી જવું પસંદ કરીએ છીએ તો આવા દુષ્ટ વચનને કોઈ ફક્કડ પણ ભયની દૃષ્ટિથી જોશે; પણ એ પોતેજ એ ઉક્તિથી પણ અધિક વિરુદ્ધ આચાર નિત્ય કર્યાં ક-રેછે, કેમકે તે પોતાના કર્તાને વિસરી પોતાનેજ પૂજેછે.

## સ્વપરાયણતા.

એરિસ્ટોટલે કહ્યું છે કે માણસ, પ્રકૃતિથીજ, સહવાસમાં રહેનારૂં પ્રાણી છે; તેણે એમ પણ ઉમેરવું હતું કે, સ્વાર્થી પણ છે. પરાક્રમ, સ્વસમર્પણ, ઉદારતા, જ્યાં જ્યાં ધર્મ બુદ્ધિથી ઉત્પન્ન થયેલાં હોતાં નથી, ત્યાં ત્યાં બધે, આપણા એક પ્રકારના સ્વાર્થને અન્ય પ્રકારના સ્વાર્થરૂપ અગ્નિમાં આહૂતિ આપવાની વેદીરૂપે છે. હું ધારૂંછું કે ઘણું કરીને એડમ સ્મિથેજ એમ કહ્યું છે કે યૂરોપમાં કોઈ માણસ રાત્રીએ એમ નિશ્ચયપૂર્વક સુવે કે મધ્યનિશાએ, આખો ચીનદેશ ધરતી કંપથી પાયમાલ થનાર છે તો તેની નિદ્રા એટલી નહિ વિઘ્નિત થાય કે જેટલી તેની પોતાની એક આંગળી તેજ વેળાએ કાપવાની હોય તે વિચારથી થાય. એમજ જણાયછે કે આપણી પ્રકૃતિનોજ એવો નિયમ છે, ને તે આપણા પોતાના રક્ષણાર્થેજ ઘણું કરી યોજાયલો છે, કે ગમે તેવાં નિર્જીવ પણ આપણને નિકટમાં લાગુ થતાં દુઃખો, દૂર પડેલાં બીજાંનાં ગમે તેવાં મહાદુઃખ હોય, તે કરતાં અધિક પીડા કરેછે; પણ તે એવાં હોવાં જોઇએ કે જેને આપણે અટકાવી શકીએ એમ ન હોય, ને જેના ઉપર મનુષ્યને કાંઇ અધિકાર પણ ન હોય; બાકી એવો તો કોઇકજ હોય કે જે ચીનદેશને બચાવવામાટે એક આંગળી

ખોવાની ના પાડે. એવું પણ લખવામાં આવ્યું છે કે અતિ મર્મદારક કરુણાન્ત નાટક ભજવાતું હોય તેજ વખતે નાટકશાલા આગળ કોઇ રાજદ્રોહીને ફાંસીએ લટકાવવા માંડ્યો હોય તો આખી રંગભૂમિ ખાલી થઇ જાય, ને એ ઉપરથી સ્પષ્ટ સમજાય કે માણસોને કૃત્રિમ કરતાં વાસ્તવિક દુઃખનું દર્શન કેટલું ગમેછે. પણ આવા પ્રયોગનો ખરો પરિણામ તો એજ થશે કે ગેલેરી તદન ખાલી થઇ જશે, બોક્ષ કેટલીક થશે કેટલીક નહિ થાય, પણ પીટમાંના પ્રેક્ષકોનો મ્હોટો ભાગ પોતાની જગોએથી ખસશે નહિ; એનું કારણ એટલુંજ છે કે એક પાસા અતિ ઉચ્છૃંખલ ઇંદ્રિયપોષણથી અને બીજી પાસા અતિ દુર્ઘટ દુઃખયાતનાથી, માણસોનાં ત્દ્દય સવિશેષ કઠિન થાયછે; પણ મધ્યવર્ગ એજ, આ બે અન્તથી સરખે અંતરે હોવાનેલીધે, એવું સમશીતોષ્ણ સ્થાન છે કે જેમાં દયા, પ્રેમ અને આપણા સ્વભાવની ઉદાર વૃત્તિનાં બધાં અંકુર સહજમાં ઉગી શકેછે ને વૃદ્ધિ પામેછે. પણ કદાપિ એમ બને કે, મેં કલ્પેલો છે તેવો પ્રસંગ થાય ત્યારે, આખુંએ નાટકગૃહ ખાલીજ થાય તોપણ, આપણે એમ નિશ્ચય કરવાને તો પુરતું કારણ નજ ધારીએ કે આપણને આપણી પોતાની ગંમતોથીજ નહિ પણ બીજાનાં દુઃખથી

સુખ લાગેછે. કારણ કે કેટલાકનામાં જે વર્તન અનુકમ્પાનેલીધે થાયછે, તેજ બીજાનામાં કેવલ જાડયથી પણ સંભવેછે; ને પરિણામ સમાન છતાં, તેનાં કારણ વિરુદ્ધ વિરુદ્ધ હોયછે. પ્રખ્યાત "રસીઓ અંગરેજ" જે ખાડી ઓળંગી પારિસમાં ફાંસી જોવા ગયો તેનામાં આર્દ્રભાવ નહિ હોય એમ કોઇએ ધાર્યું નથી; પણ સ્વીફ્ટે કલ્પેલી પેલી બાલા જે વરસાતમાં સાત માઈલસુધી ફાંસી દેવાતી જેવાને ગઈ, ને ગુનેગારને થોડા દિવસ મુલતવી રાખ્યો તેથી રોતી ને ડસકાં ખાતી ઘેર આવી, તેના ઉપર તો અનુકંપા અને પરોપકારના અભાવનો ખરેખરો આરોપ મૂકી શકાય.

## આત્મસંયમ.

જ્યારે હું, લોકોને ગંભિર વદને એમ બોલતાં સાંભળુંછું કે, અમે અમુક અયોગ્યભોગનો ત્યાગ કરવાને મનમાં નક્કી કર્યું છે, ત્યારે મને વારંવાર એવો વિચાર આવેછે કે તેમણે મન સાથે શરીરમાં પણ નક્કી કર્યું હોત તો ઠીક. ફોલસ્ટાફ જમતાં વખતે કોઇ યોગીના જેટલો મિતાહારી થઇ શકત, અથવા લડાઈની વખતે કોઇ વીરના જેવું પરાક્રમ પ્રકાશત, પણ તે જો એક વાતમાં પેટે, ને બીજીમાં તેના પગે, એને મદદ કરી હોત તો. જે માણુસ સંયમને માટે મથેછે તેણે યથા-

યોગ્ય નિયમવાળા મન સાથે નિયમિત શરીર પણ પ્રાપ્ત કરવું જોઇએ; કારણ કે શરીર અને મન, એ બે સંબંધે, સ્ત્રીપુરુષ સંબંધે થાયછે તેમ, એવું બનેછે કે નબળું જબરાને તાબે કરેછે. યદ્યપિ ઘરમાં તેમ નીતિમાં બધી વાત ત્યારેજ ઠીક નીભેછે કે જ્યારે ઉભય પક્ષમાંથી કોઇએ ગેરવાજબી રીતે વર્ત્તતું ન હોય, અને ઉભયે એક મતનાંજ થતાં હોય.

## સ્વાર્થ.

આપણે પોતે કરેલાં હોય એવાં નઠારાં કામને માટે સારાં કારણ શોધી કાઢવામાં આપણે જેટલી ચતુરાઇ વાપરીએ છીએ તે કરતાં બીજાએ કરેલાં સારાં કામને માટે નરસાં કારણ શોધી કાઢવામાં ઓછી વાપરતા નથી. મેં એકવાર જણાવેલું છે કે સ્વાર્થે જેટલાં રૂપ કોઈ પણ ઠગારાએ ધારણ કર્યાં નહિ હોય; તેમ પોતે પોતાનાજ રૂપથી શરમાય એવો પણ એના જેવો કોઈ નહિ હોય. કડવામાં કડવી ગોળી પણ સ્વાર્થરૂપી ગોળે વીટાળી હોય તો તુરત ગળે ઉતરી પડેછે, અને નીચમાં નીચ વાણીઆવિદ્યા પણ, જરાક ઉપકારના ડોળડમાક સાથે ચલાવી હોય તો, નબળામાં નબળી પાચનશક્તિવાળાને પણ પચી જાયછે. સર રોબર્ટ વોલપોલ વિષેની એક વાર્ત્તા છે, તે આ પ્રસંગને એટલી બધી અનુકૂલ છે કે

૧૦

તેને અત્રે ટાંકયાવિના મારાથી રહેવાતું નથી; કારણ કે સર્વે વાંચનારા એને આ સ્થલે બહુ પ્રાસંગિક માનશે; ને કેટલાકને તો તે નવીજ હશે. સર રોબર્ટને હાઉસ ઓફ કોમન્સમાં કાંઈ વાત પસાર કરાવવી હતી. આ પ્રધાન કરતાં રાજ્યખટપટની બે કુંચીઓ બીજું કોઈ સારી રીતે સમજતું નહતું; તે બે તે વગવાળા અધિકારની શક્તિ, અને સિદ્ધાન્તાનુસારવર્તનનો અભાવ. ઉક્ત વાર્ત્તાની ચર્ચા થવાના એક દિવસ પૂર્વે તે એકાદ ગામડાના કોઈ મેંબરને મળ્યો. એ મેંબર પણ એવો હતો કે કોઈ પણ તકરારમાં તે તકરારની સત્યતા કે ન્યાયપુરઃસરતા કરતાં તેનાં વજન અને કીમત વધારે વિચારતો. સર રોબર્ટ એને એક બાજુપર લેઇ ગયો, અને કાંઈ વિચાર કર્યાવિના એકદમ એના હાથમાં એક હજાર પાઉન્ડની નોટ ખોસી ઘાલી બોલ્યો, "મારે અમુક દિવસે તમારૂં મત અને તમારી વગની જરૂર છે." ગામડામાંથી આવેલા આ એરિસ્ટાઇડિઝે ઉત્તર આપ્યું કે "સર રોબર્ટ! તમે અનેક પ્રસંગે મારા તરફ મિત્રભાવ બતાવ્યો છે, અને તે પણ એવી બાબતોમાં કે જેમાં મારાં લાભ અને પ્રતિષ્ઠા ઉભય સંશયારૂઢ હોય; મને એવી પણ ખબર મળી છે કે દરબારમાં મારી પત્નીને જે આવકાર અને માન મળ્યાં તે પણ તમારાજ પ્રતાપથી;

તેથી મારી જાતને હું" એમ વલણ વાળતાં પેલી નોટને ધીમેથી પોતાના ખીસામાં ગોઠવી "કેવલ નગણા રાક્ષસ જેવીજ ગણું, જો તમને એ પ્રસંગે મત ન આપી શકું તો." એમ બોલી બન્ને જુદા પડ્યા. સર રોબર્ટ જનસ્વભાવના વિલક્ષણ ઇતિહાસમાં નવીજ વાર્ત્તા જોઈ આશ્ચર્ય પામવા લાગ્યો, અને પેલો મેંબર પણ પોતે એક ખરેખરા લાંચના કામને અનેક વચનચાતુરીથી ઉપકારના બદલાનું કૃત્ય બનાવી દીધું તેથી જેટલો ખુશી હતો તેનાકરતાં સર રોબર્ટની આવી કીમતી દલીલથી ઓછો ખુશી ન હતો.

## લાગણી.

લાગણીને એકજ હાથ હોત તો સારી દરવાન નીવડત, પણ આ તો તે પોતાને જમણે હાથે આનંદનો રસ્તો કરેછે તે ડાબે હાથે દુઃખને દાખલ કરેછે.

## શેક્સપીઅર, બટલર, બેકન.

શેક્સપીઅર, બટલર ને બેકન એ ત્રણે એવું કર્યું છે કે તેમની પછી જે થાય તે ક્વચિત્‌જ ભવ્ય, ચમત્કૃતિવાળો, કે ગંભીર, થઈ શકે.

## મૌન.

જ્યારે તમારે કાંઇજ બોલવા જેવું ન હોય ત્યારે નજ બોલશો. નબળા બચાવથી તમારો પ્રતિપક્ષી મજબુત

થાયછે, તેથી એક નબળા જવાબ કરતાં મૌન વધારે લાભકારી છે.

## લોક (મંડળી-સોસાઇટી.)

તરેહવાર જાતના, ભાતભાતના, એકજ પ્રકારના, પણ પરસ્પરથી જુદા પડતા રંગવાળું રેશમ હોય તેવી લોકસ્થિતિ છે, ને તેથી તેને સર્વ પાસાથી તપાસવી, નહિ તો તે આપણને ઠગી જશે. ગોલ્ડસ્મિથ કહેછે કે એક માણસ પગે ચાલીનેજ યુરોપની મુસાફરી કરી વળે, અને સ્ક્રીબ્લેરસ લખેછે તેમ પોતાના પગનેજ પોતાનો કંપાસ બનાવે તે, અને બીજો જે ગાડીમાં બેસીને આખા દેશમાં દોડી વળે તે, એ બે માણસો પોતાની મુસાફરીને અંતે બહુ જુદી જુદી અસરો પામેલા જણાશે. જે તત્ત્વવેત્તા છે તે, આટલામાટે, જનસ્વભાવનું અવલોકન કરતાં પોતાની સ્થિતિનાં બને તેટલાં અવસ્થાંતર ઉપજાવી જોશે, કે જેથી જોવાની વસ્તુને જોવાનાં દૃષ્ટિબિંદુ ઘણામાં ઘણાં મળે. અક્ષાંસ અને રેખાંશના પાશમાં બંધાઇ ન રહેતાં એ તો માણસને, તે સુધારાની રીતભાત અને મર્યાદાનાં બારીઆં તથા રીતથી ઝળઝળી રહ્યો હોય ત્યાં તેમ જંગલના હલકા અને પીછાંના પોશાકમાં છૂટથી મહાલતો હોય ત્યાં, બધેજ વિલોકશે. તે મહોટામાં મહોટા સાથે કાંઇ પણ દાસત્વનો આચાર

દાખવ્યા વિના મળી શકશે, તેમ નીચમાં નીચ સાથે નીચત્વ પામ્યાવિના ભળી શકશે; ટુંકામાં સંસારના ભવ્ય નાટકમાં, એ પીટ તેમ ગેલેરી અને બોક્ષ બધે જઇ આવશે; પણ બોક્ષવાળાને એમ નહિ કહે કે હું પીટ-માંથી આવુંછું, કે પીટવાળાને એમ નહિ કહે કે હું બોક્ષમાંથી આવુંછું.

## બોલવું, વાંચવું, લખવું.

લોર્ડ બેકન લખેછે કે "બોલવાથી માણસ સમયસૂચક થાયછે, વાંચવાથી પરિપૂર્ણ થાયછે, ને લખવાથી પરિ-શુદ્ધ થાયછે." આમાંની પ્રથમ વાત ઘણામાં ઘણી ખ-રીછે, કેમકે જેમને કાંઈજ બોલવા જેવી છત નથી હોતી તેજ ઘણામાં ઘણું બોલવામાટે સમયે સમય તૈયાર હોયછે. પણ વાચનથી સર્વદા પરિપૂર્ણ થવાય એમ સિદ્ધ નથી; કારણ કે કેટલાંકની સ્મરણશક્તિ ડેનાઈની પુત્રીની પખાલોના જેવી હોયછે, ને તેમાં કાંઈ ટકી શકતું નથી. કેટલાંકની એવી સ્મરણશક્તિ હોયછે કે સંચાની ચાલ-ણીની પેઠે તેમાંથી લોટમાત્ર નીકળી જઇ છોડાંજ ભરાઈ રહેછે. આવાં બધાંને પરિપૂર્ણતા હોયછે ખરી પણ તેમાં ખામીમાત્ર એજ કે તે આળસની સાથે હોયછે. તેમ લેખનથી પણ લોર્ડ સાહેબે જે કહ્યું છે તે સર્વદા સંભ-વતું નથી. જો એમ હોત તો આપણા કેટલાક મહોટામાં

મ્હોટાં પોથાં લખનારા જેમને તેમના વાચકોજ વધારે પરિશુદ્ધિ સમજાવી શકે તેમ છે તે પરિશુદ્ધિનો દાવો કરવા તૈયાર થાત. પણ જો આપણે બુદ્ધિધનને આપણા નિત્ય ઉપયોગમાં આવતા નાણા સાથે સરખાવવાની છૂટ લઇએ તો એમ કહી શકાય કે માણસના બોલવામાંથી આપણે એટલું અટકળી શકીએ કે એની પાસે રોકડ કેટલું છે; તેના વાચનમાંથી એમ અનુમાન કરી શકીએ કે એને કેટલો વારસો મળેલો છે; ને તેના લખવાપરથી એટલું જાણી શકીએ કે એ કેટલે સુધીના શીકારાય તેવી હુંડી લખી શકે એવો છે.

## ઉડાઉ.

કેટલાક માણસો પોતાની દોલતનો અર્ધભાગ, બીજા અર્ધને કેમ વાપરવો તે સમજવા માટેના શિક્ષણમાં વાપરતા હોય, તો તે બહુ સારામાં સારે રસ્તે તેમને હાથે વપરાયો કહેવાય. જે માણસ મ્હોટી બે દોલતો ઉડાવી દે, ને એમ જાણીજોઇને બેવાર ખાડામાં પડે, ને છેવટ ભીખ માગતાં મરી જાય, તેનાઉપર દયા લાવવી યોગ્ય નથી. તેણે અનુભવથી અક્કલ મેળવી નથી, તેમ સજા થતાં અટકી તેવામાં પસ્તાવો કર્યો નથી. તે માણસ આખી જીંદગી, લક્ષ્મીને ભોગવ્યા વિનાજ બગાડતો ચાલ્યોછે, ને બુદ્ધિને પામ્યાવિનાજ ખરીદતો ફર્યો છે.

## રાજકીય પુરુષો.

લોકના વિરુદ્ધ વિરુદ્ધ સ્વાર્થ, અને તેમાંથી ઉત્પન્ન થતી દ્વિધા પણ સમાન બળવાળી અને વિરુદ્ધવૃત્તિ, જેમાં ઉપકાર અને વલણની સાથે ફરજ અને ન્યાયનો ઉગ્ર વિરોધ મચેછે, તેથી રાજ્યમંત્રમાં પડેલા પુરુષોનો ધંધો સહેલો કે ઇચ્છવાયોગ્ય જણાતો નથી. વારંવાર એવું બનેછે કે આવા પુરુષોને ઘણીવાર કોઈ બે અનિષ્ટ વાતોમાંથીજ એકાદ પસંદ કરવાની હોયછે; ને તેમાંની ગમે તેને પસંદ કરે તોપણ અસંતોષ તો નક્કીજ ઉપ-પજવાનો, ને લાભનો સંભવ કેવલ અનિશ્ચિત રહેવાનો. એવું તો ક્વચિત્જ બનેછે કે રાજ્યમંત્રીને શુભ અને અશુભમાંથી પસંદગી કરવાની હોય; ને તેથી પણ વ-ધારેમાં વધારે વિરલ તો એવા પ્રસંગ છે કે જ્યારે મહાન્ ડ્યુક ઓફ્ માર્લબરોની પેઠે જ્યારે તે એવી અતિભા-ગ્યશાલી સ્થિતિમાં હોય કે જેમાં ઉભયે વાત સારીજ હોય, ને તેમાંથી તેમને પસંદ કરવાનું હોય. એ મહા-શય એકવાર પોતાની પત્નીએ ભલામણ કરેલી દવા લે-વાનો વિચાર કરતો હતો ને લેતાં અચકાતો હતો, ત્યારે તેની પત્નીએ કહ્યું કે "લેઇ લો, જો મટે નહિ તો કહો તેવી શરત કરું, ન મટે તો હુંજ મરી જાઉં." એ સાં-ભળતાંજ તુરત દાક્તર ગાર્થ, જે હાજર હતો, તેણે કહ્યું

કે "ત્યારે તો લેઇજ લો, એનાથી એકરીતે કે બીજી રીતે પણ ફાયદોજ થશે."

## બલ-મનનું અને શરીરનું.

પ્રથમથી કાંઈ પણ ઇજા પામ્યાવિના પાંચ હંડરવેટ ઉપાડનાર કોઇ પણ મજુરે છ હંડરવેટ ઉપાડવાના પ્રયત્નથી કદી પણ ઇજા વેઠી નથી; ને શારીરબલ માટે જે નિયમ છે તેજ મનોબલને પણ લાગુ છે. મનુષ્યને જે સંભવેછે તે ઉપરાંત આપણે ડહાપણ કરવા જઈએ છીએ ત્યારે આપણું સામર્થ્યજ આપણી નિર્બલતા થઈ પડેછે. ઠીંગણા કદનો કે નિર્માલ્ય બાંધાનો માણસ માઇલોની પેઠે એકને ચીરતાં પોતેજ ચીરાઇ જાય એમ થતું નથી; અને કોઈ પણ માણસે ડેકાર્ટના જેવું પણ કર્યું નથી કે બધું દળી દળીને છેક કુલડીમાંજ વાળ્યું, કે પ્રથમથી મહાજ્ઞાની થતે થતે મૂર્ખાઇમાંજ વિરમ્યો! કારણ કે સરતમાં દોડનારો ઘોડો જો રસ્તાની બહાર ખસ્યો તો સાધારણ ઘોડાના કરતાં આપણને સરત આગળથી ઘણો દૂર લઇજ જવાનો. અજ્ઞાન છે તે, અર્ધજ્ઞાન કરતાં, વધારે શાન્ત, સાધ્ય, અને સંતુષ્ટ વસ્તુ છે. એક ખેડુતને ઉલટ તપાસમાં પૂછવામાં આવ્યું કે "તને ગ્રીક વાંચતાં આવડે છે?" ત્યારે આ એક એવો પ્રશ્ન એને લાગ્યો કે જેવિષે એણે આખાજન્મમાં કોઈ

દિવસ વિચારજ કરેલો હતો નહિ! એટલે બીચારે સત્યથી તેમ સાદાઈથી જવાબ દીધો કે "મને ખબર નથી, કારણ કે મેં કોઈવાર તેવો પ્રયત્ન કર્યો નથી."

## મધુરતા.

દ્રવ્યથી કરીને આપણે બીજા ઉપર ઉપકાર કરવા સમર્થ થઇએ; પણ તે ઉપકાર યોગ્યતા અને મધુરતાથી કરી શકીએ તે માટે જે જરૂરનું છે તે દ્રવ્યથી પ્રાપ્ત થતું નથી. નજીવી વસ્તુ પણ એવી રીતે અપાયછે કે તે નજીવીને બદલે મ્હોટી જીવવાળી થઇ પડે. મેગારાના રેહેવાસીઓએ પોતાના ગામનું સ્વાતંત્ર્ય અલેકઝાંડરને સ્વાધીન કરવા માંડ્યું, ત્યારે જેણે આખી દુનીયાં જીતી હતી તેવા એ વીરને આવું કહેણ હસવા જેવું લાગ્યું; તો પણ જ્યારે એ લોકોએ કહ્યું કે અમે અમારૂં સ્વાતંત્ર્ય આજ પર્યંત તમારા અને હર્ક્યુલિસના સિવાય કોઇને આપ્યું નથી ત્યારે તેણે તે બહુ પ્રસન્નતાથી સ્વીકાર્યું.

## જય અથવા પરાજય.

પરિણામ ઉપરથીજ નિર્ણય કરવો એ ભુલને બધા ધિક્કારેછે ને બધા કરેછે; કારણ કે પ્રત્યેક વખતે હિમ્મતનું ભવ્ય પરિણામ જયરૂપે આવે તો તે પરાક્રમ કહેવાયછે, જો પરાજયરૂપે આવે તો તે અવિચારી સાહસ

ગણાય છે. સાઉન્ડ નામની સામુદ્રધુનીમાં જ્યારે નેલ્સન લડયો ત્યારે માત્ર પરિણામ ઉપરથીજ નિશ્ચય થઈ શકયો હતો કે એણે રાજદરબારમાં જઇ રાજહસ્તને ચુંબન કરવું કે "કોર્ટમાર્શલ" માં રહી જેરબંદને.

## અતલસ્પર્શિતા.

તમે સમજતા હો તેવી બાબતોમાં કોઈ માણુસ અત્યંત અજ્ઞાન અને અતલસ્પર્શી જણાતો હોય તો, તમે ન સમજતા હો તેવી બાબતોમાં કોઇ મહાશક્તિ ધરાવવાની તેની જે આબરૂ હોય તેના ઉપર વિશ્વાસ કરતાં વિચાર કરજો.

## શક.

તમારે જેની જોડે સંબંધ પાડયાવિના ચાલે એવુંજ ન હોય તેની પ્રામાણિકતા ઉપર તમને શંકા થાય—અને એને મિત્રો હોય અને તમારે ન હોય, તો એની જોડે સંસર્ગ નજ કરવો. તમે જે વ્યવહાર ચલાવો તે બહુ ભય ભરેલો નીવડે; કેમ કે એ પ્રસંગમાં ઘાટ એવો છે કે એના તરફ બે ને તમારા તરફ એકજ છે.

## ગાઢમૌન.

ઠીક કેહેવાયછે કે જીભ ઉપરથી મનની તેમ તનની સ્થિતિ પારખી શકાયછે; પણ ઉભયથા એ તત્ત્વજ્ઞ કે ચિકિત્સક

નિશ્ચય કરી શકે તે પૂર્વે દર્દીએ પોતાનું મોં ઉઘાડવુંજ જોઇએ. કેટલાક માણસો એવા પ્રગાઢમૌનમાં ડુબકી મારી રેહેછે કે તેમના મનવિષે કાંઈ પણ અટકળ બંધાઈ શકતી નથી. જો તેઓ મૂર્ખ હોય તો આવું મૌન બહુ સારૂં છે, પણ જો તેઓ ડાહ્યા હોય તો તે મૂર્ખાઈ છે; એટલે આવા મુંગા લોકનાવિષે કાંઈ પણ વિચાર બાંધવાનો સારો રસ્તો એજ છે કે કયાં, કયારે, ને કેવી રીતે, તેઓ મોં મલકાવેછે. કોઇ નઠારી વાત ઉપર હસવામાં જેટલી બેવકુફાઈ હોય તે કરતાં સારી વાત વખતે પણ મોઢું ચઢાવી રાખવામાં વધારે બેવકુફાઇ સમાયલી છે; ને જે જે પ્રકારનાં અજ્ઞાન છે તે સર્વમાં જે અજ્ઞાન કેવલ મૌન પકડી રહ્યું છે તે તો ઘણામાં ઘણું અનુત્પાદક છે; કારણ કે મૂર્ખાઓ યદ્યપિ નવો તર્ક ઉપજાવી શકે નહિ તથાપિ સૂચવી તો શકેજ.

## બુદ્ધિ અને ધન.

સંસારની વિષમતા એ પ્રત્યક્ષ વાત છે; એને ગમે તેટલા વિચારથી દૂર કરી શકાય તેમ નથી, કે ટાળી શકાય એમ નથી. એટલામાટે સમાનભાવ વિસ્તારવાની ઉમેદ રાખનાર (લેવેલર) ને માત્ર ઉપહાસાસ્પદ અને તરંગી મનુષ્યરૂપેજ બહુ વખત થયાં ગણવામાં આવેછે, કેમકે જો એ એનું કામ આજ પૂર્ણ કરી રહે,

તો પણ એને સવારથી નવે નામે શુરૂ કરવું પડવાનું. આ પ્રત્યક્ષ વિષમતાના કારણરૂપ ચાર વસ્તુ છે: બલ, બુદ્ધિ, ધન, અને પદવી. જંગલીમાં જંગલી હાલતમાં પણ પ્રથમની બે વાત કહી તેને લીધે વિષમતા થવાની. બીજી બે છે તે થોડે ઘણે અંશે પણ સુધરેલી અને સંસ્કાર પામેલી મંડલીને વાસ્તવિક રીતે લાગુ પડેછે. કદાપિ એમ પણ કહી શકાય કે એ ચારેનો સમાસ અધિકાર એટલામાંજ થઈ શકે, પણ એ અધિકારનું વાસ્તવિક લક્ષણ સમજવામાં માણસો છેતરાય એવો સંભવ ઘણો છે. દ્રષ્ટાન્ત તરીકે જોઇએ તો બુદ્ધિ કરતાં પદવી અને ધનને પસંદ કરવું, એ જેટલું સાધારણ છે તેટલું બીજું કાંઈ નહિ હોય, છતાં એ કરતાં વધારે મૂર્ખાઈ ભરેલું બીજું કાંઈજ નથી. બુદ્ધિ છે તે ધન કરતાં અતિ ઉત્તમ પ્રકારનો અધિકાર છે એ વાત અનેક રીતે સિદ્ધ કરી શકાય તેવી છે; કારણ કે તે એટલી બધી અહાર્ય અને અવિનાશી છે, એટલી બધી અવિકારી છે, એટલી બધી નિયમિત છે; પણ બુદ્ધિની ધન કરતાં સવિશેષ ઉત્કૃષ્ટતાતો આ ઉપરથીજ સમજાશે કે:— શુદ્ધમાં શુદ્ધ રાજ્યમાં બુદ્ધિની અસર ઘણામાં ઘણી હશે; અને જે ઘણામાં ઘણું અશુદ્ધ રાજ્ય હશે તેમાંજ ધનની અસર ઘણી હશે. અર્થાત્ બુદ્ધિને મળતી પ્ર-

તિષ્ઠા અને તેનો અધિકાર એઉપરથી આપણે આખા રાજ્યની કે દેશની ઉત્કૃષ્ટતાવિષે નિશ્ચય કરી શકીએ; પણ ધનની અધિક ગણનાથી તો માત્ર તે દેશની અધમતા અને તેનો વિપરીતભાવજ સમજી લઇએ. વળી બુદ્ધિથી કરીને પદવી કરતાં પણ વધારે ઉત્તમ પ્રકારની સન્માનતા પ્રાપ્ત થાયછે એ પણ એ વિષયના અનેક વિચારથી સિદ્ધ થાય તેવું છે, ને વિશેષે કરી આ રીતે કે ઘણાક માણસો પોતાની પદવીને માટે વાસ્તવિક રીતે પોતાની બુદ્ધિનો ઉપકાર માનેછે, પણ અદ્યાપિ કોઇએ એ રીતિની પ્રતિરીતિ ગ્રહણ કરી પોતાની બુદ્ધિમાટે પોતાની પદવીનો ઉપકાર માની શક્યું નથી. જ્યારે લીઓનાર્ડો ડી વીન્સી મરી ગયો ત્યારે એના રાજાએ કહ્યું કે "હું હજારો અમીર બનાવી શકીશ, પણ એક લીઓનાર્ડો મારાથી થશે નહિ;" એમજ સીસરોએ એક ભ્રષ્ટ થયેલા કુલીનને કહ્યું કે "હું મારા કુલમાં પ્રથમ છું, પણ તું તો તારામાં છેલ્લો છે." અને એના સમયથી, જે લોકો માત્ર પોતાના કુલનુંજ અભિમાન રાખતા હોય તેમને બટાટા સાથે સરખાવવાનો રીવાજ પડેલો છે; તેમનાવિષે જે શુભ છે તે બધું જમીનમાંજ હોયછે. એ ઘણું કરીને વાજબીજ થયું છે કે એવાને પદવી ઉતરી આવેલી છે, કેમકે તે પોતે તો પદવીએ ચઢી શકે એમ છેજ નહિ.

## બુદ્ધિ સર્વદા વિજયવતી થતી નથી.

મ્હોટા અને ભવ્ય ગુણોવાળા પુરુષો સંસારમાં સર્વદા વિજયી થતા નથી; પણ વાંક ઘણીવાર, બીજાનામાં હોય તે કરતાં તેમનામાંજ હોયછે. એક દરબારીએ દાક્તર જોન્સનને 'દરબારમાં ન લઇ જઈ શકાય' તેવો ઠરાવ્યો હતો; ને એક રાજાએ દાક્તર વોટસનને દુરારાધ્ય જણાવ્યો હતો. વહાણનો બધો સામાન સારો હોય, શઢ, તોપો, તૈયાર હોય; પણ જો તેમાં બાલાસ્ટ અને સુકાન બન્ને ન હોય તો તે વિજય પામે તેવી રીતે લડી શકે નહિ, કે ચંચળાઈથી નાસી શકે નહિ! અને ઓછી મજબુતાઈવાળું પણ વધારે નિયમિત હોય તેવા વહાણને છેવટ અથડાય. માણસનું પણ એમજ છે. તેમનામાં બુદ્ધિ અને ચતુરાઇ બન્ને હોય, પણ કયાં, કયારે ને કેવી રીતે તેમને વાપરવાં તે બતાવનારાં દૂરદર્શિતા અને નિશ્ચય તેમનામાં હોય નહિ તો, એ બુદ્ધિ અને ચતુરાઇવાળા જ્યાં કશું જડવાનું ન હોય ત્યાં વિજયવાન્ થશે, ને જ્યાં બધું ખોવાનું હોય ત્યાં હારશે; તેમના કરતાં ઓછા ભવ્ય પણ વધારે સમયાનુકૂલ થઇ શકે તેવા ગુણોવાળા, અને જેમનું એક વિષયમાંનું બલ બીજા વિષયની ન્યૂનતાથી ક્ષીણ થયું નથી એવા વધારે વિજય મેળવી જશે. નિરાશાથી ભગ્ન થએલા, જે એમ

ધારેછે કે અમારા ગુણની કોઇએ પરીક્ષા કરી નહિ તે ઘણું કરીને છેવટ પોતાનો ઇતિહાસ લખીને પરવારેછે; પણ પોતાનાં દુર્ભાગ્યનો હેવાલ જણાવતાં તેઓ માત્ર આપણને પોતાની ભુલોજ સમજાવેછે; અને પોતાને આશ્રય આપનારાને અંધ બનાવવા જતાં તેમને વિચારવાન્ સિદ્ધ કરી આપેછે. કારણ કે તેઓએ છેક ન દીઠું હોય તે કરતાં જોઇએ તેથી અધિક દીઠું છે એમ હોયછે, ને તે એકે બીજા વર્ગની કૃતિને આધારે પ્રથમ વર્ગની બક્ષીસ માગવાનો ઢોંગ આદરેલો તેઓ સમજી ગયા હોયછે. નિરાશ થએલા માણસો એક આશ્રય આપનારના અન્યાયથી કે બીજાના અનુપકારથી આપણને દયા પમાડી રડાવવા બેસેછે ત્યારે આપણને, જે આત્મશ્લાઘા તેમનામાં હોયછે, છતાં જેની તેઓ ના પાડેછે, જે જ્ઞાનપુરઃસર વિરાગ તેમનામાં નથી હોતો, છતાં જે તેઓ ધારણ કરેછે, તેનાથી હાસ્ય માત્રજ પેદા કરેછે.

## કલ્પના કરનારા.

પોતે પોતાનુંજ તત્ત્વ સમજાવી ન શકે તો કલ્પનામાત્રજ કશી કીમતની નથી; ને તે પણ જો તે કરે તો તેણે પોતાનોજ વ્યાઘાત કર્યાવિના કરવું જોઇએ. આમ છે એટલે પ્રત્યક્ષ વાતોને ઘણીવાર કલ્પના જોડે ભેળવી દેવામાં આવેછે, પણ એથી ઉલટું, કલ્પનાને પ્રત્યક્ષ વાતો સાથે

મેળવવાનું ક્વચિત્‌જ બનેછે. ઘણુંક કલ્પના ગોઠવનારા મહાન્ ફ્રેડરિકના પ્રપિતા જેને પોતાના સંધિવાનાં દરદ સમયે ગંમત મેળવવા સારૂ પોતાના ગ્રેનેડીઅરોનાં ચિત્ર કાઢવાની ટેવ હતી, તેની સાથે સરખાવી શકાય. કેમકે તે એમ કરતો કે જો ચિત્ર ગ્રેનેડીઅરને મળતું ન આવે તો, તે ગ્રેનેડીઅરને ચિત્ર પ્રમાણે શણગારી નીકાલ કાઢતો. બીજું દૃષ્ટાન્ત લઇએ તો એમ કહી શકાય કે કલ્પના છે તે તેને બાંધવામાં જે ચતુરાઈ વપરાઈ હોય તેને માટે સ્તુત્ય લાગેછે; પણ એ માત્ર વાસ કરવાને ઠીક છે. જો કે તેમાં ઘર કરવું સારૂં નથી; કારણ કે ઘર કરતાં પાલખ વધારે મજબુત હોયછે, ને એવું ભાવી ભય રહેછે કે કોઈ બીજો બાંધનાર એ જગાઉપર નવી ઇમારત ઉઠાવશે. વળી એ મકાન તોફાની હવામાં કેવલ નિર્ભય ગણાતું નથી, અને તેને નિરંતર મરામતની જરૂર પડેછે, ને તે મરામત પણ બહુજ કડાકુટથી ને હમેશાં સત્યના ઘણા ખરચે કરી શકાયછે. અર્વાચીન કલ્પના કરનારામાં ગૉલ અને સ્પરઝીમ તો એટલા ઉપહાસાસ્પદ છે કે તેમનો ટોળ કરવો પણ નિરર્થક છે. આપણે લોક અને હાર્ટલીને તેમનાં દૃષ્ટાન્તોની ગભીરતા અને યુક્તિનેમાટે વખાણીએ, ને લેવેટરને સત્યાભાસ માટે; પણ એમાંના એકેને સસારતા માટે તો નહિજ. લોર્ડ

મોનબોડોની પેઠે પોતાની કલ્પનાને અનુકૂલ હોય એવા તર્કમાત્રપ્રતિ શ્રદ્ધા બતાવતાં છતાં, પોતાની કલ્પનાને પ્રતિકૂલ તર્કવિષે અત્યંત અશ્રદ્ધાલુ રહેવું એવો જે કલ્પના કરનારાનો એક નિયમ કહેવાયછે તેનાથી લૉક મુક્ત હતો. મી. લૉકનો એવો એક પણ અભિપ્રાય, મારા ધાર્યા પ્રમાણે, ન હતો કે જે તેણે સત્યને બદલે સુખે આપી ન દીધો હોત. એક મુસાફરે લેવેટરને બે છબીઓ બતાવી, એક ધાણીએ પીલી નાખેલા લૂટારાની હતી, ને બીજી પ્રખ્યાત તત્ત્વજ્ઞાની કેન્ટની હતી; પછી પૂછ્યું કે આ બેમાં શો તફાવત છે? લેવેટરે લૂટારાની છબી લીધી ને થોડીકવાર વિચાર કર્યા પછી બોલ્યો "આ તો કોઈ ખરો તત્ત્વજ્ઞાની છે, આંખોમાં કેવી તીક્ષ્ણતા છે, ભાલ કેવું વિચારગ્રસ્ત વિશાલ છે; અહીંઆં કારણ છે, પણે કાર્ય છે; આ એકત્રતા છે, આ વિશેષબુદ્ધિછે; અહો એકત્ર કરી વ્યાપ્તિ ગૃહનારા ઓષ્ઠ, ને સિદ્ધાન્તને પૃથક્ કરી અવયવ સમજનારૂં નાક." પછી તત્ત્વજ્ઞાનીના ચિત્ર તરફ જોઇ બોલ્યો "આ વદન ઉપર શાન્તિ અને ગુપ્ત લુચ્ચાઇની છાપ એવી આબાદ પડેલી છે, કે વધારે ટીકા કરવાની જરૂર નથી." આ વાર્તા કેન્ટ બહુ રમુજ સાથે ઘણાને કહેતો. દા. ડાર્વિન આપણને જણાવેછે કે સ્ત્રીના ઉરસ્થલથી આપણને આનંદ

થાયછે તેનું કારણ એમ છે કે આપણા પ્રથમ આનંદની બધી લાગણીઓ–ઉષ્ણતા, પોષણ, આરામ, બધું–ત્યાંથીજ ઉદ્દભવ્યું છે. આ કલ્પના પણ કેટલાક દિવસ ચાલી, પણ છેવટ કોઈક જવાબ દેનાર મળ્યો કે જે લોકોને ફક્ત હાથે પોષણ આપીને ઉછેરેલા હોયછે તેમણે તેમની પ્રથમ આનંદની લાગણીઓ બહુ જુદાજ સ્થલથી પ્રાપ્ત કરી હોયછે, છતાં તેમાંનો એક પણ, મહોટપણે, લાકડાના ચમચાને દેખી પ્રેમથી દ્રવી જતો નથી.

## ધમકી બતાવનારા.

જે લોકો બહુમાં બહુ બુમો પાડી ધમકી બતાવેછે, તેજ તે ધમકીને થોડામાં થોડી અમલમાં લાવી શકેછે. સુરંગ ફોડતી વખતે, જેનાથી ઘણામાં ઘણું નુકસાન થાયછે તે થોડામાં થોડો અવાજ કરેછે; તેમ વળી વીજળીને વિચારીએ તો પણ જે તેનાથી મરણ પામેછે તે તેનો ધ્વનિ સાંભળતું નથી; પણ જે મહા ગર્જના પછીથી થાયછે, ને જેનાથી ભોળા લોકો ઘણામાં ઘણા બીહેછે, તે તો તે લોકોની નિર્ભયતાની સારામાં સારી સૂચના છે.

## વખત.

વખત છે તે ઘણી અવર્ણ્ય વસ્તુ છે, તેમ કેવલ વિ-

રુદ્રભાવમય છે; ભૂત છે તે ગયેલું છે, ભવિષ્ય આવ્યું નથી, ને વર્તમાન છે તેને આપણે વર્ણવવાનો પ્રયત્ન કરીએ તે પૂર્વે તો તે ભૂત થઇ જાયછે, ને વીજળીના ચમકારાની પેઠે દેખાઇને લોપ થાયછે. કાલ સર્વનો અવચ્છેદક છે, પણ પોતે અનવચ્છિન્ન છે; સર્વનો વ્યક્ત કરનાર છે, પણ પોતે અવ્યક્ત છે. દિક્‌ની પેઠે એ પણ અગમ્ય છે; કેમ કે એને અંત નથી, ને હોત તો પણ તે છે તેથી અધિક અગમ્ય થાત. નાઇલ નદીના કરતાં પણ પોતાના મૂલ આગળ કાલ વધારે દુરધિગમ છે, ને ધીમે ધીમે ચઢતી ભરતીની પેઠે વધેછે, પણ જલદીમાં જલદી દોડતા ધોધની પેઠે જતો રહેછે. સુખને વીજળીની પાંખો બંધાવેછે, પણ દુઃખને સીસાના પગ ચોટાડેછે, ને આશાને માત્ર અટકજ આપેછે, પણ ભોગને એડી દેવાનું સોંપેછે; કાન્તિના લાલિત્યનો એ ચોર છે, ચોરી કરીને કાન્તિની પ્રતિકૃતિને સોંપેછે; અને ગુણને કીર્તિસ્તંભ બાંધી આપેછે, પણ રહેવાને ઘર આપતો નથી; અસત્યનો ક્ષણિક અને કપટી ખુશામદ કરનાર છે, પણ સત્યનો કસાયલો અને સાચો છેવટનો બેલી છે. વખત છે તે લૂટારામાં ઘણામાં ઘણો ખલ અને અસંતુષ્ટ લૂટારો છે, કેમકે કાંઈ લેતો નથી એમ જણાવી સર્વસ્વ લેઇ જાયછે; તેમ આપણી પાસેથી

આખો સંસાર, અને સંસાર પાસેથી આખા આપણને, લેઇ લીધાવિના સંતોષ પણ પામતો નથી. તે નિરંતર ઉડયાંજ કરેછે, પણ ઉડવામાં સર્વને પકડી પાડેછે, ને યદ્યપિ એ વર્તમાનમાં મરણનો મિત્ર છે, તથાપિ ભવિષ્યમાં તેનો પરાજય કરનાર નીવડશે. આશાના પાલણારૂપ, પણ લોભની ઘોરરૂપ કાલ મૂર્ખ લોકોનો બહુ સખત શિક્ષક છે, ને ડાહ્યાનો સુખકર સલાહકાર છે, કારણ કે એક જે જે ભય રાખેછે તે તે તેને આણી મેળવેછે, ને બીજા જે જે ઇચ્છેછે તે તે તેમને આપેછે; પણ કેસેન્ડ્રાની પેઠે આપણને એવી વાણીથી એ સૂચના આપેછે કે જેને ડાહ્યામાં ડાહ્યા ઘણા વખત સુધી માનતા નથી, ને ગાંડામાં ગાંડા બહુ મોડા સમજી શકેછે. એનો ચોપદાર ડહાપણ છે, એનો મિત્ર પ્રસંગ છે, ને એનો પગ દાબનાર પસ્તાવો છે. જે એને પોતાનો મિત્ર કરેછે, તેણે પોતાના દુશ્મનોથી ડરવું નહિ પણ જે એને પોતાનો શત્રુ કરેછે તેણે પોતાના મિત્રોની આશા રાખવી નહિ.

## મુસાફરો.

જે જ્ઞાન માત્ર મુસાફરી કરવાથીજ મળીશકેછે તે વાજબી કરતાં વધારે કીમતે મેળવેલું ગણાય. એમ કહેવાય કે જેમ વેપારી સામાન લાવેછે તેમ મુસાફર જ્ઞાન

લાવેછે, તે એવી રીતે કે જેઓ ઘેર બેઠા મોજ કરેછે તે તેનો ઉપભોગ કરે. એક માણુસ પોતાના ઘરની સગડીએ તાપ્યાં કરે, છતાં પરદેશની પ્રજાની રીતભાત-વિષે બહુ સારૂં જ્ઞાન ધરાવી શકે; પણ એથી ઉલટી રીતે જે માણુસ બધી જીંદગી મુસાફરી કરતો ફરે ને સ્કીબ્લે-રસની પેઠે પોતાની બુદ્ધિ કરતાં, પોતાના પગનેજ પોતાનું કંપાસ કરી ચાલ્યાં જાય, તે સંસારની સાદામાં સાદી બાબતોમાં પણ એક શીખાઉ જેવો મરતાસુધી રહે; એન્સનની પેઠે તે દુનીયાંની આસપાસ ફરી ચુકયો હોય, ને દુનીયાં ઉપર ફરી ચુકયો હોય, પણ દુનીયાંમાં ન ફર્યો હોય; ને પવિત્ર પર્વતો વચ્ચે સાતવાર મુસાફરી કરી આવ્યા છતાં મરતાસુધી મૂર્ખો રહે; પછી તે ભલે કહે કે રૂપાની પીછીથી કાબાને સાફ કર્યો; ઝમઝમનું પવિત્ર આચમન કર્યું; ને નાઈલનું મૂલ ને નાઈજરનું મુખ શોધી કાઢયાં!

## સત્ય.

ખરેખરી વાત છે કે સત્યનું આલય સ્ફટિકથી બાંધેલું છે, પણ દુઃખમાત્ર એટલુંજ છે કે તેને બાંધનારાં માણુસ હતાં એટલે તેમણે તેમાં જે કેલ વાપર્યો છે તે હલકા પ્રકારનો છે. બહુ ઉગ્ર ખેદની વાત છે કે નીરાળું સત્ય પોતે, કોઈ પક્ષ, કોઇ પણ મત, કે કોઇ પણ

પંથ સાથે જોડાયલું ન હોય, તો થોડુંજ લક્ષ ખેંચેછે, ને કાંઈજ માન પામતું નથી; અમિશ્રિત અને સ્વચ્છ શુદ્ધ સત્ય ચોખા સોનાની પેઠે વારંવાર ચલણને માટે અયોગ્ય નીવડેછે. સર વોલ્ટર રાલેએ કહ્યું છે કે જે માણસ સત્યની નિકટ ચાલેછે તેણે સંભાળ રાખવી કે તે એના દાંત પાડી નાખે નહિ; પણ જે સત્યની નિકટ છે તેને સત્ય પોતા તરફથી બીહીવાનું થોડુંજ છે, જો કે તેના કહેવાતા મિત્રો તરફથી બીહીવાનું થોડું નથી. આટલામાટે જે માણસ વર્તમાન મનુષ્યોના બધા ઉપહાસ અને બધી ધમકીઓ પરત્વે મૃતવત્ વર્તી શકે તેવો છે તેજ, ને તે એકલોજ, પોતાના સમયનો, આવતા સમયમાટે સંગ્રહી રાખવા યોગ્ય, ઇતિહાસ લખવાને સમર્થ ગણાય.

---

જો કોઈ પુરુષ સત્યરૂપ બાલાને ખરા દીલથી વરવા ધારતો હોય, તો તેણે એની તરફથી કાંઈ પણ પલ્લાની આશા રાખવી નહિ, ને એને જેવી હોય તેવી ગ્રહણ કરવી. જે ગાંઠ બંધાય તે પણ એવી થવી જોઇયે કે એના ઉપર અસ્ખલિત પ્રેમ રાખવો, એને પોષવી, એની આજ્ઞાને અનુસરવું, ને તે પણ માત્ર મરતા સુધીજ નહિ પણ મુવા પછી પણ. કેમકે એ ગ્રંથિ એવો છે કે જે એક મૃત્યુનેજ નહિ પણ તે મૃત્યુને પણ વશ

કરનાર કાલને પણ પાછળ મૂકી દે તેવો છે. આમ છે એટલે સત્યપૂજક સર્વ પ્રકૃત વિષયથી પર છે. લાલચોની વચમાં અચલ, કપટની વચમાં નિષ્કપટ, એવો એ માણસ, જે લોકો અમુક પ્રકારના આગ્રહવાળા છે તેમના ધિક્કારને પાત્ર થશે; કેમકે તેને પોતાને તેવો કશો દુરાગ્રહ નથી. જે જે લોકો ખરીદવા ફરતા હશે તે બધા એને "ખરાબ સોદો" ગણી હસશે; કેમકે તે એકલોજ કોઈથી ને કશાથી ખરીદાવાનો નથી; ને બધા પક્ષવાળા એને ગાળો દેશે, કેમકે તે કોઈ પક્ષને અવલંબતો નથી;—ને આ બધામાં એની સ્થિતિ ડોલ્ફીનના જેવી થશે,—ડોલ્ફીન કે જેને સર્વ પ્રાણી શાસ્ત્રવેત્તા સીધામાં સીધું માછલું જાણેછે, છતાં જેને સર્વ લોક ઘેટાના શીંગડા કરતાં પણ વધારે વાંકું ચુકું ચીતરેછે.

---

એવું એક જૂનું કહેવત છે કે સત્ય કૂવામાં રહેછે, પણ દુર્ભાગ્ય એ છે કે કેટલાક માણસો એને બહાર કાઢવાને બીજી કોઇ સાંકળને બદલે એવી લાંબી વાપરેછે કે જેને પૂરી કરવામાંજ તેમનો જન્મારો જતો રહેછે; ને કદાપિ જીવતાં પૂર્ણ કરી શકે તો પણ એમ બનેછે કે છેલ્લા અંકોડા તૈયાર થાય તે પેહેલાં પહેલાંના અંકોડા કટાઇને ખવાઇ જાયછે. બીજા કેટલાક એવા છે કે જે સત્યને

સાંકળવિનાજ કૂવામાંથી ઉચકી લેવા ઇચ્છેછે, ને કેટલાક બહુજ ટુંકી સાંકળવડે તેમ કરવા મથેછે. આ બન્ને પોતાનો હેતુ સિદ્ધ કરી શકતા નથી. ડાહ્યો માણસ આવા કાર્યમાટે એવી સાંકળ તૈયાર કરશે કે જેનો એક અંકોડો પણ વધતો નહોય કે ઘટતો નહોય; ને પ્રથમ અંકોડા ઉપર લખશે કે अनन्तपारंकिलशब्दशास्त्रम्,* ને છેલ્લા ઉપર લખશે કે स्वल्पंतथायुर्बहवश्चविघ्नाः† ॥

## જુલમગાર.

કેદખાનામાં રહે રહે પણ જે મહાયુક્તિઓ ગોઠવાઈ છે ને સિદ્ધ કરી શકાઈ છે, તેમ જે મહા ગ્રંથો આરંભાયા છે ને પૂરા થયા છે, તે બધા ઉપરથી એટલું સિદ્ધ થાયછે કે જુલમગારોને, હજીસુધી, માણસના મનને પેહેરાવવાની બેડી જડી શકી નથી.

## ઐકમત્ય.

ઐકમત્ય છે તે, તેના નિરાળા સ્વરૂપનો વિચાર કરતાં, ઇચ્છવા યોગ્ય નથી, તેમ કાંઈ લાભકારી પણ નથી; તેનો બીજી વાતોને સંબંધે વિચાર કરતાં તે કદાપિ ઇચ્છવા યોગ્ય ને લાભકારી બન્ને જણાય, તથાપિ કારણ કે કોઈ ખોટી વાતમાં સર્વ માણસો એકમત હોય, તો

---

* શાસ્ત્રનો પાર નથી. † આયુષ્ અલ્પ છે ને વિઘ્ન ઘણાં છે.

તેવે પ્રસંગે ઐકમત્ય એ હાનિકારક છે. સત્ય છે તે જ્ઞાનના મંદિરના ગુહ્યાગારમાં સંતાઈ રહેલું છે; ને શંકા તો અંદર જવાના મંડપમાંજ બીરાજેછે. લ્યુથરે પોપના અસ્ખલિતપણાવિષે શંકા ઉઠાવીને આરંભ કર્યો તો મહાન્ રીફોર્મેશનરૂપ મંદિરના પાયારૂપ થઈ પડવામાં સમાપ્તિ આવી. કોપર્નિકસ અને ન્યુટને પોતાની નવી સંકલના યોજી તે પૂર્વે તેમણે બીજાની સંકલનાઓની શંકા આરંભી હતી. કોલંબસે નવી દુનીયાં શોધી કાઢી તે પૂર્વે બધી જૂની દુનીયાંના મતથી તે જુદો પડતો હતો; તેમ ગેલીલીઓનો સ્થૂલપિંડ પણ, આકાશસ્થ પિંડોનું ભ્રમણ સૂચવવાને લીધે કેદખાનામાં પૂરાયો હતો. વાસ્તવિક રીતે જોતાં આપણને જે જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તે એકમત થનારાથી નથી થયું પણ મતાંતરવાળાથીજ થયું છે. અને જેમણે બીજા બધાને પોતાના મતમાં આણીને પોતાના કાર્યની સમાપ્તિ કરી છે તેવા લોકોએ માત્ર પોતે પોતાનાજ મતથી આરંભ કરેલો છે. કેમકે જે માણસ આખા ટોળાનો નાયક છે તેણે ટોળાથી જરા છૂટા પડીનેજ આગળ ચાલવું જોઇએ. લોહીના ફરવાની વાત શોધી કાઢનાર પ્રખ્યાત હાર્વિ જો તત્સમયના બધા વૈદ્યોથી જુદો ન પડયો હોત, તો આ સમયના બધા વૈદ્ય એની વાત સ્વીકારત નહિ. આવા બધા વિચારો ઉપરથી આ-

પણને એક વિચાર એ આવવો જોઇએ કે મતાંતરને માટે કોઇને પણ પીડા કરવી એ ખરા તત્ત્વજ્ઞાનથી વિરુદ્ધ છે. એ વિચાર બહુ શોકજનક છે, કે લોકો, માણસો જે રીતે વિચાર કરી શકે ને કરેછે તે રીતે કરે તે કરતાં સમૂળગા વિચારજ ન કરે એમ ઇચ્છી મતાંધ આગ્રહથી ને અયોગ્ય અમર્યાદાથી કેટલું દુઃખ પેદા કરી ગયા છે. પાંચમો ચાર્લ્સ જ્યારે રાજ્ય તજી સેન્ટ જસ્ટના મઠમાં રહ્યો ત્યારે યાંત્રિકકલાના પ્રયોગોથી, તેમાં પણ મુખ્યત્વે કરી ઘડીયાળ બનાવવાથી, વખત ગાળવાની ગંમત કરતો. તેમ કરતાં એક દિવસ બોલ્યો કે "અહો! આટલો આટલો માણસ અને પૈસાનો ભોગ આપનાર હું કેવો મૂર્ખ! કેવી ભુલ કરનારો! કે બધા માણસ એકજ રીતે વિચાર કરે! જ્યારે મારાં પોતાનાં બનાવેલાં આ ઘડીયાળ બધાં એ સરખો વખત બતાવી શકતાં નથી!"

## ગુલામગીરી.

જુલમી અને ખરાબ રાજ્ય પ્રજાને પોતાના વાજબી હક આપવાની ના પાડવાથી આરંભ કરી, તે હકોની જે ખરી કીમત તે સમજવાની, પ્રજાની શક્તિને પણ હરણ કરીને સમાપ્ત કરેછે. પોલાન્ડના ગુલામો (સર્ફ), રૂશીઆના ખેડુતો, અથવા ચોરીથી હરણ કરેલાં હબસીનાં બાલકો, પોતપોતાની સ્થિતિથી સંતોષ માને

પણ કોઈ ફ્રેંકલીન કે હાઉવર્ડનું હૃદય તેમને તે સ્થિતિમાં જોઈ શકે નહિ. તત્ત્વ સમજનારા જાણેછે કે કદી ટાળી શકાય નહિ તેવી ગુલામગીરીની નીશાની તેના ભોગ થઈ પડેલા લોકનામાં જે આ બેહેરાપણું આવેછે તેજ છે; જેમ વૈદ્યો જાણેછે કે મરણ વેળાની નીશાની એજ છે કે બહુ ભારેમાં ભારે પીડાવાળા દરદમાં પણ પીડા થતી બંધ પડે.

## માફ થઇ શકે તેવી ભુલો.

નાની ભુલો માફ થવીજ જોઇએ, પણ તે જો એવા માણસે કરી હોય કે જે મહોટામાં મહોટી બાબતમાં મહોટા હોય. સેન્ટ મેરીના દેવલમાં પેલીએ એક વાર ઉચ્ચારમાં ભુલ કરી; તે ઉપરથી બીશોપ વોટસન આવી નજીવી બાબતો ઉપર ધ્યાન આપવાથી પોતાનો જે વખત બગડે તેને માટે પરિતાપ બતાવેછે. જો કોઇ પણ રીતે, એકાદ પ્રખ્યાત નામને, કાંઈ પણ કલંક વળગાડી શકાય તો તેવામાં ભણેલા ગધેડા જે વિજયધ્વનિ કરી મૂકેછે તે કરતાં વધારે કંટાળા ભરેલું બીજું કાંઇ નથી. પણ તેમણે યાદ રાખવું કે સૂર્યમાં ડાઘા જોવા માટે કોઈ ખાસ વિરોધ કે સ્પષ્ટ ઇર્ષ્યાની મેશ ચોપડેલા કાચનીજ જરૂર પડે છે; ને એમજ ધારી શકાય કે આવી નજીવી વાતોને એવાજ માણસો મહોટી કરી મૂકે; કારણ કે

સંકુચિત મનના માણુસની બુદ્ધિસમૃદ્ધિ એટલી ને એવડીજ હોયછે, ને તે જો તેમની પાસેથી જતી રહે તો તેમનામાં કાંઈ રહે નહિ. પણ જેણે પેલીની પેઠે માણુસના જીવિતનો યથાર્થ અર્થ ઘટાવ્યોછે તેને પ્રાચીન ભાષાસંબંધે એકાદ ખોટા ઉચ્ચાર જેટલો હક જરૂર આપવો જોઇએ; ને એટલે સુધી પણ કહી શકાય કે જેણે શુદ્ધ શ્રદ્ધા અને ગંભીર બુદ્ધિનું સમાધાન કરવાનો મહાપ્રયોગ સાધ્યો છે તેને શબ્દપ્રયોગની પણ એકાદ ભુલનો હક છે.

## સમયગામિતા પણ કવચિત્ ઉપયુક્ત ' છે.

કેટલાંક એવી વૃત્તિનાં માણુસો છે કે જેનાં આચરણ ઉપર ઉપરથી જોનારને વિરોધ, વિકાર અને વ્યાઘાતનાંજ ભરેલાં જણાય; તો પણ એવા લોક શું કરવા મથેછે તેનું રહસ્ય જે જાણુતા હોયછે તે સમજેછે કે તે જેવાં ધારવામાં આવેછે તેના કરતાં કેવલ ઉલટાં છે; કેમકે તેમને એકાદ વસ્તુ ઉપર નીશાન હોયછે તેને તેઓ કુતરો જેમ સસલાની પાછળ દરેક આંટી અને દોડાદોડમાં વળગ્યો રહેછે, તેમ ખાઇ પીને વળગ્યાં રહેછે. આપણે જાણીએ છીએ કે પવનચક્કી રાત્રીદિવસ ફર્યાંજ કરેછે, ને તે માત્ર એકજ કાર્ય સાધવા માટે; ને તેથીજ તે પવનના દરેક ફેરફાર સાથે ફરેછે, ને એકજ દિવસમાં દશ દિશાઓ બદલેછે.

## સદ્‌ગુણ અને દુર્ગુણ.

વારંવાર ધારવામાં આવેછે તેના કરતાં, સારાં માણસ ઘણો વધારે સારો, અને નઠારાં માણસ વધારે નઠારો સોદો કરેછે; કારણ કે એકના લાભને બીજાની હાનિ, ઘણી વખત, મરતા પૂર્વેજ ભોગવવાં પડેછે; તેમાં પણ કારણ એ કે સદ્‌ગુણ કરતાં દુર્ગુણને સ્વાર્પણ કરનારા ઘણા છે; અને માણસો મોક્ષ પામવામાટે કરતાં, દુઃખમાં ડુબવામાટે વધારે કષ્ટ ઉપાડેછે. પણ ક્વચિત્ દુર્ગુણ, જે કાયિક પીડા અમિતોપભોગ અને પાપને અંતે ઉદ્‌ભવેછે તેનાથી, બચી શકે તો પણ આત્માનો શાન્ત અને નિત્ય સૂર્ય જ્યાં પ્રકાશેછે તેવા સદ્‌ગુણી માણસના હૃદયમાં દુર્ગુણ ને સદ્‌ગુણને પડછે નાંખવાનુંજ સંભવી શકતું નથી. એક મધુર ધર્મોપદેશક કહેછે કે "આપણા વિચાર, સમુદ્રના જલની પેઠે, જ્યારે આકાશ તરફ વરાળ થઇ ઉડેછે ત્યારે બધા ખારાટ અને કડવાટથી મુક્ત થઈ જાયછે, અને એક પ્રેમમય આત્મભાવરૂપે મિષ્ટતા ગ્રહણ કરી આખા મનુષ્યવર્ગ ઉપર પ્રેમ અને દયાના વરસાદરૂપે વરસેછે."

## યુદ્ધ.

યુદ્ધ એ એવી રમત છે કે જેમાં રાજાઓ ક્વચિત્‌જ જય પામેછે, લોકો તો કદીજ નહિ. રક્ષિત થવું એ

અભિદ્રુત થયાના જેટલુંજ દુઃખ છે; અને ખેડુતોને વારંવાર રક્ષણકર્તાની ઢાલ અભિદ્રવ કનારની તરવાર કરતાં ઓછી ભારે પડી નથી. કેવલ મતાંતર માટેજ યુદ્ધ કરવાં તે તો જેમ ઘણાં નુકસાનકર્તાં નીવડ્યાં છે તેમ તેટલાંજ શરમ ભરેલાં છે; કારણ કે એ તો ન્યાયને મૂકીને બળને વળગવા જેવું છે, તકરારને મૂકી તોપને તાબે થવા બરાબર છે. આવાં યુદ્ધના ઉત્તેજકોએ "કાચા" લોક તે માત્ર ઘર આગળનાં વર્તમાનપત્ર પોતાનાં નામથી ભરવાને, અને પરદેશની ખાઇઓ પોતામાં શરીરથી પુરવાને સરજેલા છે, એમજ ધારેલું હશે. પણ આપણે એમ આશા રાખવી જોઇએ કે ખરૂં તત્ત્વજ્ઞાન જે શુદ્ધ ધર્મ તેમ અતિ પ્રકાશિત બુદ્ધિનું બાલક છે તે ધીમે ધીમે સંસારની વ્યવસ્થા સુધારશે, અને ત્યારેજ માણસો નઠારી કલમોને સારી તરવારોથી સુધારવાનું, કે હલકાં માથાંને ભારે હાથે ઉચાં ચઢાવવાનું અપમાન ભરેલું કર્મ નહિ દેખે.

## યુદ્ધ અને ક્ષત્રીવટ.

જ્ઞાનના વધારાથી ક્ષત્રીવટનો અંત આવ્યો છે, જે રીતે એકાદ દહાડો યુદ્ધનો પણ આવશેજ; અને સર્વેન્ટિસે, પેલા પોતાની મેળેજ કાયદો ઘડી ન્યાયના કાંટાને બદલે તરવાર લઇને ફરવામાં, તથા નિત્યે બખતર સજી

ઘોડા ઉપર રહેવામાં, ક્ષત્રીવટ સમજનારાને તો ઉપહાસ કરી કરીને ઠંડાજ પાડી દીધા છે. તેવો સમય ફરી આવે એવો મારો આશય નથી; પણ જ્યારે એ ઉદાર પરાક્રમ અને ક્ષત્રીવટનો વખત હતો, જ્યારે માણસો પરાર્થે પોતાની મરજીથીજ ભયની સન્મુખ ઝંપલાવતા, અને તે પણ કોઇ લાભની આશાવિનાજ; તેમ તે કાર્ય સંપૂર્ણ થતાં તરવાર છોડી નાખતા, ત્યારે આપનાર લેનાર ઉભયને શોભે તેવાં તેમને કોઇ અપૂર્વ પ્રતિષ્ઠા અને સાશ્ચર્ય માન પ્રાપ્ત થતાં. પણ જે લોકો આજે યુદ્ધ કરવાનો ધંધો લઇ બેઠેલા છે અને લોહીનું સાટું કરેછે, તેમજ તેઓ પોતે જે તરવાર તાણેછે તેના જેટલાજ તે શામાટે તાણી છે તે હેતુના અજાણ હોયછે, અને જેઓ માત્ર કોઇ ધણીનો પટો બાંધી, દરેશ પહેરી, તેનો પગાર ખાનારા છે, તેમને આ પ્રતિષ્ઠા અને માન આપવાં એ અયોગ્ય તેમ હસવાલાયક નથી? જ્યાં બધુંજ વાણીઆસાહી હીસાબે ચાલેછે, ત્યાં ઉદારતાનો છાંટો પણ ક્યાં? અને એક સજીવ યંત્ર કે જે નોબતના કે જુલમગારના, રણશીંગાના કે લોકદ્રોહીના, પટેલના કે પાડાના, ગમે તેના અવાજે ગાજી ઉઠેછે, તેને માટે માનનો છાંટો પણ રાખવો એ અશક્ય છે.

## યુદ્ધ અને યોદ્ધા.

વારબર્ટન લખેછે કે એવો એક દેશ જીતનાર, કાયદા બાંધનાર, કે ધર્મ સ્થાપનાર, કદાપિ થયો નથી કે જેનામાં આવેશ અને નય ઉભયનું મિશ્રણ ન હોય; આવેશ લોકોનાં મન પલાળવા માટે, ને નય તે પલળેલા મનને રસ્તે લામવા માટે. મારે આ પ્રસંગે માત્ર યુદ્ધ અને યોદ્ધાવિષેજ લખવાનું છે, તેથી પ્રથમથીજ એમ કહેવું એ હું વાજબી ધારૂંછું કે ઉક્તવૃત્તિના માણસમાં આવેશ કરતાં નય એજ વધારે મુખ્ય વૃત્તિ હોયછે. મારે કબુલ કરવું જોઈએ કે, કોઇ કોઇ વિશેષપ્રકૃતિના અસાધારણ માણસમાં, જેમ કે ક્રોમવેલમાં કે મહંમદમાં, ઉક્ત વિષમ મિશ્રણ થયેલું હોયછે; પણ આવા વિરુદ્ધ પદાર્થના મિશ્રણને તેલ અને સરકાના મિશ્રણની પેઠે એકતાર રાખવા સારૂ વારે વારે હલાવવાની જરૂર પડેછે; બાકી નીરાંતને સમયે તો એવું મિશ્રણ તે મિશ્રણ કહેવાયજ નહિ; કેમકે આવેશ કરતાં નય તુરતજ ઉપર તરી નીકળવાનો. આથી ઉલટી રીતે ત્રીજા વીલીઅમ, તથા વોશીંગ્ટનનામાં, વારબર્ટને કહ્યાછે તે કરતાં વધારે સમગુણવાળા ત્રણ બીજાજ પદાર્થ ભેળા મળેલા હતાઃ હીંમત, ગંભીરતા, અને સદુદ્યોગ. આ બેમાંના એકે માણસને ગમે તેમ કહેવાય પણ આવેશના બળવાળા તો ગણાયજ નહિ. વ્હાઇટે રચેલા

"ઇન્સ્ટીટચુટસ ઓફ ટેમરલેન" (તૈમુર–લંગડો) નામના પુસ્તકમાં જોઈએ તો જણાશે કે આ તાતારવીર કરતાં, જેને આવેશ જોડે કાંઈજ સંબંધ ન હોય એટલુંજ નહિ પણ જે આવેશને ધિક્કારે, એવો બીજો પુરુષ નહિ હોય. એની આખી પ્રકૃતિજ ધીરજ અને અનિર્વેદથી સાધનોને સાધ્યપરત્વે વાપરવારૂપ, કારણોને કાર્યપરત્વે યોજવારૂપ, કાર્યોને પરિણામ ઉપજાવવામાં ઘડવારૂપ હતી. તરંગીપણાના કે આવેશના એક પણ છાંટા વિનાનો હોઇ, બીજાનામાં તેવું હોય તેને કેટલેક અંશે ધિક્કારનાર એ પુરુષ લંગડા ઉંટ હાકનારમાંથી છવીશ પ્રગણાંનો રાજા થયો. આટલામાટે આપણે, વારબર્ટન જેવા લેખકનાં જે જે વચન હોય તે વેદવાક્ય છે એમ માનવાની જરૂર નથી.

## પાપ.

પૃથ્વી ફરેછે એ વાતનું પ્રમાણ આપણને પૃથ્વીમાંનાજ કોઈ બિંદુથી તપાસ કરતાં મળતું નથી; પણ પૃથ્વીથી બહારના કોઈ અંતરિક્ષ સ્થાનથી સંભવેછે: તેમ પાપમાં બોળાયલાં માણસ બીજાં તેવાંજ માણસ જોડે પોતાની સરખાવટ કરી સમજી શકતાં નથી, કે પોતે પાપમાં કેટલાં આગળ વધેલાં છે. પોતે ક્યાંસુધી વધ્યાં છે તે જાણવું હોય તો તેમણે કોઈ ઉજ્જ્વલ મહા-

નુભાવ કે મહાત્મા જે તેમનામાંનો ન હોતાં તેમનાથી વિદૂર હોય તેના ઉપર દૃષ્ટિ કરવી જોઇએ. પાસકોલ લખેછે કે જ્યારે બધુંજ ચાલેછે, ત્યારે કશું ચાલતું નહોય એમ લાગેછે. જેમકે એક દોડતા વહાણમાં. તેમ જ્યારે બધાંજ પાપ તરફ દોડતાં હોયછે, ત્યારે કોઈ પણ તેમ કરતું જણાતું નથી. એમાંથી જે પેહેલો અટકે તે જોઈ શકેછે કે તેના સોબતી કેવા ભયાનક રસ્તામાં પડેલા છે.

## જ્ઞાન અને અજ્ઞાન.

જેવી શક્તિ કોઇને પણ હોવાનો સંભવ નથી તેવીને માટે અજ્ઞાનીઓએ જ્ઞાનીને માન આપેલું છે. કારણ કે જે શક્તિ સર્વને સંભવિત છે તેનો ઉપયોગ જ્ઞાનીઓએજ સારી રીતે કરેલો હોયછે. એક દરવેશની નાની અરેબીઅન વાર્તા આ સિદ્ધાન્તની ટીકારૂપે ઠીક પડશે. એક દરવેશ જંગલમાં એકલો મુસાફરી કરતો હતો, તે વખત તેને એકાએક બે વેપારી મળ્યા. તેણે વેપારીઓને કહ્યું "તમારૂં ઉંટ ખોવાયું છે?" તેમણે ઉત્તર આપ્યું કે "હા, ખોવાયું છે." દરવેશે કહ્યું કે "તે જમણી આંખે કાણું અને ડાબે પગે લંગડું નથી?" વેપારીઓએ કહ્યું "છે." અને દરવેશે કહ્યું "તેનો આગલો દાંત પડી ગયો નથી?" વેપારીઓએ કહ્યું "પડીગયો છે." ત્યારે દરવેશે કહ્યું "તેની એક પાસા મધ ને

બીજી પાસા ઘઉં ભરેલા છે?" વેપારીઓએ કહ્યું "હા તેમજ છે; અને તમે જ્યારે તેને હવણાંજ જોયું છે, ને આવી સારી રીતે સરતમાં રાખ્યું છે, ત્યારે તો ઘણું કરીને તમે અમને તેની પાસે પણ લઇ જશો." દરવેશે કહ્યું "સાહેબો, મેં તમારૂં ઉંટ જોયું નથી, તેમ તમે તેની વાત કહી તે પહેલાં મેં પણ સાંભળી નથી." પેલા વેપારીઓ કહે કે "વાહ, ઠીક વેશ ભજવોછો! પણ એ ઉંટ ઉપર જે જવાહીર હતું તે ક્યાં છે?" "મેં તમારૂં ઉંટ કે તમારાં જવેર કાંઇ જોયું નથી" દરવેશે કહ્યું. આ ઉપરથી પેલા વેપારીઓએ તેને પકડીને કાજી આગળ આણ્યો, પણ ત્યાં તપાસ કરતાં તથા ઝાડો જોતાં, એની પાસેથી કાંઈ નીકળ્યું નહિ એટલુંજ નહિ પણ એના ઉપર જુઠું બોલવાનો કે ચોરીનો ગુનો સાબીત કરવાનો કશો પૂરાવો પણ મળ્યો નહિ. આટલું થયા પછી તે લોકો એના ઉપર જાદુગર તરીકે કામ ચલાવવા જતા હતા, તેવામાં દરવેશે બહુ શાન્તિથી આ પ્રમાણે કહ્યું. "તમને જે આશ્ચર્ય લાગ્યું છે તેથી મને બહુ રમુજ પડી છે, ને હું કબુલ કરૂંછું કે તમને શક પેદા થાય એવાં કેટલાંક કારણ પણ છે; પણ વાત એવી છે કે હું ઘણો વખતથી એકાન્તજ રહુંછું, ને એક ઉજ્જડ જંગલમાં પણ અવલોકન કરવાની મને ટેવ પડેલી છે. જે રસ્તેથી હું આવતો હતો ત્યાં

કોઈ પણ માણસનાં પગલાં સિવાય એકલા ઉંટનાંજ પગલાં જોવાથી મેં ધાર્યું કે તે ઉંટ એના ધણી પાસેથી ભુલું પડેલું છે. રસ્તાની એકજ બાજુનાં પાંદડાં કરડેલાં હતાં, તેમ રેતીમાં જે પગલાં પડેલાં હતાં તેમાં એક આછું પડેલું હતું, તે પરથી મેં તેના કાણા તથા લંગડા હોવાવિષે અનુમાન કરયું. વળી જે પાંદડાં કરડેલાં હતાં તેનાં અગ્રભાગે એક કડકો આખો અણી રહ્યાં કરતો હતો, તે પરથી મને એમ જણાયું કે ઉંટને એકાદ દાંત હશે નહિ. એ ઉંટના ઉપર લાધેલા માલ સંબંધે તો એક તરફની કીડીઓની હારથી ને બીજી તરફની માખોના બમણાટથી મને લાગ્યું કે તેની એક પાસા ઘઉં ને બીજી પાસા મધ હશે.”

## ચતુરાઈ.

મન અથવા તનનો ચતુરાઈ સિવાય એવો એક પણ ગુણ નથી કે જે તત્કાલ અને એકદમ પ્રીતિ ઉત્પન્ન કરે. એક અતિ રસિક લેખકે લખ્યું છે કે ચતુરાઈને પરકીયા તરીકે રાખવી બહુ સારી છે; પણ સ્વીયારૂપે તો બુદ્ધિનેજ પસંદ કરી શકાય. સૂર્યનાં સ્થિર કિરણોના પ્રકાશને બદલે વીજળીના ચમકારાના આશરાથીજ ચાલનારની માફક, જે માણસ ઉક્ત સ્વીયાને તજી પરકીયાના આધીનમાં લીન થાયછે તે અનેક ખાડા ખાબોચીયાંમાં

ખરડાયછે. આમ છે એટલે મનઉપર ચતુરાઇ જે રીતે વિજય કરી શકેછે તે રોમન લોકો તનને કબજે કરતા તેવી નથી; કેમકે તે કબજો એવો થતો કે જે નયમાત્રથીજ નિયમાતો અને દૂરદર્શિતાથી સ્થિર થતો, અને એમ જે જે કબજે થયું હોય તેને પ્રીતિ પેદા કરતો અને જેનામાં પ્રીતિ પેદા કરી હોય તેને સુધારતો. ચતુરાઇનો વિજય પારથીઅન લોકના હુમલા જેવો, ભવ્ય પણ ક્ષણિક છે,—વિજય જે માત્ર બાહુબલ કરતાં શરપાતની તીક્ષ્ણતાને લીધે સધાયલો છે, જે પોતાની પાછળ આશ્ચર્ય માત્ર પેદા કરવાથીજ ભવ્ય લાગેછે, અને જે કોઈ એક ટુકડીની સંખ્યા અને ગાઢતાને બદલે માત્ર થોડાકના તડાકામાંથીજ પેદા થયેલો છે. તો પણ ચતુરાઇ એ એવી થોડી વસ્તુઓમાંની એક છે કે જેને વર્ણવવા કરતાં ઈનામ આપવાનું વધારે વાર બનેલું છે. એક બીશપે પોતાના ચેપલેનને કહ્યું "ચતુરાઈ એટલે શું?" તેણે ઉત્તર આપ્યું "બ—ગામનું પાદરીપણું ખાલી થયું છે, તે મને આપો, એ ચતુરાઈ." "સાબીત કરો, તો તે તમને મળશે" એમ બીશપે ફરી કહ્યું. ચેપલેને ઉત્તર કર્યું કે "એ એક સારી વસ્તુને સારે રસ્તે વાપરી ગણાશે." ચતુરાઇના એક ચમત્કારથી સેન્ટ જેમ્સમાં રાજ્યના પાદરીઓમાટે તૈયાર થતું ખાણું, બંધ પડતાં થો-

ડાક દિવસ અટક્યું હતું. ચાર્લ્સ રાજાએ પોતાના પાદરીઓ સાથે જમવાનો એક દિવસ નક્કી કર્યો હતો; અને એમ માનવામાં આવતું હતું કે આમ કરવાથી થોડામાં થોડી કડવાસથી એ જમવાનું બંધ પાડી શકાશે. દાક્તર સાઉથને આશિર્વાદ ઉચ્ચારવાનો હતો, ને જ્યારે જ્યારે રાજા પાદરીઓ પાસે પધારે ત્યારે બોલવાનો ચાલતો નિયમ એવો હતો કે "ઈશ્વર રાજાનું રક્ષણ કરો અને ખાણાને આશિષ આપો." આ ચતુર પાદરીએ આ નિયમમાં જરા ઉલટ પાલટ કરવાની નિર્દોષ ગંમત કરી ને બોલ્યો "ઈશ્વર રાજાને આશિષ આપો, ને ખાણાનું રક્ષણ કરો;" સાંભળતાંજ રાજા બોલી ઉઠ્યો "જરૂર, તેનું રક્ષણ થશેજ."

---

જોન્સન કહેતો કે ચતુરાઇ છે તે સાધર્મ્ય શોધી કાઢવામાં રહેલી છે, ને બુદ્ધિ વૈધર્મ્ય પરખવામાં સમાયલી છે; અને તે બેનાં કર્તવ્ય આવાં વિરુદ્ધ છે, એટલે એ સ્વાભાવિકજ છે કે એક માણસમાં એ બન્ને વાતો સાથે ન સંભવે. જોન્સનની કલમથી જે જે લખાયું છે તેની પેઠે આ સિદ્ધાન્ત પણ એટલો બધો સત્ય ભાસેછે કે સત્યરૂપજ મનાય; પણ એ એક વાતની સરત ચુકી ગયો હોય એમ લાગેછે, કે વૈધર્મ્ય નક્કી કરવામાં જે શક્તિ

આપણને વાપરવી પડેછે તેજ સાધર્મ્ય નક્કી કરવામાં પણ વાપરવી પડેછે. ઉદાહરણ તરીકે જોઇએ તો એક ચિત્રના તાદૃશતારૂપ ગુણની પરીક્ષા કરતાં કોઈ એમ કહે કે બીજી બધી બાબતમાં અતાદૃશ છતાં આ એક બાબતમાં મળતાપણાવાળું હોવાથી એ ચિત્ર યથાર્થ છે, તો તે ખોટું કહેવાશે; પણ આવું બોલવું સંભવતુંજ નથી. કેમકે જે શક્તિથી આપણે એકાદ અવયવનું મળતાપણું સમજી શકીએ છીએ તેજ શક્તિથી આપણે બીજા બધા અવયવોનું વૈધર્મ્ય પણ પરખી શકીએ છીયે. પણ જોન્સનનું કહેવું ખોટું હતું, તેની પ્રત્યક્ષ સાબીતી આ છેઃ એક બીજાથી જુદી પડતી વસ્તુઓ શોધી કાઢવામાં જેટલી ચતુરાઈ છે તેટલીજ મળતી આવતી શોધી કાઢવામાં પણ છે. શેરીડને એકવાર એક ભાષણવિષે એમ અભિપ્રાય આપ્યો હતો કે એમાંની બધી વાતો નવી છે, ને બધી ચતુરાઇ સ્મરણશક્તિની છે. આથી વધારે સ્પષ્ટ તેમ ટુંકો પરિચ્છેદ કવચિતજ થયો હશે. મી. પીટ, શેરીડનના નિતાંત વિરુદ્ધભાવને એક પાછળ ખેંચી રાખતી એક અનન્ત સાંકળ સાથે સરખાવતો. તે બધાં ચક્રને અટકાવતી, ગતિ મંદ પાડતી, અને રાજ્યયંત્રના કામને બંધ પાડતી. મી. શેરીડને ઉત્તર આપ્યું કે આ કલ્પિત પાછળ ખેંચતી સાંકળ તેવી ખરી સાંકળથી એક

અંશે જુદી પડેછે, ને તે ખરા જરૂરના અંશે, કે આ તો જ્યારે ગાડી ડુંગરના ઢોળાવ હેઠળ ખસી પડવા માંડેછે ત્યારેજ વળગાડવામાં આવેછે. જોન્સન પોતે પણ એક ચતુરાઇથીજ પરાજિત થયો હતો; ને તે ચતુરાઈનો સાર માત્ર એક વૈધર્મ્ય નિરૂપવામાંજ હતો. જે શેરીડન ભેગા રહ્યા હોય તે આવા ઘણા દાખલા યાદ કરી શકશે. મારૂં એવું સદ્‌ભાગ્ય માત્ર એકજ વાર આવેલું છે કે જ્યારે એ એક ગ્રહરૂપે પ્રકાશતો હતો ત્યાં હું પણ નાનો ઉપગ્રહ થઇ ભમતો હતો. પોતાના આકર્ષણની અસરથી એણે અમને પ્રાતઃકાલ સુધી છોડ્યા નહિ; અને એનું આનંદરંગપૂર્ણ વદન, અને એની અપ્રતિમ રમુજ કરવાની શક્તિ વિચારતાં, મને એ, ચતુરાઈના સિંહાસને, સૂર્યરથમાં ફેટન જેટલા જાજ્વલ્યમાન તેજથી પ્રકાસેછે તે કરતાં અધિક પ્રકાશતો જણાયો. પણ મારા પ્રકૃત વિષયના એક નમ્ર દૃષ્ટાન્તરૂપે હું એટલુંજ ઉમેરવા ઈચ્છુંછું કે જે પ્રથમ કહ્યો તેણે પોતાના અભાવે દિવસને રાત્રી કરી નાખી હતી, પણ બીજાએ તો પોતાના માધુર્યનાં કિરણથી, પોતાના પરાક્રમથી, ને ચતુરાઈના ચમકારાથી, રાત્રીને દિવસ કરી નાખ્યો હતો.

## સંસારની રીત.

જે માણસ દુનીયાંને ઓળખેછે તે પોતે જે જે જા-

ણુતો હોય તેનો ઘણામાં ઘણો ઉપયોગ કરશે એટલુંજ નહિ પણ જે નહિ જાણતો હોય તેવી ઘણી વસ્તુઓનો પણ કરશે, અને પોતાનું અજ્ઞાન છુપાવવાની તાત્કાલિક બુદ્ધિથી, એક પંડિત પોતાની પંડિતાઇ બતાવવાના પ્રયાસથી પ્રાપ્ત કરે તે કરતાં વધારે માન પ્રાપ્ત કરશે. સ્કોટલંડમાં, લોકોની રીતભાતના નિયમે, કાયદાનો શબ્દ "ક્યુરેટર" છે તેનો ઉચ્ચાર "ક્યુરાટર" જેવો કરી નાખ્યોછે. લોર્ડ મેન્સીફીલ્ડે કોર્ટમાં આવેલા એક સ્કોચ બારિસ્ટરની પોતાના અંગરેજ કાનને જે ઉચ્ચારની ભુલ લાગી તે સુધારતાં કહ્યું કે "ક્યુરેટર, મહેરબાન." પેલા બારિસ્ટરે તુરત ઉત્તર વાળ્યું "આપ જેવા કુશલ વક્તાને મુખેથી મારી ભુલ સુધરવામાં હું મારૂં સદ્ભાગ્ય માનુંછું."

## યૌવન અને વાર્ધક્ય.

જુવાનો એમ ધારેછે કે આપણી મૂર્ખાઇઓને ઘરડા માણસો સુખરૂપે માનેછે; ને ઘરડા માણસો એમ ધારેછે કે જુવાનો આપણા ગંભીરપણાને ડહાપણ ગણેછે. છતાં બન્ને પરસ્પર સંબંધે જે ધારેછે તેમાં ભુલ કરેછે. ખોટી સમજ પરસ્પર છે; અને હું તેને સુધારવાનો પ્રયત્ન નહિ કરૂં, કેમકે તેમ થવાથી જે સંતોષ છે તે પણ પરસ્પર લાભકારી છે. પેલા અતિ ચપલ ફ્રેંચમેનની પેઠે હું વૃદ્ધોઉપર એટલો બધો કરડો થઈ એમ નહિ બોલું

કે જો તેમને સારી શીખામણ દેવાની ટેવ પડી છે તો તે એટલાજ માટે કે તે પોતે अशक्तिवान् भवेत् साधुः એમાંના છે; પણ તેમને પોતાને માટે, તેમ બીજાનેમાટે પણ હું વૃદ્ધોને ચીડીયાપણાની સખ્તાઇને બદલે પ્રસન્નતા રાખવાની ભલામણ તો કરૂં; એમ જાણીને કે ગંભીરતા ડહાપણનું ચિન્હ હોય તે કરતાં ભારેખમપણું અજ્ઞાનનું ચિન્હ વધારે વાર હોયછે. પોતાના જીવિતના મ્હોટા આધારરૂપે વૃદ્ધોએ પ્રસન્નતાને સમજવી જોઇએ; પ્રસન્નતા વિનાનાં વર્ષ તે સૂર્યવિનાનો લાપ્લાંડનો શિયાળો હોય તેવાં છે; અને પ્રસન્નતાની વૃત્તિ આપણા યૌવનમાંજ કેળવવી જોઇએ, કે તેનો વૃદ્ધ થતાં ઉપયોગ થઇ શકે. જે દારૂ ખુમારીવાળો હોય તે તો વખત જતાં મીઠો થાયછે, પણ જે તરતજ ઉકળી ઉઠે તેવો હોય તે તો ખાટો થઇ જાયછે.

## જ્ઞાનવિનાનો આવેશ.

જો કોઈ કામ સારૂં હોય તો તેના અનુયાયીનો અવિચારી બચાવ તેને જેટલું નુકસાન કરી શકે તેટલું તેના પ્રતિપક્ષીના અતિ ઉગ્ર અભિદ્રવથી તેને થવાનું નથી. મતાંતરગામી જુલીઅને પોતાના, ચતુરાઈ અને વીર્યથી ચલાવેલા હુમલાથી ક્રીસ્ચીઆનીટીને જેટલું નુકસાન કર્યું હોય તે કરતાં વધારે થીઓડોરેટ અને બી-

જા જે ગંભીર થઈ જ્ઞાનવિનાના આવેશથી અને રીતિવિનાની શ્રદ્ધાથી સાધુઓના ચમત્કારને ઘટાવવા, અને કોન્સ્ટેન્ટાઇનના પ્રકાશમય 'ક્રોસ'ને સાચવવા, મથતા, તેમણે કર્યું છે.

